ઉત્તર:—આર્ય ગ્રંથકર્ત્તાઓએ બોધેલા ચાર આશ્રમ જે કાળમાં દેશની વિભૂષારૂપે પ્રવર્ત્તતા હતા તે કાળને ધન્ય છે!

૨૮૩ પ્રશ્ન:—ચારે આશ્રમનો અનુક્રમ કેવા પ્રકારે છે?

ઉત્તર:—ચાર આશ્રમમા પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, પછી વાનપ્રસ્થાશ્રમ અને પછી સન્યાસાશ્રમ, એમ અનુક્રમ છે.

૨૮૪ પ્રશ્ન:—એ આશ્રમોના અનુક્રમનો ઉપભોગ લઇ શકાય?

ઉત્તર:—તેવો અનુક્રમ જો જીવનનો હોય તો ભોગવવામાં આવે, સર્વાંગે સો વર્ષના આયુષ્યવાળો તેવી જ વૃત્તિએ ચાલ્યો આવ્યો તો તે આશ્રમનો ઉપભોગ લઇ શકે.

૨૮૫ પ્રશ્ન:—એ આશ્રમના બાંધા પરથી પ્રાચીનકાળમાં મૃત્યુ પ્રમાણ કેવું હોવુ સમજાય છે?

ઉત્તર:—પ્રાચીન કાળમાં અકાળિક મોત ઓછાં થતા હોય, એમ એ આશ્રમના બાંધા પરથી સમજાય છે.

૨૮૬ પ્રશ્ન:—ચારે આશ્રમ સાધી શકવાને કયા આત્માઓ વિશેષ યોગ્ય છે?

ઉત્તર:—આ જગતમા વિચિત્ર પ્રકારના દેહધારીઓ છે અને પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણથી એમ સિદ્ધ થઇ શકયુ છે કે, તેમાં મનુષ્યરૂપે પ્રવર્ત્તતા દેહધારી આત્માઓ એ ચારે વર્ગ સાધી શકવાને વિશેષ યોગ્ય છે.

૨૮૭ પ્રશ્ન:—મનુષ્યજાતિમા જેટલા આત્માઓ છે તે સમાન છે?

ઉત્તર:—મનુષ્યજાતિમાં જેટલા આત્માઓ છે તેટલા બધા સરખી વૃત્તિના, સરખા વિચારના કે સરખી જિજ્ઞાસા અને ઇચ્છાવાળા નથી; એ આપણે પ્રત્યક્ષ જોઇ શકીયે છીએ. પ્રત્યેક પ્રત્યેક સૂક્ષ્મ દ્રષ્ટિએ જોતા વૃત્તિ, વિચાર, જિજ્ઞાસા અને ઇચ્છાની એટલી બધી વિચિત્રતા લાગે છે કે આશ્ચર્ય!

૨૮૮ પ્રશ્ન:—સર્વ પ્રાણીની ઇચ્છા શી છે? તે ક્યા દેહમાં સિદ્ધ થઇ શકે છે?

ઉત્તર:—સર્વ પ્રાણીની—અપવાદ શિવાય—સુખપ્રાપ્તિ કરવાની જે ઇચ્છા તે બહુ અશે મનુષ્યદેહમાં સિદ્ધ થઇ શકે છે.

૨૮૯ પ્રશ્ન:—તે પ્રાણીઓ સુખને બદલે શું લે છે? અને તેમ શા કારણથી થયું છે?

ઉત્તર:—તેઓ સુખને બદલે દુઃખ લઇ લે છે, એમ માત્ર મોહદ્રષ્ટિ થયું છે.

૨૯૦ પ્રશ્ન:—આત્માને મળેલું સ્વરૂપ શાને લીધે ભૂલી જાય છે?

ઉત્તર:—પ્રમાદને લીધે આત્મા મળેલું સ્વરૂપ ભૂલી જાય છે.

૨૯૧ પ્રશ્ન:—મનને વશ કરવાના ઉત્તમ સાધનો કયાં છે?

ઉત્તર:—અલ્પ આહાર, અલ્પ વિહાર અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા, અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો છે.

૨૯૨ પ્રશ્ન:—આત્માની શ્રેષ્ઠતા શી છે?

ઉત્તર:—શ્રેષ્ઠ વસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે; કદાપિ તે જિજ્ઞાસા પાર ન પડી તોપણ જિજ્ઞાસા તે પણ તે જ અંશવત્ છે.

૨૯૩ પ્રશ્ન—નવાં કર્મ બાંધવા નહી અને જૂનાં ભોગવી લેવા એવી રીતે કોણ વર્તી શકે છે?

ઉત્તર:—નવાં કર્મ બાંધવાં નહી, અને જૂના ભોગવી લેવા એવી જેની અચળ જિજ્ઞાસા છે તે તે પ્રમાણે વર્તી શકે છે.

૨૯૪ પ્રશ્ન:—કયા કૃત્યની ઇચ્છા મૂળથીજ રહેવા દેવી જોઇએનહી?

ઉત્તર:—જે કૃત્યનું પરિણામ ધર્મ નથી તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઇતી નથી.

૨૯૫ પ્રશ્ન:—મન જો શંકાશીલ થયું હોય તો શું વિચારવા યોગ્ય છે?

ઉત્તર.—મન જો શંકાશીલ થઇ ગયુ હોય તો 'દ્રવ્યાનુયોગ' વિચારવો યોગ્ય છે.

૨૯૬ પ્રશ્ન:—મન પ્રમાદી થઇ ગયું હોય તો શું વિચારવા યોગ્ય છે?

ઉત્તર:—પ્રમાદી થઈ ગયુ હોય તો 'ચરણકરણાનુયોગ' વિચારવો યોગ્ય છે.

૨૯૭ પ્રશ્ન—મન કષાયી થઇ ગયું હોય તો શું વિચારવા યોગ્ય છે?

ઉત્તર:—કષાયી થઇ ગયું હોય તો 'ધર્મકથાનુયોગ' વિચારવો યોગ્ય છે.

૨૯૮ પ્રશ્ન—મન જડ થઇ ગયુ હોય ત્યારે શુ વિચારવા યોગ્ય છે?

ઉત્તર:—જડ થઇ ગયુ હોય તો 'ગણિતાનુયોગ' વિચારવો યોગ્યછે?

૨૯૯ પ્રશ્ન—પૃથ્વી, સ્ત્રી અને ધર્મ સંબંધી ક્લેશ થાય તો શું કરવુ?

ઉત્તર.—પૃથ્વી સંબંધી ક્લેશ પેદા થાય તો, એમ સમજી લેજો કે, તે સાથે આવવાની નથી. ઉલટો હું તેને દેહ આપી જવાનો છુ; વળી તે કંઇ મૂલ્યવાન્ નથી. સ્ત્રી સંબંધી ક્લેશ, શંકાભાવ થાય તો આમ સમજી અન્ય ભોક્તા પર હસજો કે, તે મળમૂત્રની ખાણમા મોહી પડયો. (જે વસ્તુનો નિત્ય આપણે ત્યાગ કરીએ છીએ તેમા). ધન સબધી નિરાશા કે ક્લેશ થાય તો, તે ઉંચી જાતના કાંકરા છે એમ સમજી સંતોષ રાખજો; તો તમે ક્રમે કરીને નિસ્પૃહી થઇ શકશો.

૩૦૦ પ્રશ્ન—કેવો બોધ પામવો ?

ઉત્તર—તેનો (તમે) બોધ પામો કે જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય.

૩૦૧ પ્રશ્ન—સર્વકાળનાં અસમાધિમરણ કેમ ટળે ?

ઉત્તર—એક વાર જો સમાધિમરણ થયુ તો સર્વકાળના અસમાધિમરણ ટળશે

૩૦૨ પ્રશ્ન—કોનું પદ સર્વોત્તમ છે ?

ઉત્તરઃ—સર્વોત્તમપદ સર્વ (સગપરિ) ત્યાગીનુ છે.

૩૦૩ પ્રશ્ન—દુનિયા શા કારણે તત્ત્વ પામી શકતી નથી ?

ઉત્તરઃ—દુનિયા મતભેદના બધનથી તત્ત્વ પામી શકતા નથી. સાચુ સુખ અને સત્ય આનદ તેઓમા નથી.

૩૦૪ પ્રશ્ન.—આ આત્મા અનાદિકાળથી શા કારણથી રખડયો ?

ઉત્તરઃ—જગતમાં નિરાગીત્વ, વિનયતા અને સત્પુરૂષની આજ્ઞા એ નહીં મળવાથી આ આત્મા અનાદિકાળથી રખડયો.

૩૦૫ પ્રશ્નઃ—નિર્ગ્રંથ ભગવાનના ધર્મ માટે આપ શું કહો છો ?

ઉત્તર—નિર્ગ્રંથ ભગવાનના પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યૂન જ છે. આત્મા અનંત કાળ રખડયો તે માત્ર એના નિરૂપમ ધર્મના અભાવે જેના એક રોમમાં કિંચિત્ પણ અજ્ઞાન મોહ કે અસમાધિ રહી નથી, તે સત્પુરુષનાં વચન અને બોધ માટે કઇ પણ નહી કહી શકતા, તેનાં જ વચનમાં પ્રશસ્તભાવે પુન પુન પ્રશસ્ત થવું, એ પણ આપણું સર્વોત્તમ શ્રેય છે. શી એની શૈલી! જ્યાં આત્માને વિકારમય થવાને અનંતાંશ પણ રહ્યો નથી. શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જવલ શુક્લધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલાં તે નિર્ગ્રંથનાં પવિત્ર વચનોની મને-તમને ત્રિકાળ શ્રદ્ધા રહો! એ જ પરમાત્માના યોગબલ આગળ પ્રયાચના!

૩૦૬. પ્રશ્ન:—આપ ક્યા ગચ્છમાં છો ?

ઉત્તર:—હું કોઇ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું.

૩૦૭ પ્રશ્ન:—મોક્ષના માર્ગ કેટલા ? અને મોક્ષ માર્ગ કેવો હોય તે કહેશો ?

ઉત્તર:—મોક્ષના માર્ગ બે નથી. જે જે પુરુષો મોક્ષરૂપ પરમ-શાંતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા સત્પુરુષો એક જ માર્ગથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે; ભવિષ્ય કાળે પણ તેથી જ પામશે. તે માર્ગમાં મતભેદ નથી, અસરળતા નથી ઉન્મત્તતા નથી; ભેદાભેદ નથી; માન્યામાન્ય નથી. તે સરળ માર્ગ છે, તે સમાધિ માર્ગ છે, તથા તે સ્થિર માર્ગ છે; અને સ્વાભાવિક શાંતિ સ્વરૂપે છે. સર્વ કાળે તે માર્ગનું હોવાપણું છે. માર્ગના મર્મને પામ્યા વિના કોઇ ભૂતકાળે મોક્ષ પામ્યા નથી, વર્તમાનકાળે પામતા નથી અને ભવિષ્યકાળે પામશે નહીં. શ્રી જિને સહસ્ત્ર ક્રિયાઓ અને સહસ્ત્ર ઉપદેશો એ એક જ માર્ગ આપવા માટે કહ્યા છે; ને તે માર્ગને અર્થે તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સફળ છે, અને એ માર્ગને ભૂલી જઇ તે ક્રિયાઓ અને તે ઉપદેશો ગ્રહણ થાય તો તે સૌ નિષ્ફળ છે. શ્રી મહાવીર જે વાટેથી તર્યા તે વાટેથી શ્રીકૃષ્ણ તરશે, જે વાટેથી શ્રીકૃષ્ણ તરશે, તે વાટેથી શ્રી મહાવીર તર્યા છે એ વાટ ગમે ત્યા બેઠા, ગમે તે કાળે, ગમે તે શ્રેણીમાં, ગમે તે યોગમા જ્યારે પમાશે ત્યારે, પવિત્ર શાશ્વત સત્પદના અનંત અતીંદ્રિય સુખનો અનુભવ થશે. તે વાટ સર્વ સ્થળે સભવિત છે, યોગ્ય સામગ્રી નહી મેળવવાથી ભવ્ય પણ એ માર્ગ પામતાં અટક્યા છે તથા અટકશે અને અટકયા હતા. કોઇ પણ ધર્મ સંબંધી મતભેદ રાખવો છોડી દઇ, એકાગ્ર ભાવથી સમ્યક્યોગે એ જ માર્ગ સંશોધન કરવાનો છે. વિશેષ શુ કહેવું ? તે માર્ગ આત્મામાં રહ્યો છે. આત્મત્વપ્રાપ્ત પુરુષ-નિર્ગ્રંથઆત્મા—જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે—ઉદય આપશે ત્યારે જ, તે પ્રાપ્ત થશે,—ત્યારે જ તેની વાટ મળશે ત્યારે જ તે મતભેદાદિક જશે, મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી; વિચારીને જેણે મતભેદને ટાળ્યો, તે અંતર્વૃત્તિને પામી ક્રમે કરી શાશ્વત મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે.

૩૦૮ પ્રશ્ન:—કર્મ એ શું વસ્તુ છે ?

ઉત્તર:—કર્મ એ જડ વસ્તુ છે.

૩૦૯ પ્રશ્ન:—આત્માને આત્મબુદ્ધિએ જડનો સમાગમ હોય તો તેથી આત્માને શું હાનિ ?

ઉત્તર:—જે જે આત્માને એ જડથી જેટલો જેટલો આત્મ બુદ્ધિએ સમાગમ છે, તેટલી તેટલી જડતાની એટલે અબોધતાની તે આત્માને પ્રાપ્તિ હોય એમ અનુભવ થાય છે.

૩૧૦ પ્રશ્ન—જડની ચેતનપર શી અસર છે?

ઉત્તર—આશ્ચર્યતા છે કે, પોતે જડ છતા ચેતનને અચેતન મનાવી રહ્યો છે! ચેતન ચેતનભાવ ભૂલી જઇ તેને સ્વસ્વરૂપ જ માને છે.

૩૧૧ પ્રશ્ન:—ચેતનશુદ્ધિ કેમ પમાશે?

ઉત્તર:—જે પુરુષો તે કર્મસંયોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા અને પૂર્વસંયોગો સત્તામા છે તેને, અબંધ પરિણામે ભોગવી રહ્યા છે, તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઊર્ધ્વ શ્રેણિ પામી શુદ્ધ ચેતનભાવને પામશે. આમ કહેવું સપ્રમાણ છે, કારણ અતીત કાળે તેમ થયું છે, વર્ત્તમાન કાળે તેમ થાય છે, અનાગત કાળે તેમ જ થશે. કોઈ પણ આત્મા ઉદયીકર્મને ભોગવતાં સમત્વશ્રેણિમા પ્રવેશ કરી અબંધ પરિણામે વર્ત્તશે તો, ખચિત ચેતનશુદ્ધિ પામશે.

૩૧૨ પ્રશ્ન—મહાત્માઓની રીતિ કેમ સંપ્રાપ્ત કરી શકાય?

ઉત્તર:—આત્મા વિનયી (થઇ), સરળ અને લઘુત્વ ભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહ્યો તો, જે મહાત્માઓને (નિરાગી મહાત્માઓને) નમસ્કાર કર્યો છે, તે મહાત્માઓની જે જાતિની રિદ્ધિ છે, તે જાતિની રિદ્ધિ સંપ્રાપ્ત કરી શકાય.

૩૧૩ પ્રશ્ન—મોક્ષ કેમ થયો નથી?

ઉત્તર—અનંત કાળમાં કાં તો સત્પાત્રતા થઇ નથી અને કાં તો સત્પુરુષ (જેમા સદ્‌ગુરુત્વ, સત્સંગ અને સત્કથા એ રહ્યાં છે.) મળ્યા નથી; નહીં નો નિશ્ચય છે કે, મોક્ષ હથેળીમાં છે. ઇષત પ્રાગ્ભારા એટલે સિદ્ધિ, પૃથ્વીપર ત્યાર પછી છે, અને સર્વ શાસ્ત્ર પણ સમ્મત છે (મનન કરશો.) અને આ કથન ત્રિકાળસિદ્ધ છે.

૩૧૪ પ્રશ્ન:—મૈત્રી ભાવના એટલે શું?

ઉત્તર:—મૈત્રી એટલે સર્વ જગતથી નિર્વૈરબુદ્ધિ.

૩૧૫ પ્રશ્ન:—પ્રમોદ ભાવના એટલે શુ?

ઉત્તર—પ્રમોદ એટલે કોઇ પણ આત્માના ગુણ જોઈ હર્ષ પામવો.

૩૧૬ પ્રશ્ન:—કરૂણા ભાવના એટલે શું?

ઉત્તર:—કરૂણા એટલે સંસારતાપથી દુઃખી આત્માના દુઃખથી અનુકંપા પામવી.

૩૧૭ પ્રશ્નઃ—ઉપેક્ષા ભાવના એટલે શું ?

ઉત્તરઃ—ઉપેક્ષા એટલે નિસ્પૃહભાવે જગતના પ્રતિબંધને વિસારી આત્મહિતમાં આવવું. એ ભાવનાઓ કલ્યાણમય અને પાત્રતા આપનારી છે.

૩૧૮ પ્રશ્નઃ—શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે કે મર્મ ?

ઉત્તર.—શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી.

૩૧૯ પ્રશ્નઃ—મર્મ ક્યા રહ્યો છે ?

ઉત્તર.—મર્મ તો સત્પુરુષોના અંતરાત્મામાં રહ્યો છે.

૩૨૦ પ્રશ્ન'—ધર્મનો રસ્તો કેવો છે ?

ઉત્તરઃ—ધર્મનો રસ્તો સરળ, સ્વચ્છ અને સહજ છે; પણ તે વિરલ આત્માઓ પામ્યા છે, પામે છે અને પામશે.

૩૨૧ પ્રશ્ન.—પરમાત્માને ધ્યાવવાથી શુ ફળ ? અને તે ધ્યાવન કેમ પ્રાપ્ત કરી શકાય ?

ઉત્તરઃ—પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે, પણ તે ધ્યાવન, આત્મા સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી; એ નિર્ગ્રંથ ભગવાનનુ સર્વોત્તમ વચનામૃત છે.

૩૨૨ પ્રશ્નઃ—ભારતમાં આ કાળમાં શુકલધ્યાનની મુખ્યતાનો અનુભવ સંભવિત છે ?

ઉત્તરઃ—આ કાળમાં શુકલધ્યાનની મુખ્યતાનો અનુભવ ભારતમાં અસંભવિત છે; તે ધ્યાનની પરોક્ષ કથારૂપ અમૃતતાનો રસ કેટલાક પુરૂષો પ્રાપ્ત કરી શકે છે.

૩૨૩ પ્રશ્ન —મોક્ષના માર્ગની અનુકૂળતા ધોરીવાટે શાથી છે ?

ઉત્તર.—મોક્ષના માર્ગની અનુકૂળતા ધોરીવાટે પ્રથમ ધર્મધ્યાનથી છે.

૩૨૪ પ્રશ્ન —આ કાળમાં ધર્મધ્યાનની પ્રાપ્તિ ક્યા સાધનોથી થઇ શકે છે ?

ઉત્તરઃ—આ કાળમાં રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સ્વભાવે, કેટલાકને સદ્ગુરુરૂપ નિરૂપમ નિમિત્તથી, અને કેટલાકને સત્સંગ-આદિ લઇ અનેક સાધનોથી થઇ શકે છે.

૩૨૫ પ્રશ્નઃ—આવા સત્પુરુષો કેટલા નીકળી શકે ? અને તે ક્યાં વાસ કરે છે ?

ઉત્તરઃ—પણ તેવા (સત્) પુરુષો-નિર્ગ્રંથમતના-લાખોમાં પણ કોઇક જ નીકળી શકે છે. ઘણે ભાગે તે સત્પુરુષો ત્યાગી થઇ, એકાંત

ભૂમિકામાં વાસ કરે છે. કેટલાક બાહ્ય–અત્યાગને લીધે સંસારમાં રહ્યા છતાં સંસારીપણું જ દર્શાવે છે.

૩૨૬ પ્રશ્નઃ—એ બે પુરુષોમાં કોનું જ્ઞાન મુખ્યોત્કૃષ્ટ અને કોનું ગૌણોત્કૃષ્ટ ?

ઉત્તરઃ—પહેલા પુરુષનું મુખ્યોત્કૃષ્ટ અને બીજાનુ ગૌણોત્કૃષ્ટ જ્ઞાન, પ્રાયે કરીને ગણી શકાય.

૩૨૭ પ્રશ્નઃ—ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણાય?

ઉત્તરઃ—ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણી શકાય.

૩૨૮ પ્રશ્નઃ—ચોથે ગુણસ્થાનકે ધર્મધ્યાનની મુખ્યતા છે કે ગૌણતા ?

ઉત્તરઃ—ત્યાં ધર્મધ્યાનની ગૌણતા છે.

૩૨૯ પ્રશ્નઃ—પાંચમે ગુણસ્થાનકે ધર્મધ્યાનની સ્થિતિ શી છે ?

ઉત્તરઃ—પાચમે મધ્યમ ગૌણતા છે.

૩૩૦ પ્રશ્નઃ—છઠ્ઠે ગુણસ્થાનકે ધર્મધ્યાનની સ્થિતિ શી છે ?

ઉત્તરઃ—છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે.

૩૩૧ પ્રશ્નઃ—સાતમે ગુણસ્થાનકે ધર્મધ્યાનની સ્થિતિ શી છે ?

ઉત્તરઃ—સાતમે મુખ્યતા છે.

૩૩૨ પ્રશ્ન.—ગૃહાવાસમાં કેટલામા ગુણસ્થાનકે આવી શકીએ ?

ઉત્તરઃ—આપણે ગૃહાવાસમા સામાન્ય વિધિએ પાંચમે ઉત્કૃષ્ટે તો આવી શકીએ. આ શિવાય ભાવની અપેક્ષા તો ઓર જ છે !

૩૩૩ પ્રશ્નઃ—પવનનો જય કરનાર મનનો જય કરે છે ?

ઉત્તરઃ—જે પવન ( શ્વાસ ) નો જય કરે છે તે મનનો જય કરે છે.

૩૩૪ પ્રશ્નઃ—મનનો જય કરે છે તે શુ પામે છે ?

ઉત્તરઃ—જે મનનો જય કરે છે તે આત્મલીનતા પામે છે.

૩૩૫ પ્રશ્નઃ—આપે આ કહ્યું તે વ્યવહાર છે કે નિશ્ચય ?

ઉત્તરઃ—આ કહ્યું તે વ્યવહાર માત્ર છે.

૩૩૬ પ્રશ્નઃ—નિશ્ચયઅર્થની યોજના ક્યાં રહી છે ?

ઉત્તરઃ—નિશ્ચયમાં નિશ્ચયઅર્થની અપૂર્વ યોજના સત્પુરુષના અંતરમાં રહી છે.

૩૩૭ પ્રશ્નઃ—શ્વાસનો જય કરતાં છતાં સંસાર વધે ?

ઉત્તરઃ—શ્વાસનો જય કરતાં છતા સત્પુરૂષની આજ્ઞાથી પરાઙ્મુ-

અતા છે, તો તે શ્વાસ જય પરિણામે સંસાર જ વધારે છે.

૩૩૮ પ્રશ્નઃ—શ્વાસનો જય ક્યાં હોય?

ઉત્તરઃ—શ્વાસનો જય ત્યાં છે કે જ્યાં વાસ(ના)નો જય છે.

૩૩૯ પ્રશ્નઃ—શ્વાસ જયનાં સાધન કેટલાં છે? અને ક્યાં ક્યાં?

ઉત્તરઃ—તેનાં બે સાધન છેઃ સદ્ગુરુ અને સત્સંગ.

૩૪૦ પ્રશ્નઃ—તેની શ્રેણી છે? છે તો કઈ કઇ?

ઉત્તરઃ—તેની બે શ્રેણિ છે. પર્યુપાસના અને પાત્રતા.

૩૪૧ પ્રશ્નઃ—તેની વર્ધમાનતા હોય તો કહો.

ઉત્તરઃ—તેની બે વર્દ્ધમાનતા છે. પરિચય અને પુણ્યાનુબંધીપુણ્યતા.

૩૪૨ પ્રશ્નઃ—આ સઘળાંનું મૂળ શું છે?

ઉત્તરઃ—સઘળાનું મૂળ આત્માની સત્પાત્રતા છે.

૩૪૩ પ્રશ્નઃ—ધ્યાન કેમ કરવું તે કૃપા કરી કહેશો?

ઉત્તરઃ—જો પદ્માસન વાળીને કિંવા સ્થિર આસનથી બેસી શકાતું હોય, (સૂઈ શકાતું હોય તો પણ ચાલે, પણ સ્થિરતા જોઇએ.) ચળવિચળ દેહ ન થતો હોય, તો આંખો મીંચી જઇ નાભિના ભાગપર દૃષ્ટિ પહોંચાડી, પછી છાતીના મધ્ય ભાગમાં આણી કપાળના મધ્ય ભાગમાં તે દૃષ્ટિ ઠેઠ લાવી, સર્વ જગત્ શૂન્યાભાસરૂપ ચિંતવી, પોતાના દેહમાં સર્વ સ્થળે એક તેજ વ્યાપ્યું છે, એવો ભાસ લઇ, જે રૂપે પાર્શ્વનાથાદિક અર્હંતની પ્રતિમા સ્થિરધ્યાન દેખાય છે, તેવો ખ્યાલ છાતીના મધ્ય ભાગમાં કરો. એટલામાંથી કંઇ થઇ ન શકતું હોય તો સવારના ચાર વાગે કે પાંચ વાગે જાગૃતિ પામી, એકાગ્રતા ચિંતવવી. અર્હંત સ્વરૂપનું ચિંતવન, બને તો કરવું; નહીં તો કંઇ પણ નહીં ચિંતવતાં, સમાધિ કે બોધિ એ શબ્દો જ ચિંતવવા. પરમ કલ્યાણની એક શ્રેણિ પશે ઓછામાં ઓછી બાર પળ અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત સ્થિતિ રાખવી.

૩૪૪ પ્રશ્નઃ—કોઇ પણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવું એ જ્ઞાનીઓનો ઉપદેશ છે એ વચન આપને સમ્મત છે?

ઉત્તરઃ—કોઇ પણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવું એ જ્ઞાનીઓનો ઉપદેશ છે. આ વચન મને પણ સમ્મત છે.

૩૪૫ પ્રશ્નઃ—પ્રત્યેક દર્શનમાં આત્માનો જ બોધ છે, અને મોક્ષ માટે સર્વનું પ્રયત્ન છે તો પછી કયો માર્ગ સમ્મત કરવો જોઇએ?

ઉત્તરઃ—પ્રત્યેક દર્શનમાં આત્માનોજ બોધ છે; અને મોક્ષ માટે સર્વનું પ્રયત્ન છે; તોપણ આટલું તો આપ પણ માન્ય કરી શકશો કે, જે માર્ગથી આત્મા આત્મત્વ–સમ્યક્જ્ઞાન–યથાર્થદૃષ્ટિ–પામે તે માર્ગ સત્પુરૂષની આજ્ઞાનુસાર સમ્મત કરવો જોઇએ.

૩૪૬ પ્રશ્નઃ—કયા પુરુષનું બોધેલું દર્શન પૂર્વાપદ હિતસ્વી છે?

ઉત્તરઃ—જે પુરુષનું વચન પૂર્વાપર અખંડિત છે, તેનું બોધેલું દર્શન તે પૂર્વાપર હિતસ્વી છે.

૩૪૭ પ્રશ્નઃ—સમ્યક્જ્ઞાન ક્યાંથી સંપ્રાપ્ત થાય છે?

ઉત્તર—આત્મા જ્યાંથી 'યથાર્થદૃષ્ટિ' કિંવા 'વસ્તુધર્મ' પામે ત્યાંથી સમ્યક્જ્ઞાન સપ્રાપ્ત થાય એ સર્વમાન્ય છે.

૩૪૮ પ્રશ્ન—શુ જાણ્યુ ન હોય તો આત્મા જાણ્યો ન કહેવાય?

ઉત્તર—જ્ઞેય, હેય, અને ઉપાદેયરૂપે કોઇ પદાર્થ–એક પણ પરમાણુ નથી જાણ્યો તો ત્યા આત્મા પણ જાણ્યો નથી.

૩૪૯ પ્રશ્ન—એકને જાણ્યો તેણે સર્વ જાણ્યુ, જેણે સર્વને જાણ્યુ તેણે એકને જાણ્યો એ વચન શું ઉપદેશે છે?

ઉત્તરઃ—મહાવીરના બોધેલા "આચારાંગ" નામના એક સિદ્ધાતિક શાસ્ત્રમાં આમ કહ્યું છે કે, "એગં જાણઇ સે સવ્વં જાણઇ, જે સવ્વ જાણઇ એ એગં જાણઇ" એકને જાણ્યો તેણે સર્વ જાણ્યુ, જેણે સર્વને જાણ્યુ તેણે એકને જાણ્યો. આ વચનામૃત એમ ઉપદેશે છે કે, એક આત્મા જ્યારે જાણવા માટે પ્રયત્ન કરશે, ત્યારે સર્વ જાણ્યાનુ પ્રયત્ન થશે. અને સર્વ જાણ્યાનુ પ્રયત્ન એક આત્મા જાણવાને માટે છે; તોપણ વિચિત્ર જગત્‌નું સ્વરૂપ જેણે જાણ્યું નથી તે આત્માને જાણતો નથી. આ બોધ અયથાર્થ ઠરતો નથી. આત્મા શાથી, કેમ, અને કેવા પ્રકારે બધાયો છે? આ જ્ઞાન જેને થયુ નથી, તેને તે શાથી, કેમ અને કેવા પ્રકારે મુક્ત થાય? તેનું જ્ઞાન પણ થયુ નથી; અને ન થાય તો વચનામૃત પણ પ્રમાણભૂત છે. મહાવીરના બોધનો મુખ્ય પાયો ઉપરના વચનામૃતથી શરૂ થાય છે; અને એનું સ્વરૂપ એણે સર્વોત્તમ દર્શાવ્યુ છે.

૩૫૦ પ્રશ્નઃ—આપનુ કથન મહાવીરના પક્ષપાત માટે નથી?

ઉત્તરઃ—મહાવીર કે કોઇ પણ બીજા ઉપદેશકના પક્ષપાત માટે મારૂં કઇ પણ કથન અથવા માનવું નથી; પણ આત્મત્વ પામવા માટે જેનો બોધ અનુકૂળ છે તેને માટે પક્ષપાત–દૃષ્ટિરાગ–પ્રશસ્ત રાગ, કે માન્યતા છે; અને તેને આધારે વર્ત્તના છે.

૩૫૧ પ્રશ્નઃ—પ્રત્યક્ષ સત્સંગ કેવો છે અને તે શાનું ફળ છે?

ઉત્તર—પ્રત્યક્ષ સત્સંગની તો બલીહારી છે; અને તે પુણ્યાનુબંધી પુણ્યનુ ફળ છે; છતાં જ્યાં સુધી પરોક્ષ સત્સંગ જ્ઞાનીદષ્ટ્યનુસાર મળ્યા કરશે ત્યાંસુધી પણ મારા ભાગ્યનો ઉદય જ છે.

૩૫૨ પ્રશ્ન—નિર્ગંથ શાસન સર્વોત્તમ વૃદ્ધ કોને ગણે છે ? અને વૃદ્ધતાના કેટલા ભેદ છે ?

ઉત્તર.—નિર્ગ્રંથ શાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમ વૃદ્ધ ગણે છે. જાતિવૃદ્ધતા, પર્યાયવૃદ્ધતા એવા વૃદ્ધતાના અનેક ભેદ છે, પણ જ્ઞાનવૃદ્ધતા વિના એ સઘળી વૃદ્ધતા તે નામવૃદ્ધતા છે; કિવા શૂન્યવૃદ્ધતા છે.

૩૫૩ પ્રશ્ન:—આ કાળમાં ગત ભવને કોઇ જાણી શકે ? અને જાણી શકે તો કયા જ્ઞાનથી ?

ઉત્તર:—મારૂ કેટલાક નિર્ણયપરથી આમ માનવુ થયું છે કે, આ કાળમાં પણ કોઇ કોઇ મહાત્માઓ ગતભવને જાતિસ્મરણ જ્ઞાનવડે જાણી શકે છે.

૩૫૪ પ્રશ્ન—આ જાણવું કલ્પિત છે કે સમ્યક્ ?

ઉત્તર:—જે જાણવું કલ્પિત નહીં પણ સમ્યક્ હોય છે.

૩૫૫ પ્રશ્ન:—એ જ્ઞાન શાનાથી પ્રાપ્ત થાય છે ?

ઉત્તર:—ઉત્કૃષ્ટ સમ્વેગ—જ્ઞાનયોગ—અને સત્સંગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૩૫૬ પ્રશ્ન:—એ જ્ઞાન પ્રાપ્ત થવુ એટલે શુ ? શું ભૂતભવ પ્રત્યક્ષ અનુભવ રૂપ થાય છે ?

ઉત્તર—ભૂતભવ પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે.

૩૫૭ પ્રશ્ન—જ્યાં સુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યાં સુધી ભવિષ્યકાળનુ ધર્મપ્રયત્ન કેવું થાય છે અને તે પ્રયત્ન યોગ્ય સિદ્ધિ આપે છે ?

ઉત્તર:—જ્યા સુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યાંસુધી ભવિષ્યકાળનુ ધર્મ પ્રયત્ન શંકાસહ આત્મા કર્યા કરે છે; અને શંકાસહ પ્રયત્ન તે યોગ્ય સિદ્ધિ આપતુ નથી.

૩૫૮ પ્રશ્ન—કયા પુરૂષને આત્મજ્ઞાન થયું ન ગણાય એમ શાસ્ત્રશૈલી જોતાં જણાય છે ?

ઉત્તર:—પુનર્જન્મ છે આટલુ પરોક્ષે—પ્રત્યક્ષે નિશંકત્વ જે પુરુષને પ્રાપ્ત થયુ નથી, તે પુરુષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી.

૩૫૯ પ્રશ્ન:—ચૈતન્ય અને જડ એ બે ઓળખવાને માટે પ્રથમ શુ ઓળખાવું જોઇએ ?

ઉત્તર:—'ચૈતન્ય' અને 'જડ' એ બે ઓળખવાને માટે તે બન્ને વચ્ચે જે ભિન્ન ધર્મ છે તે પ્રથમ ઓળખવો જોઇએ.

૩૬૦ પ્રશ્ન:—ચૈતન્ય અને જડમાં મુખ્ય ભિન્ન ધર્મ કયો ઓળખવાનો છે ?

ઉત્તર:—તે ભિન્ન ધર્મમાં પણ મુખ્ય ભિન્ન ધર્મ જે ઓળખવાનો છે તે આ છે કે, 'ચૈતન્ય'મા ' ઉપયોગ ' ( કોઈ પણ વસ્તુનો જે વડે બોધ થાય તે વસ્તુ ) રહ્યો છે, અને 'જડ'માં 'તે' નથી.

૩૬૧ પ્રશ્ન:—ચૈતન્ય અને જડ બન્નેમાં ભિન્ન ધર્મ છે, અને જે શક્તિઓ જડમાં છે તે ચૈતન્યમા નથી તો પછી તે બે પદાર્થો ઓળખવામાં ભિન્ન ધર્મનો પ્રશ્ન કેમ ઘટે ?

ઉત્તર:—અહિં કદાપિ આમ કોઇ નિર્ણય કરવા ઇચ્છે કે, 'જડ'મા 'શબ્દ', 'સ્પર્શ', 'રૂપ', 'રસ' અને 'ગંધ' એ શક્તિઓ રહી છે; અને ચૈતન્યમાં તે નથી; પણ એ ભિન્નતા આકાશની અપેક્ષા લેતા ન સમજાય તેવી છે, કારણ તેવા કેટલાક ગુણો આકાશમાં પણ રહ્યા છે; જેવા કે, નિરંજન, નિરાકાર, અરૂપી ઇ૦ તો તે આત્માની સદૃશ્ય ગણી શકાય, કારણ ભિન્ન ધર્મ ન રહ્યા; પરંતુ ભિન્ન ધર્મ " ઉપયોગ " નામનો આગળ કહેલો ગુણ તે દર્શાવે છે; અને પછીથી જડ ચૈતન્યનું સ્વરૂપ સમજવું સુગમ પડે છે.

૩૬૨ પ્રશ્ન:—જીવનો મુખ્ય ગુણ વા લક્ષણ શું છે ?

ઉત્તર.—જીવનો મુખ્ય ગુણ વા લક્ષણ ઉપયોગ છે.

૩૬૩ પ્રશ્ન:—ઉપયોગ એટલે શું ?

ઉત્તર—કોઇ પણ વસ્તુ સંબંધી લાગણી, બોધ, જ્ઞાન.

૩૬૪ પ્રશ્ન:—અશુદ્ધ અને અપૂર્ણ ઉપયોગ જે જીવને રહ્યો છે તે પરમાત્મ દશામાં આવ્યો છે ?

ઉત્તર:—અશુદ્ધ અને અપૂર્ણ ઉપયોગ જેને રહ્યો છે તે જીવ વ્યવહારનયની અપેક્ષાએ પરમાત્મ દશામાં આવ્યો નથી.

૩૬૫ પ્રશ્ન:—આત્મા કેવો છે ?

ઉત્તર:—આત્મા સ્વરૂપે પરમાત્મા જ છે, પણ જ્યાંસુધી સ્વ-સ્વરૂપ યથાર્થ સમજ્યો નથી ત્યાં સુધી (આત્મા) છદ્મસ્થ જીવ છે.

૩૬૬ પ્રશ્ન:—પરમાત્મદશાને પ્રાપ્ત થયેલો આત્મા કયો ગણાય ?

ઉત્તર:—શુદ્ધ અને સંપૂર્ણ યથાર્થ ઉપયોગ જેને રહ્યો છે તે પરમાત્મદશાને પ્રાપ્ત થયેલો આત્મા ગણાય.

૩૬૭ પ્રશ્ન.—આત્મા શા કારણે કલ્પિતજ્ઞાનને સમ્યગ્જ્ઞાન માની રહ્યો છે ?

ઉત્તર:—અશુદ્ધ ઉપયોગી હોવાથી જ આત્મા કલ્પિત જ્ઞાન (અજ્ઞાન) ને સમ્યક્જ્ઞાન માની રહ્યો છે.

૩૬૮ પ્રશ્ન:—સમ્યગ્જ્ઞાન વિના પુનર્જન્મનો નિશ્ચય યથાર્થ થતો નથી ?

ઉત્તર—સમ્યક્જ્ઞાન વિના પુનર્જન્મનો નિશ્ચય કોઈ અંશે પણ યથાર્થ થતો નથી.

૩૬૯ પ્રશ્ન.—અશુદ્ધ ઉપયોગ થવાનુ કાંઈ નિમિત્ત હોવું જોઇએ ? અને હોવુ જોઇએ તો તે શું ?

ઉત્તર—અશુદ્ધ ઉપયોગ થવાનું કંઈ પણ નિમિત્ત હોવું જોઇએ. તે નિમિત્ત અનુપૂર્વિએ ચાલ્યા આવતા બાહ્યભાવે ગ્રહેલા કર્મપુદ્દલ છે. તે કર્મનુ યથાર્થ સ્વરૂપ સૂક્ષ્મતાથી સમજવા જેવુ છે, કારણ આત્માને આવી દશા કાંઇ પણ નિમિત્તથી જ હોવી જોઇએ; અને તે નિમિત્ત જ્યાસુધી જે પ્રકારે છે તે પ્રકારે ન સમજાય ત્યાસુધી જે વાટે જવુ છે તે વાટની નિકટતા ન થાય.

૩૭૦ પ્રશ્ન.—જેનુ પરિણામ વિપર્યય હોય તેનો પ્રારંભ કેમ થાય ?

ઉત્તર.—જેનુ પરિણામ વિપર્યય હોય તેનો પ્રારંભ અશુદ્ધ ઉપયોગ વિના ન થાય.

૩૭૧ પ્રશ્ન:—અશુદ્ધ ઉપયોગ કેમ થાય ?

ઉત્તર:—અશુદ્ધ ઉપયોગ કંઇ પણ ભૂતકાળના સંલગ્ન વિના ન થાય.

૩૭૨ પ્રશ્ન:—સદૃષ્ટાંત પૂર્વકર્મનો ખ્યાલ આપી પુનર્જન્મની સિદ્ધિ બતાવશો ?

ઉત્તર.—વર્તમાનકાળમાથી આપણે એકેકી પળ બાદ કરતા જઇએ, અને તપાસતા જઇએ, તો પ્રત્યેક પળ ભિન્ન ભિન્ન સ્વરૂપે ગઇ જણાશે. (તે ભિન્ન ભિન્ન થવાનું કારણ કંઈ હોય જ) એક માણસે એવો દૃઢ સંકલ્પ કર્યો કે, યાવત્ જીવનકાળ આનું ચિંતવન મારે ન કરવુ છતા પાંચ પળ ન જાય અને ચિંતવન થયુ તો પછી તેનુ કારણુ જોઇએ. મને જે શાસ્ત્રસંબધી અલ્પ બોધ થયો છે તેથી એમ કહી શકું છઉં કે, તે પૂર્વકર્મનો કોઇ પણ અંશે ઉદય જોઇએ. કેવા કર્મનો ? તો કહી શકીશ કે, મોહનીય કર્મનો; કઇ તેની પ્રવૃત્તિનો ? તો કહીશ કે, પુરુષવેદનો (પુરુષવેદની

પંદર પ્રકૃતિ છે.) પુરુષવેદનો ઉદય દઢ સંકલ્પે રોકયો છતાં થયો તેનું કારણ હવે કહી શકાશે કે, કંઇ ભૂતકાલનું હોવું જોઇએ; અને અનુપૂર્વિએ તેનુ સ્વરૂપ વિચારતાં પુનર્જન્મ સિદ્ધ થશે.

૩૭૩ પ્રશ્ન:—મનનો બોધવચન યથાર્થ કહી શકે ?

ઉત્તર —મનનો બોધ વચન યથાર્થ ન કહી શકે.

૩૭૪ પ્રશ્ન —આત્માને જે બોધ થયો તે મન યથાર્થ જાણી શકે ?

ઉત્તર —આત્માને જે બોધ થયો તે મન યથાર્થ ન જાણી શકે.

૩૭૫ પ્રશ્ન —વચનનો કથનબોધ લખી શકાય ?

ઉત્તર —વચનનો કથન બોધ કલમ પણ ન લખી શકે.

૩૭૬ પ્રશ્ન —સર્વ કરતાં કયું જ્ઞાન શ્રેષ્ટ છે ?

ઉત્તર —સર્વ કરતાં આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે.

૩૭૭ પ્રશ્ન —ધર્મવિષય, ગતિ આગતિ છે ?

ઉત્તર —ધર્મવિષય, ગતિ, આગતિ નિશ્ચય છે.

૩૭૮ પ્રશ્ન —આત્મજ્ઞાન કેમ પમાય છે ?

ઉત્તર —જેમ ઉપયોગની શુદ્ધતા તેમ આત્મજ્ઞાન પમાય છે.

૩૭૯ પ્રશ્ન —એ માટે કેવી દૃષ્ટિની અગત્ય છે ?

ઉત્તર —એ માટે નિર્વિકાર દૃષ્ટિની અગત્ય છે

૩૮૦ પ્રશ્ન —પુનર્જન્મ કોઇએ સિદ્ધ કરેલ છે ? અને કરેલ છે તો શાથી.

ઉત્તર.—'પુનર્જન્મ છે'. તે યોગથી અને સહજરૂપે અનેક સત્પુરૂષોને સિદ્ધ થયેલ છે

૩૮૧ પ્રશ્ન —આ કાળમા પુનર્જન્મની નિ શ કતા યતી નથી તેનાં શું કારણો છે ?

ઉત્તર —આ કાળમાં એ વિષે અનેક પુરૂષોને નિ શ કતા નથી યતી તેનાં કારણો માત્ર સાત્વિકતાની ન્યૂનતા, ત્રિવિધતાપની મૂર્છના, 'શ્રી ગોકુળજીચરિત્ર'મા દર્શાવેલી નિર્જનાવસ્થા તેની ખામી, સત્સંગવિનાનો વાસ, સ્વમાન અને અયથાર્થ દૃષ્ટિ એ છે.

૩૮૨ પ્રશ્ન —સત્પુરૂષોનાં ચરિત્ર કેવાં છે ?

ઉત્તર —સત્પુરૂષનાં ચરિત્ર એ દર્પણરૂપ છે.

૩૮૩ પ્રશ્ન:—બુદ્ધ અને જૈનના બોધમા કેવો તફાવત છે ?

ઉત્તર —બુધ્ધ અને જૈનના બોધમાં મહાન્ તફાવત છે.

૩૮૪ પ્રશ્ન:—ભગવતીજીના નીચેના પાઠ સંબંધી આપ શું ખુલાસો આપો છો ?

સુહ જોગં પડુચ્ચ અણારંભી, અસુહજોગં,
પડુચ્ચ આયારંભી, પરારંભી, તદુભયારંભી

ઉત્તર:—શુભ યોગની અપેક્ષાએ અનારંભી; અશુભ યોગની અપેક્ષાએ આત્મારંભી, પરારંભી, તદુભયારંભી ( આત્મારંભી અને પરારંભી ) અહીં શુભનો અર્થ, પારિણામિક શુભથી લેવો જોઇએ, એમ મારી દૃષ્ટિ છે. પારિણામિક એટલે જે પરિણામે શુભ વા જેવું હતું તેવું રહેવું છે તે. અહીં યોગનો અર્થ, મન, વચન અને કાયાનો વ્યાપાર છે. શાસ્ત્રકારનો એ વ્યાખ્યાન આપવાનો મુખ્ય હેતુ યથાર્થ દર્શાવવાનો અને શુભ યોગમા પ્રવૃત્તિ કરાવવાનો છે પાઠમા બોધ ઘણો સુદર છે. યથાર્થ ઉપદેશ જેમણે કર્યો છે એવા વીતરાગના ઉપદેશમાં પરાયણ રહો એ, મારી વિનય પૂર્વક તમને અને બીજાઓને ભલામણ છે.

૩૮૫ પ્રશ્ન —અનંતાનુબંધીય ક્રોધાદિ સાત પ્રકૃતિ જ્યા સુધી હોય ત્યા સુધી સમ્યગ્દૃષ્ટિ થવુ સભવિત નથી ?

ઉત્તર.—અનંતાનુબધી ક્રોધ, અનતાનુબંધી માન, અનતાનુબધી માયા અને અનતાનુબધી લોભ, એ ચાર તથા મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, એ ત્રણ, એમ સાત પ્રકૃતિ જ્યાંસુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાંસુધી, સમ્યક્‌દૃષ્ટિ થવુ સભવતુ નથી, એ સાત પ્રકૃતિ જેમ જેમ મદતાને પામે, તેમ તેમ સમ્યકત્વનો ઉદય થાય છે

૩૮૬ પ્રશ્ન —અનંતાનુબધીય આદિ પ્રકૃતિઓની ગ્રથી છેદવી દુર્લભ છે ? એ ગ્રંથી છેદાઇ તો આત્મત્વ પમાય ?

ઉત્તર:—તે પ્રકૃતિયોથી ગ્રથી છેદવી પરમ દુર્લભ છે. જેની તે ગ્રંથી છેદાઇ તેને, આત્મા હસ્તગત થવો સુલભ છે. તત્ત્વજ્ઞાનીઓએ એ જ ગ્રંથીને ભેદવાનો ફરી ફરીને બોધ કર્યો છે. જે આત્મા અપ્રમાદપણે તે ભેદવા ભણી દૃષ્ટિ આપશે, તે આત્મત્વને પામશે, એ નિસદેહ છે.

૩૮૭ પ્રશ્ન —શા કારણે ગ્રથીછેદન અટક્યું છે ?

ઉત્તર:—સદ્‌ગુરૂના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થવું અટક્યું છે. તેની પ્રાપ્તિ કરીને સસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતળ કરવો, એ જ કૃતકૃત્યતા છે.

૩૮૮ પ્રશ્ન:—ધર્મવસ્તુ કેમ રહી છે ? અને કેમ મળે ?

ઉત્તર:—“ ધર્મ ” એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. બાહ્યસંશોધનમાં મળવાની નથી; અપૂર્વ અંતર્સંશોધનથી તે પ્રાપ્ત થાય છે. જે અંતર્સંશોધન, કોઇક મહાભાગ્ય સદ્‌ગુરૂઅનુગ્રહે પામે છે.

૩૮૯ પ્રશ્નઃ—સત્પુરૂષો શાનું પ્રયત્ન કરે છે?

ઉત્તર—એક ભવના થોડા સુખ માટે અનંત ભવનું અનંત દુઃખ નહીં વધારવાનુ પ્રયત્ન સત્પુરૂષો કરે છે.

૩૯૦ પ્રશ્નઃ—ધર્મપ્રયત્નમાં અન્ય ઉપાધિઓને આધીન ન થવું? દેશકાળાદિ ન જોવાં જોઇએ?

ઉત્તરઃ—સ્યાત્પદ આ વાત પણ માન્ય છે કે, બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી; તો પછી ધર્મપ્રયત્નમાં–આત્મહિતમાં–અન્ય ઉપાધિને આધીન થઇ પ્રમાદ શું ધારણ કરવો? આમ છે છતા દેશ, કાળ, પાત્ર, ભાવ જોવા જોઇએ. સત્પુરૂષોનુ યોગબળ જગતનુ કલ્યાણ કરો.

૩૯૧ પ્રશ્નઃ—સત્પુરૂષ કોણ?

ઉત્તર.—સત્પુરૂષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે, શાસ્ત્રમા નથી અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે તેવુ જેનુ કથન છે; અતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે.

૩૯૨ પ્રશ્નઃ—પ્રતાપી પુરૂષ કોણ?

ઉત્તરઃ—નિરાબાધપણે જેની મનોવૃત્તિ રહ્યા કરે છે. સંકલ્પ–વિકલ્પની મંદના જેને થઇ છે; પચ વિષયથી વિરક્ત બુદ્ધિના અંકુરો જેને ફુટયા છે; કલેશના કારણ જેણે નિર્મૂળ કર્યા છે; અનેકાંતદૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિને જે સેવ્યા કરે છે; જેની માત્ર એક શુદ્ધ વૃત્તિજ છે; તે પ્રતાપી પુરૂષ જયવાન વર્તો. આપણે તેવું થવાનું પ્રયત્ન કરવું જોઇએ.

૩૯૩ પ્રશ્નઃ—વર્દ્ધમાનાદિ જિનો કેવા મનોજયી હતા?

ઉત્તર—તે જિનકેવર્દ્ધમાનાદિ સતપુરૂષો કેવા મહાન્ મનોજયી હતા! તેઓને મૌન રહેવુ–અમૌન રહેવું બન્ને સુલભ હતું; તેને સર્વે અનુકૂળ–પ્રતિકૂળ દિવસ સરખા હતા; તેને લાભ–હાનિ સરખી હતી; તેનો ક્રમ માત્ર આત્મસમતાર્થે હતો, કેવું આશ્ચર્યકારક કે, એક કલ્પનાનો જય એક કલ્પે થવો દુર્લભ, તેવી તેમણે અનંત કલ્પનાઓ કલ્પના અનંતમાં ભાગે શમાવી દીધી

૩૯૪ પ્રશ્નઃ—પરમાનંદ કેમ રહે છે?

ઉત્તરઃ—મહારંભ, મહા પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ કે એવું તેવું જગતમાં કંઇ જ નથી, એમ વિસ્મરણધ્યાન કરવાથી પરમાનંદ રહે છે.

૩૯૫ પ્રશ્નઃ—જગતમાં ભિન્ન ભિન્ન મત અને દર્શન જોવામાં આવે છે તે શું છે ?

ઉત્તર —જગતમા ભિન્ન ભિન્ન મત અને દર્શન જોવામા આવે છે તે દૃષ્ટિભેદ છે

૩૯૬ પ્રશ્ન—કેવા વિચારોથી અવ્યાબાધ સુખની સિદ્ધિ છે ?

ઉત્તર —તત્ત્વજ્ઞાનની ઉંડી ગુફાનુ દર્શન કરવા જઇએ તો, ત્યાં નેપથ્યમાથી એવો ધ્વનિ જ નીકળશે કે, તમે કોણ છો ? કયાથી આવ્યા છો ? કેમ આવ્યા છો ? તમારી સમીપ આ સઘળુ શુ છે ? તમારી તમને પ્રતીતિ છે ? તમે વિનાશી, અવિનાશી વા કોઇ ત્રિરાશી છો ? એવાં અનેક પ્રશ્નો હૃદયમાં તે ધ્વનિથી પ્રવેશ કરશે; અને એ પ્રશ્નોથી જ્યા આત્મા ઘેરાયો ત્યા પછી બીજા વિચારોને બહુ જ થોડો અવકાશ રહેશે; યદિ એ વિચારોથી જ છેવટે સિદ્ધ છે, એ જ વિચારોના વિવેકથી જે અવ્યાબાધ સુખની ઇચ્છા છે, તેની પ્રાપ્તિ થાય છે, એ જ વિચારોના મનનથી અનત કાળનુ મુઝન ટળવાનુ છે. તથાપિ તે સર્વને માટે નથી.

૩૯૭ પ્રશ્ન—તત્ત્વજ્ઞાનગુફાને પામનારા પાત્રો છે ?

ઉત્તરઃ—વાસ્તવિક દૃષ્ટિથી જોતાં તેને છેવટ સુધી પામનારા પાત્રોની ન્યૂનતા બહુ છે, કાળ ફરી ગયો છે.

૩૯૮. પ્રશ્ન—તત્ત્વજ્ઞાનગુફા પામવા માટે અભ્યાસની જરૂર છે ? અને તેને માટે ક્રમ બાધ્યો છે ?

ઉત્તર —એ વસ્તુનો અધીરાઇ અથવા અશૌચતાથી અત લેવા જતાં ઝેર નીકળે છે; અને ભાગ્યહીન અપાત્ર બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે; એટલા માટે અમુક સતોને અપવાદરૂપ માની બાકીનાઓને તે ક્રમમાં આવવા, તે ગુફાનુ દર્શન કરવા, ઘણા વખત સુધી અભ્યાસની જરૂર છે; કદાપિ તે ગુફાદર્શનની તેની ઇચ્છા ન હોય, તોપણ પોતાનાં આ ભવનાં સુખને અર્થે પણ જન્મ્યા તથા મુઆની વચ્ચેનો ભાગ કોઇ રીતે ગાળવા માટે પણ એ અભ્યાસની ખચિત જરૂર છે; એ કથન અનુભવ ગમ્ય છે; ઘણાને તે અનુભવમાં આવ્યું છે; ઘણા આર્ય સત્પુરૂષો તે માટે વિચાર કરી ગયા છે; તેઓએ તે પર અધિકાધિક મનન કર્યું છે. આત્માને શોધી, તેના અપાર માર્ગમાંથી થયેલી પ્રાપ્તિના ઘણા ભાગ્યશાળી થવાને માટે, અનેક ક્રમ બાધ્યા છે.

૩૯૯ પ્રશ્ન.—આહાર, વિહાર, નિહારનો નિયમિત એટલે શું ?

ઉત્તર —"આહાર વિહાર અને નિહારનો નિયમિત." એ

વાક્યનો સંક્ષેપાર્થ આમ છે:—જેમાં યોગદશા આવે છે તેમાં, દ્રવ્ય, આહાર, વિહાર અને નિહાર (શરીરના મળની ત્યાગક્રિયા), એ નિયમિત (જેવી જોઇએ તેવી—આત્માને નિર્બાધિક) ક્રિયાથી—એ, પ્રવૃત્તિ કરનારો.

૪૦૦ પ્રશ્ન:—સંસારમાં શું અભ્યાસવાયોગ્ય છે?

ઉત્તર:—નિરંતર નિર્ભયપણાથી રહિત એવા આ ભ્રાંતિરૂપ સંસારમાં વીતરાગત્વ એ જ અભ્યાસવા યોગ્ય છે.

૪૦૧ પ્રશ્ન:—કોની વાણીની ભક્તિ કરવી?

ઉત્તર:—જેનું અપાર માહાત્મ્ય છે એવી તીર્થંકરદેવની વાણીની ભક્તિ કરો

૪૦૨ પ્રશ્ન:—આપની કાંઇ *મહત્વાકાંક્ષા છે?

ઉત્તર:—કેટલાંક વર્ષ થયા એક મહાન ઇચ્છા અંતઃકરણમાં પ્રવર્તિ રહી છે જે કોઇ સ્થળે કહી નથી; કહી શકાઇ નથી: કહી શકાતી નથી; નહીં કહેવાનું અવસ્ય છે. મહાન્ પરિશ્રમથી ઘણું કરીને તે પાર પાડી શકાય એવી છે; તથાપિ તે માટે જેવો જોઇએ તેવો પરિશ્રમ થતો નથી; એ એક આશ્ચર્ય અને પ્રમત્તતા છે. એ ઇચ્છા સ્વાભાવિક ઉત્પન્ન થઇ હતી. જ્યાસુધી તે યથાયોગ્ય રીતે પાર નહીં કરાય ત્યાસુધી, આત્મા સમાધિસ્થ થવા ઇચ્છતો નથી. અથવા થશે નહી, કોઇ વેળા અવસર હશે તો, તે ઇચ્છાની છાયા જણાવી દેવાનુ પ્રયત્ન કરીશ.

૪૦૩ પ્રશ્ન—કયા મુખ્ય પ્રવચનનું સંશોધન કરવુ?

ઉત્તર:—આત્મા છે, તે બંધાયો છે, તે કર્મનો કર્તા છે, તે કર્મનો ભોક્તા છે, મોક્ષનો ઉપાય છે, આત્મા સાધી શકે છે,—આ જે છ મહા પ્રવચનો છે, તેનું નિરંતર સંશોધન કરજો.

૪૦૪ પ્રશ્ન—જય કોણ પામતું નથી?

ઉત્તર:—બીજાની વિટંબનાનો અનુગ્રહ નહીં કરતા પોતાની અનુગ્રહતા ઇચ્છનાર જય પામતો નથી એમ પ્રાયે થાય છે; માટે ઇચ્છુ છુ કે, તમે સ્વાત્માના અનુગ્રહમા દ્રષ્ટિ આપી છે તેની વૃદ્ધિ કરતા રહેશો, અને તેથી પરની અનુગ્રહતા પણ કરી શકશો.

૪૦૫ પ્રશ્ન.—ગૃહસ્થાવાસમાં આત્મદશાપૂર્વક કેમ રહેવુ?

ઉત્તર:—બાહ્યભાવે જગતમાં વર્તો અને અંતરંગમાં એકાંત શીતળીભૂત–નિર્લેપ–રહો; એજ માન્યતા અને બોધના છે

---

* આ મહત્વાકાંક્ષા જૈનમાર્ગના પુનરૂદ્ધાર સંબંધી સંભવે છે.

૪૦૬ પ્રશ્ન:—યથાર્થ ત્યાગની ઉત્પત્તિ થવી કેમ સંભવે ?

ઉત્તર:—જે જે દિશા ભણી જવું ઇચ્છે છે, તે તે દિશા જેને અપ્રતિબદ્ધ અર્થાત્ ખુલ્લિ છે, આવી દશાનો અભ્યાસ જ્યા સુધી નહીં થાય, ત્યા સુધી યથાર્થ ત્યાગની ઉત્પત્તિ થવી કેમ સંભવે ? પૌદ્‍ગલિક રચનાએ આત્માને સ્થભિત કરવો ઉચિત નથી.

૪૦૭ પ્રશ્ન:—બે પર્યુષણો લાભદાયક છે ?

ઉત્તર—સમ્યક્‌દૃષ્ટિથી મતાતર દૂર મૂકી જોતા એજ મતાંતરે બેવડા લાભનુ કારણુ છે, કારણુ બેવડો ધર્મ સપાદન કરી શકાશે; તથાપિ કલ્યાણુ અર્થે એ દૃષ્ટિ ઉપયોગી છે. સમુદાયના કલ્યાણુ અર્થે જોતાં બે પર્યુષણ્ દુઃખદાયક છે. પ્રત્યેક મતાતર સમુદાયમાં વધવાં ન જોઇએ, ઘટવાં જોઇએ.

૪૦૮ પ્રશ્ન:—ભગવતીસૂત્રના ટબાકારે પ્રત્યાખ્યાન સંબધમાં ભરેલો અર્થ કેવો છે ? અને પ્રત્યાખ્યાનાદિ ક્રિયાથી શુ ફળ મળે છે ?

ઉત્તર:—ભગવતીસૂત્રના પાઠ સબધમાં બન્નેના અર્થ મને તો ઠીક જ લાગે છે. બાળજીવોની અપેક્ષાએ ટબાના લેખકે ભરેલો અર્થ હિતકારક છે. મુમુક્ષુને માટે તમે કલ્પેલો અર્થ હિતકારક છે, સતોને માટે બન્ને હિતકારક છે. જ્ઞાનમાં મનુષ્યો પ્રયત્ન કરે એટલા માટે એ સ્થળે પ્રત્યાખ્યાનને દુપ્રત્યાખ્યાન કહેવાની અપેક્ષા છે. યથાયોગ્ય જ્ઞાનની પ્રાપ્તિ જો ન થઇ હોય તો, જે પ્રત્યાખ્યાન કર્યા હોય તે, દેવાદિક ગતિ આપી સંસારમાંજ અગભૂત થાય છે; એ માટે તેને દુ:પ્રત્યાખ્યાન કહ્યા; પણુ એ સ્થળે પ્રત્યાખ્યાન જ્ઞાન વિના ન જ કરવાં એમ કહેવાનો હેતુ તીર્થંકરદેવનો છે જ નહી પ્રત્યાખ્યાનાદિક ક્રિયાથી જ મનુષ્યત્વ મળે છે. ઉચ્ચ ગોત્ર અને આર્યદેશમાં જન્મ મળે છે તો, પછી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે; માટે એવી ક્રિયા પણુ જ્ઞાનને સાધનભૂત સમજવી જોઇએ છીએ.

૪૦૯ પ્રશ્ન.—ક્ષણુવારનો પણ્ સત્પુરૂષનો સમાગમ તે સંસારરૂપ સમુદ્ર તરવાને નૌકારૂપ થાય છે. એ વાક્ય કોનુ છે ? અને તેને માટે આપનો શું અભિપ્રાય છે ?

ઉત્તર:—એ વાક્ય મહાત્મા શંકરાચાર્યજીનુ છે અને તે યથાર્થ જ લાગે છે.

૪૧૦ પ્રશ્ન —આપ આપનું કર્ત્તવ્ય શું માનો છો ?

ઉત્તર:—અંતઃકરણુમા નિરંતર એમ જ આવ્યા કરે છે કે, પરમાર્થરૂપ થવુ, અને અનેકને પરમાર્થ સાધ્ય કરવામાં સહાયક થવું; એ જ કર્ત્તવ્ય છે.

૪૧૧ પ્રશ્ન:—ઇશ્વર પર વિશ્વાસ રાખવો એ સુખદાયક માર્ગ છે?

ઉત્તર:—ઇશ્વર પર વિશ્વાસ રાખવો એ એક સુખદાયક માર્ગ છે. જેનો દૃઢ વિશ્વાસ હોય છે, તે દુખી હોતો નથી, અથવા દુઃખી હોય તો દુખ વેદતો નથી; દુઃખ ઉલટું સુખરૂપ થઇ પડે છે.

૪૧૨ પ્રશ્ન.—શુભાશુભ ઉદય આવ્યે કેવી ઇચ્છા રાખવી?

ઉત્તર:—આત્મેચ્છા એવીજ વર્તે છે કે, સંસારમાં પ્રારબ્ધાનુસાર ગમે તેવા શુભાશુભ ઉદય આવો, પરંતુ તેમાં પ્રીત અપ્રીતિ કરવાનો આપણે સંકલ્પ પણ ન કરવો.

૪૧૩ પ્રશ્ન.—સુખ દુખનું કારણ કોણ છે?

ઉત્તર.—દુખનાં કારણ માત્ર વિષમાત્મા છે, અને તે જો સમ છે, તો સર્વ સુખ જ છે

૪૧૪ પ્રશ્ન.—જ્યોતિષાદિક તરફ આપનું ચિત્ત છે?

ઉત્તર:—જ્યોતિષાદિક તરફ હાલ ચિત્ત નથી.

૪૧૫ પ્રશ્ન:—ભવિષ્યજ્ઞાન અથવા સિદ્ધિઓની આપને ઇચ્છા છે?

ઉત્તર:—ગમે તેવા ભવિષ્યજ્ઞાન અથવા સિદ્ધિઓની ઇચ્છા નથી. તેમ તેઓનો ઉપયોગ કરવામાં ઉદાસીનતા રહે છે,—તેમાં પણ હાલ તો અધિક જ રહે છે; માટે એ જ્ઞાન સંબંધે ચિત્તથી સ્વસ્થતાએ વિચારી, માગેલા પ્રશ્નો સબંધી લખીશ, અથવા સમાગમે જણાવીશ.

૪૧૬ પ્રશ્ન.—જે મનુષ્યો જ્યોતિષ, ભવિષ્યજ્ઞાન, સિદ્ધિ આદિ પ્રશ્નોના ઉત્તર પામવા ઇચ્છે છે તેઓને માટે આપ શું અભિપ્રાય ધરાવો છો?

ઉત્તર:—જે પ્રાણીઓ એવા પ્રશ્નના ઉત્તર પામવાથી આનંદ માને છે તેઓ મોહાધીન છે.

૪૧૭ પ્રશ્ન:—આવા મનુષ્યો પરમાર્થનાં પાત્ર થાય કે નહી તે સબંધી આપની શુ માન્યતા છે?

ઉત્તર:—તેઓ પરમાર્થના પાત્ર થવા દુર્લભ છે, એમ માન્યતા છે.

૪૧૮ પ્રશ્ન:—આપ તેવા મનુષ્યોના પ્રસંગ માટે શું કહો છો?

ઉત્તર:—તેવા પ્રસગમાં આવવું પણ ગમતુ નથી.

૪૧૯ પ્રશ્ન:—પરમાર્થ હેતુએ આપ જ્યોતિષાદિની પ્રવૃત્તિ ન કરો?

ઉત્તર.—પરમાર્થહેતુએ પ્રવૃત્તિ કરવી પડશે તો પ્રસગે કંઇ કરીશ; ઇચ્છા તો થતી નથી.

૪૨૦ પ્રશ્ન:—સમ્યક્દર્શનના કેટલા લક્ષણો છે? અને તે ક્યાં ક્યાં?

ઉત્તર:—સમ્યક્દર્શનનાં પાંચ લક્ષણો છે:–શમ, સંવેગ. નિર્વેદ. આસ્થા. અનુકંપા.

૪૨૧ પ્રશ્ન:—'શમ' એટલે શું ?

ઉત્તર:—ક્રોધાદિક કષાયોનું સમાઈ જવું, ઉદય આવેલા કષાયોમાં મંદતા થવી, વાળી લેવાય તેવી આત્મદશા થવી, અથવા અનાદિ કાળની વૃત્તિઓ સમાઇ જવી તે 'શમ.'

૪૨૨ પ્રશ્ન:—સંવેગ એટલે શું ?

ઉત્તર:—મુક્ત થવા શિવાય બીજી કોઇ પણ પ્રકારની ઇચ્છા નહીં,—અભિલાષા નહીં તે 'સમ્વેગ.'

૪૨૩ પ્રશ્ન:—નિર્વેદ એટલે શું ?

ઉત્તર:—જ્યારથી એમ સમજાયું કે, ભ્રાંતિમાં જ પરિભ્રમણ કર્યું ત્યારથી હવે ઘણી થઈ, અને, જીવ! હવે થોભ, એ 'નિર્વેદ.'

૪૨૪ પ્રશ્ન:—આસ્થા એટલે શું ?

ઉત્તર:—મહાત્મ્ય જેનું પરમ છે એવા નિસ્પૃહી પુરૂષોના વચનમાં જ તલ્લિનતા તે 'શ્રદ્ધા'—'આસ્થા'.

૪૨૫ પ્રશ્ન.—અનુકંપા એટલે શું ?

ઉત્તર:—એ સઘળા વડે જીવમાં સ્વાત્મતુલ્ય બુદ્ધિ તે 'અનુકંપા'.

૪૨૬ પ્રશ્ન—આ લક્ષણો કેવા છે ?

ઉત્તર:—આ લક્ષણો અવશ્ય મનન કરવાયોગ્ય છે, સ્મરવાયોગ્ય છે, ઇચ્છવાયોગ્ય છે, અનુભવવાયોગ્ય છે.

૪૨૭ પ્રશ્ન—શાના વિના આગમ અનર્થકારક થઇ પડે છે ?

ઉત્તર.—ગમ પડ્યા વિના આગમ અનર્થકારક થઇ પડે છે.

૪૨૮ પ્રશ્ન—શાના વિના ધ્યાન તરંગ રૂપ થઇ પડે છે ?

ઉત્તર—સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઇ પડે છે.

૪૨૯ પ્રશ્ન.—શાના વિના અંતની વાતનો અંત પમાતો નથી ?

ઉત્તર—સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી.

૪૩૦ પ્રશ્ન—શાનાથી લોકાગ્રે જવાતું નથી ?

ઉત્તર—લોકસંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી.

૪૩૧ પ્રશ્ન—શાના વિના વૈરાગ્ય યથાયોગ્ય પામવો દુર્લભ છે ?

ઉત્તર—લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય પામવો દુર્લભ છે.

૪૩૨ પ્રશ્ન—ક્યાં સુધી શાંતિ થવી દુર્લભ છે ?

ઉત્તર—જ્યાંસુધી આત્મા આત્મભાવથી અન્યથા એટલે દેહભાવે વર્તશે, 'હું કરૂં છું' એવી બુદ્ધિ કરશે, 'હું રીદ્ધિ ઇત્યાદિકે અધિક છું' એમ માનશે, શાસ્ત્રને જાળરૂપે સમજશે, મર્મને માટે મિથ્યા મોહ કરશે, ત્યાંસુધી તેની શાંતિ થવું થવી દુર્લભ છે.

૪૩૩ પ્રશ્ન:—આઠ રૂચકપ્રદેશ સંબંધીનો પ્રસંગ સમજાવશો ?

ઉત્તર:—' ઉત્તરાધ્યયન સિદ્ધાંત'માં સર્વ પ્રદેશે કર્મવળગણા બતાવી એનો હેતુ એવો સમજાયો છે કે, એ કહેવું ઉપદેશાર્થે છે. સર્વ પ્રદેશે કહેવાથી શાસ્ત્રકર્ત્તા આઠ રૂચકપ્રદેશ કર્મ રહિત નથી, એવો નિષેધ કરે છે, એમ સમજાતુ નથી. અસંખ્યાત પ્રદેશી આત્મામાં જ્યારે માત્ર આઠ જ પ્રદેશ કર્મ રહિત છે, ત્યારે અસખ્યાત પ્રદેશ પાસે તે કઈ ગણતિમા છે ? અસખ્યાત આગળ તેનુ એટલુ બધુ લઘુત્વ છે કે, શાસ્ત્રકારે ઉપદેશની અધિકતા માટે એ વાત અતઃકરણમાં રાખી બહારથી આ પ્રમાણે ઉપદેશ કર્યો;–અને એવી શૈલી નિરતર શાસ્ત્રકારની છે. અતર્મુર્હૂત એટલે બે ઘડીની અંદરનો ગમે તે વખત, એમ સાધારણ રીતે અર્થ થાય છે; પરતુ શાસ્ત્રકારની શૈલી પ્રમાણે એનો અર્થ એવો કરવો પડે છે કે, આઠ સમયથી ઉપરાંત અને બેઘડીની અંદરના વખતને અતર્મુહૂર્ત કહેવાય છે. પણ રૂઢિમા તો જેમ આગળ બતાવ્યું તેમ જ સમજાય છે; તથાપિ શાસ્ત્રકારની શૈલી જ માન્ય છે. જેમ અહીં આઠ સમયની વાત બહુ લઘુત્વવાળી હોવાથી સ્થળે સ્થળે શાસ્ત્રમા બતાવી નથી, તેમ આઠ રૂચકપ્રદેશની વાત પણ છે; એમ મારૂ સમજવુ છે; અને તેને ' ભગવતી,' 'પ્રજ્ઞાપના' 'ઠાણાંગ' ઇત્યાદિક સિદ્ધાંતો પુષ્ટિ આપે છે. વળી મારી સમજણ તો એમ રહે છે કે, શાસ્ત્રકારે બધાં શાસ્ત્રોમા ન હોય એવી પણ કોઇ શાસ્ત્રમાં વાત કરી હોય તો, કઇ ચિંતા જેવુ નથી. એની સાથે તે એક શાસ્ત્રમા કહેલી વાત સર્વ શાસ્ત્રની રચના કરતાં શાસ્ત્રકારના લક્ષમાં જ હતું, એમ સમજવું વળી બધા શાસ્ત્ર કરતા કોઇ વિચિત્ર વાત કોઇ શાસ્ત્રમા જણાવી હોય તો, એ વધારે સમ્મત કરવા જેવી સમજવી, કારણ એ કોઇ વીરલા મનુષ્યને અર્થે તેવી વાત કહેવાઇ હોય છે; બાકી તો સાધારણ મનુષ્યો માટે જ કથન હોય છે. આમ હોવાથી આઠ રૂચકપ્રદેશ નિર્બંધન છે, એ વાત અનિષિદ્ધ છે; એમ મારી સમજણ છે. બાકીના ચાર અસ્તિકાયના પ્રદેશને સ્થળે એ રૂચકપ્રદેશ મૂકી સમુદ્ઘાત કરવાનુ કેવળી સબધી જે વર્ણન છે તે, કેટલીક અપેક્ષાએ જીવનો મૂળ કર્મભાવ નથી એમ સમજાવવા માટે છે.

૪૩૪ પ્રશ્ન:—' ચૌદપૂર્વધારી ' કઇ જ્ઞાને ઉણા–એવા–અનંત નિગોદમાં લાભે, અને જઘન્યજ્ઞાનવાળા પણ આધકમા અધિક પ દર ભવે મોક્ષે જાય એ વાતનુ સમાધાન કેમ ? '

ઉત્તર:—એનો ઉત્તર જે મારા હૃદયમા છે તેજ જણાવી દઉં

છું: એ જઘન્યજ્ઞાન બીજાું અને એ પ્રસંગ પણ બીજો છે. જઘન્ય જ્ઞાન એટલે સામાન્યપણે, પણ મૂળ વસ્તુનુ જ્ઞાન; અતિશય સંક્ષેપમાં છતાં મોક્ષના બીજરૂપ છે એટલા માટે એમ કહ્યું. 'એકદેશે ઉણુ" એવું ચૌદપૂર્વધારીનું જ્ઞાન તે એક મૂળ વસ્તુના જ્ઞાન શિવાય બીજાું બધું જાણનાર થયું; પણ દેહદેવળમાં રહેલો શાશ્વત પદાર્થ જાણનાર ન થયું, અને એ ન થયું તો પછી લક્ષ વગરનું ફેંકેલુ તીર લક્ષ્યાર્થનું કારણ નથી તેમ આ પણ થયું. જે વસ્તુ પ્રાપ્ત કરવા ચૌદપૂર્વનું જ્ઞાન જિને બોધ્યું છે, તે વસ્તુ ન મળી તો, પછી ચૌદપૂર્વનું જ્ઞાન અજ્ઞાનરૂપજ થયું. અહીં 'દેશે ઉણું' ચૌદપૂર્વનું જ્ઞાન સમજવું. 'દેશે ઉણું' કહેવાથી આપણી સાધારણ મતિથી એમ સમજાય કે, ભણી ભણી ચૌદ પૂર્વને છેડે આવી પહોંચતાં એકાદ અધ્યયન કે તેવુ રહી ગયુ; અને તેથી રખડયા, પરંતુ એમ તો નહી. એટલા બધા જ્ઞાનનો અભ્યાસી એક અલ્પ ભાગ માટે અભ્યાસમા પરાભવ પામે, એ માનવા જેવું નથી; અર્થાત્ કઈ ભાષા અઘરી અથવા અર્થ અઘરો નથી કે સ્મરણમા રાખવુ તેમને દુર્લભ પડે; માત્ર મૂળ વસ્તુનું જ્ઞાન ન મળ્યુ એટલી જ 'ઉણાઇ.' તેનુ ચૌદપૂર્વનુ બાકીનું જ્ઞાન નિષ્ફળ કર્યું એક નયથી એની વિચારણા પણ થઇ શકે છે કે, શાસ્ત્રો-લખેલાં-નાં પાના ઉપાડવાં અને ભણવા એમા કાંઇ અંતર નથી-જો તત્ત્વ ન મળ્યુ તો; કારણ કે બેયે બોજો જ ઉપાડયો. પાનાં ઉપાડયાં તેણે કાયાએ બોજો ઉપાડયો, ભણી ગયા હતા તેણે મને બોજો ઉપાડયો પરંતુ વાસ્તવિક લક્ષાર્થ વિના તેનુ નિરૂપયોગીપણું થાય એમ સમજણ છે. જેને ઘેર આખો લવણસમુદ્ર છે તે, તૃષાતુરની તૃષા મટાડવા સમર્થ નથી; પણ જેને ઘેર એક મીઠા પાણીની વીરડી છે તે, પોતાની અને કેટલાક બીજાની તૃષા મટાડવા સમર્થ છે, અને જ્ઞાનદૃષ્ટિએ જોતા મહત્વ તેનુ જ છે; તોપણ બીજા નય પર હવે દૃષ્ટિ કરવી પડે છે; અને તે એ કે કોઇ રીતે પણ શાસ્ત્રાભ્યાસ હશે તો, કંઇ પાત્ર થવાથી જિજ્ઞાસા થશે, અને કાળે કરીને પાત્રતા પણ મળશે, અને પાત્રતા બીજાને પણ આપશે; એટલે શાસ્ત્રાભ્યાસનો નિષેધ અહીં કરવાનો હેતુ નથી, પણ મૂળ વસ્તુથી દૂર જવાય એવા શાસ્ત્રાભ્યાસનો નિષેધ કરીએ તો એકાંતવાદી નહી કહેવાઇએ.

૪૩૫ પ્રશ્નઃ—કેવો અભ્યાસ રાખ્યા કરવો ?

ઉત્તરઃ—નીચેનો અભ્યાસ તો રાખ્યા કરો—૧. ગમે તે પ્રકારે

પણ ઉદય આવેલા અને ઉદય આવવાના કષાયોને સમાવો. ૨. સર્વ પ્રકારની અભિલાષા નિવૃત્ત કરતા રહો. ૩. આટલા કાળ સુધી જે કર્યું તે બધાથી નિવૃત્ત થાઓ;— એ કરતાં હવે અટકો. ૪. તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો અને બાકીના પ્રાણીઓ ઉપર અનુકપા રાખ્યા કરો. ૫. કોઇ એક સત્ પુરૂષ શોધો અને તેના ગમે તેવાં વચનમા શ્રદ્ધા રાખો. એ પાચે અવશ્ય યોગ્યતાને આપે છે. પાંચમામાં વળી ચારે સમાવેશ પામે છે, એમ અવશ્ય માનો. અધિક શું કહું? ગમે તે કાળે પણ એ પાંચમુ પ્રાપ્ત થયા વિના આ પર્યટનનો કિનારો આવવાનો નથી. બાકીના ચાર એ પાચમુ મેળવવાના સહાયક છે. પાચમાના અભ્યાસ શિવાયનો,–તેની પ્રાપ્તિ શિવાયનો, બીજો કોઇ નિર્વાણ–માર્ગ મને સૂજતો નથી, અને બધાય મહાત્માઓને પણ એમ જ સૂજ્યુ હશે–સૂજ્યુ છે.

૪૩૬ પ્રશ્નઃ—કેવા પુરુષો શા વડે ભાગવતિ ગતિને–નિર્વાણને પામ્યા?

ઉત્તરઃ—વ્યાસભગવાન્ વદે છે કે.—જે ઇચ્છા અને દ્વેષ વગર સર્વ ઠેકાણે સમદષ્ટિથી જોનાર એવા પુરુષો, ભગવાનની ભક્તિથી યુક્ત થઇને ભગવતી ગતિને પામ્યા, અર્થાત્ નિર્વાણ પામ્યા.' એ વચનમા કેટલો બધો પરમાર્થ તેમણે સમાવ્યો છે.

૪૩૭ પ્રશ્નઃ—કોણ સદ્ગતિ પામ્યા?

ઉત્તરઃ—ઉચ્ચ નિચનો અતર નથી, (એમ જે સમજ્યા) તે સદ્ગતિ પામ્યા.

૪૩૮ પ્રશ્ન.—આત્મા ક્યારે ઇચ્છિત સિદ્ધિ પામશે?

ઉત્તરઃ—અનેક પ્રકારના પરિત્યાગી વિચારો પાલટી પાલટીને જ્યારે આત્મા એકત્વ બુદ્ધિ પામી મહાત્માના સંગને આરાધશે, વા પોતે કોઇ પૂર્વના સ્મરણને પામશે તો, ઇચ્છિત સિદ્ધિને પામશે; આ નિ સંશય છે.

૪૩૯ પ્રશ્ન—મુક્તિશિલા ક્યા છે?

ઉત્તરઃ—જૈનમાં એમ કહે છે કે, સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજાથી બાર યોજન દૂર મુક્તિશિલા છે.

૪૪૦ પ્રશ્નઃ—શ્રી કબીરના મન ઉપર સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજાની શી અસર છે?

ઉત્તરઃ—કબીર પણ ધ્વજાથી આનંદ આનદ પામી ગયા છે.

૪૪૧ પ્રશ્નઃ—સંસારમાં રહેવું અને એક મોક્ષ થવા કહેવું એ બનવું સુલભ છે?

ઉત્તર:—સંસારમાં રહેવું એક મોક્ષ થવા કહેવું, એ બનવું અસુલભ છે.

૪૪૨ પ્રશ્ન:—ઉદાસીનતા એ શું છે?

ઉત્તર:—ઉદાસીનતા એ અધ્યાત્મની જનની છે.

૪૪૩ પ્રશ્ન:—વાંછા કયા અર્થમાં વપરાય છે?

ઉત્તર:—"વાંછા"–"ઇચ્છા" ના અર્થ તરીકે "કામ" શબ્દ વપરાય છે. તેમ જ પંચેંદ્રિયના વિષયના અર્થ તરીકે પણ વપરાય છે

૪૪૪ પ્રશ્ન:—અનન્ય ભક્તિભાવ એટલે શું?

ઉત્તર:—"અનન્ય" એટલે જેના જેવો બીજો નહીં,—સર્વોત્કૃષ્ટ. "અનન્ય ભક્તિભાવ" એટલે જેના જેવો બીજો નહીં એવો ભક્તિપૂર્વક ઉત્કૃષ્ટ ભાવ.

૪૪૫ પ્રશ્ન:—સજીવન મૂર્તિનો જોગ જીવને પૂર્વકાળમાં નહીં થયો હોય?

ઉત્તર:—જેના વચનબળે જીવ નિર્વાણમાર્ગને પામે છે એવી સજીવન મૂર્તિનો પૂર્વકાળમાં જીવને જોગ ઘણીવાર થઈ ગયો છે, પણ તેનું ઓળખાણ થયું નથી.

૪૪૬ પ્રશ્ન:—સિદ્ધિ રીદ્ધિ આદિ કામનાઓથી સત્–મૂર્તિ પ્રત્યે કેવો લક્ષ રહે છે?

ઉત્તર:—જીવે સજીવન મૂર્તિનું ઓળખાણ કરવા પ્રયત્ન ક્વચિત્ કર્યું પણ હશે, તથાપિ જીવને વિષે ગ્રહી રાખેલી સિદ્ધિ–યોગાદિ, રીદ્ધિ–યોગાદિ અને બીજી તેવી કામનાઓથી પોતાની દૃષ્ટિ મલિન હતી દૃષ્ટિ જો મલિન હોય તો તેથી સત્–મૂર્તિ પ્રત્યે પણ બાહ્ય લક્ષ રહે છે જેથી ઓળખાણ પડતું નથી.

૪૪૭ પ્રશ્ન:—સજીવન મૂર્તિનું ઓળખાણ પડે છે ત્યારે શું ફળ-પ્રાપ્તિ થાય છે?

ઉત્તર:—જ્યારે ઓળખાણ પડે છે ત્યારે, જીવને કોઇ અપૂર્વ સ્નેહ આવે છે, તે એવો કે તે મૂર્તિના વિયોગે ઘડી એક આયુષ્ય ભોગવવું તે પણ તેને વિટંબના લાગે છે,–અર્થાત્ તેના વિયોગે તે ઉદાસીન ભાવે તેમાં જ વૃત્તિ રાખીને જીવે છે. બીજા પદાર્થોના સંયોગ અને મૃત્યુ એ બન્ને એને સમાન થઇ ગયાં હોય છે આવી દશા જ્યારે આવે છે ત્યારે, જીવને માર્ગ બહુ નિકટ હોય છે એમ જાણવું. એવી દશા આવવામાં માયાની સંગતિ બહુ વિટંબનામય છે; પણ

એજ દશા આણવી એવો જેનો દ્રઢ નિશ્ચય છે તેને ઘણું કરીને થોડા વખતમાં તે દશા પ્રાપ્ત થાય છે.

૪૪૮ પ્રશ્ન—સમ્યકત્વ તે શું ?

ઉત્તર:—સર્વગુણાંશ તે સમ્યકત્વ.

૪૪૯ પ્રશ્ન—સત્પુરૂષના એકેક વાક્યમાં, એકેક શબ્દમાં, અનંત આગમ રહ્યા છે, એ વાત કેમ હશે ?

ઉત્તર—સત્પુરૂષના એકેક વાક્યમાં એકેક શબ્દમાં અનંત આગમ રહ્યા છે.

૪૫૦ પ્રશ્ન:—શું કર્યા વિના છુટકો નથી ?

ઉત્તર—માયિક સુખની સર્વ પ્રકારની વાંછા ગમે ત્યારે પણ છોડયા વિના છુટકો થવો નથી તો, જ્યારથી એ વાક્ય શ્રવણ કર્યું ત્યારથીજ તે ક્રમનો અભ્યાસ કરવા યોગ્ય જ છે, એમ સમજવું.

૪૫૧ પ્રશ્ન—માયિક વાસનાનો ક્ષય ક્યારે થશે ?

ઉત્તર—કોઇ પણ પ્રકારે સદ્‌ગુરૂનો શોધ કરવો; શોધ કરીને તેના પ્રત્યે તન, મન, વચન અને આત્માથી અર્પણબુદ્ધિ કરવી; તેની જ આજ્ઞાનું સર્વ પ્રકારે નિઃશંકતાથી આરાધન કરવું અને તો જ સર્વ માયિક વાસનાનો અભાવ થશે એમ સમજવું.

૪૫૨ પ્રશ્ન—અનાદિકાળના પરિભ્રમણમાં જીવને શું શું પ્રાપ્ત થયું હશે ? શા રીતે છૂટવાની વાર્ત્તાનો આત્માથી ભણકાર થશે ?

ઉત્તર:—અનાદિકાળના પરિભ્રમણમાં અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંત વાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યું નથી, અને 'સત્' શ્રધ્યું નથી, અને એ મળ્યે, એ સુણ્યે, અને એ શ્રધ્યે જ છુટવાની વાર્ત્તાનો આત્માથી ભણકાર થશે.

૪૫૩ પ્રશ્ન:—મોક્ષનો માર્ગ બહાર છે કે આત્મામાં ?

ઉત્તર—મોક્ષનો માર્ગ બહાર નથી, પણ આત્મામાં છે.

૪૫૪ પ્રશ્ન:—ગુણઠાણા શા માટે કહેલ છે ?

ઉત્તર:—ગુણઠાણાએ સમજવા માટે કહેલા છે.

૪૫૫ પ્રશ્ન:—શ્રેણી કેટલી જાતની છે ? અને તે કઇ કઇ ?

ઉત્તર—ઉપશમ અને ક્ષપક એ બે જાતની શ્રેણિ છે.

૪૫૬ પ્રશ્ન—પ્રત્યક્ષ દર્શનનો સંભવ ઉપશમમાં છે કે ક્ષપકમાં છે ?

ઉત્તર—ઉપશમમાં પ્રત્યક્ષ દર્શનનો સંભવ નથી; ક્ષપકમાં છે.

૪૫૭ પ્રશ્ન:—અગ્યારમે ગુણસ્થાનકેથી જીવ પાછો શું કારણે વળે છે ?

ઉત્તર:—પ્રત્યક્ષ દર્શનના સંભવને અભાવે અગિયારમેથી જીવ પાછો વળે છે.

૪૫૮ પ્રશ્ન —ઉપશમ શ્રેણી કેટલા પ્રકારે છે ? તે પ્રકાર કયા કયા ?

ઉત્તર —ઉપશમ શ્રેણિ બે પ્રકારે છે. એક આજ્ઞારૂપ; એક માર્ગ જાણ્યા વિના સ્વાભાવિક ઉપશમ થવારૂપ.

૪૫૯ પ્રશ્ન —આજ્ઞારૂપ ક્યાં સુધી પ્રતીત થતો નથી ?

ઉત્તર:—આજ્ઞારૂપ પણ આજ્ઞાઆરાધન સુધી પ્રતીત થતો નથી.

૪૬૦ પ્રશ્ન —માર્ગ જાણ્યા વિના સ્વાભાવિક ઉપશમ થવારૂપ ક્યા સુધી પડતો નથી ?

ઉત્તર —દેહ ગયા પછી માર્ગના અજાણપણાને લીધે પડે છે. આ નજરે જોયેલી, આત્માએ અનુભવેલી વાત છે કોઈ શાસ્ત્રમાંથી નીકળી આવશે; ન નીકળે તો કઇ બાધ નથી. તીર્થંકરના હ્રદયમા હતી, એમ અમે જાણ્યુ છે.

૪૬૧ પ્રશ્ન:—અગ્યારમા ગુણસ્થાનકથી લથડેલો ઓછામા ઓછા અને વધારેમાં વધારે કેટલા ભવ કરે ?

ઉત્તર:—અગિયારમેથી લથડેલો ઓછામા ઓછા ત્રણ અને ઘણામા ઘણા ૫૬૨ ભવ કરે એમ અનુભવ થાય છે.

૪૬૨ પ્રશ્ન —અગિયારમું ગુણ સ્થાનક કેવુ છે ?

ઉત્તર —અગિયારમુ એવું છે કે ત્યા પ્રકૃતિયો ઉપશમ ભાવમા હોવાથી મન, વચન, કાયાના યોગ પ્રબળ-શુભ-ભાવમાં વર્તે છે, એથી શાતાનો બંધ થાય છે અને એ શાતા ઘણું કરીને પાંચ અનુત્તરવિમાનનાંજ હોય છે.

૪૬૩ પ્રશ્ન —અવાચ્ય અદ્દભુત વિચારણાનુ સ્થળ કયુ છે ?

ઉત્તર.—અનંત કાળથી પોતાને પોતા વિષેનીજ ભ્રાંતિ રહી ગઇ છે; આ એક અવાચ્ય અદ્દભુત વિચારણાનું સ્થળ છે. જ્યાં મતિની ગતિ નથી ત્યાં વચનની ગતિ ક્યાંથી હોય ?

૪૬૪ પ્રશ્ન:—પરમ રહસ્ય શું છે ?

ઉત્તર —નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો, સત્પુરૂષની ભક્તિ પ્રત્યે લીન થવુ, સત્પુરૂષોના ચરિત્રોનું સ્મરણ કરવું, સત્પુરૂષોનાં લક્ષણોનુ ચિંતન કરવું, સત્પુરૂષોની મુખાકૃતિનું હૃદયથી અવલોકન કરવું; તેનાં મન, વચન, કાયાની પ્રત્યેક ચેષ્ટાનાં અદ્દભુત રહસ્યો

ફરી ફરી નિદિધ્યાસન કરવાં; તેઓએ સમ્મત કરેલું સર્વ સમ્મત કરવું. આ જ્ઞાનીઓએ હૃદયમાં રાખેલું-નિર્વાણ અર્થે માન્ય રાખવા-યોગ્ય, શ્રદ્ધવાયોગ્ય, ફરી ફરી ચિંતવવાયોગ્ય, ક્ષણે ક્ષણે-સમયે સમયે લીન થવા યોગ્ય પરમ રહસ્ય છે, અને એ જ સર્વ શાસ્ત્રનો, સર્વ સંતના હૃદયનો, ઇશ્વરના ઘરનો મર્મ પામવાનો મહા માર્ગ છે. અને સઘળાંનું કારણ કોઇ વિદ્યમાન સત્પુરૂષની પ્રાપ્તિ અને તે પ્રત્યે અવિચળ શ્રદ્ધા એ છે. અધિક શું લખવું ? આજે, ગમે તો તેથી મોડે અથવા વહેલે, એ જ સૂઝ્યે, એ જ પ્રાપ્ત થયે છુટકો છે. સર્વ પ્રદેશે મને તો એ જ સમ્મત (છે.)

૪૬૫ પ્રશ્નઃ—સર્વ દર્શન પરિણામિક ભાવે મુક્તિનો ઉપદેશ કરે છે, છતાં છે, સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત કેમ થતું નથી ? હૃદયગત થવા માટે શું થવું જોઇએ ?

ઉત્તર—સર્વ દર્શન પરિણામિક ભાવે મુક્તિનો ઉપદેશ કરે છે, એ નિઃસંશય છે, પણ યથાર્થ દૃષ્ટિ થયા વિના સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી જે થવા માટે સત્પુરૂષોની પ્રશસ્ત ભક્તિ, તેના પાદપંકજ અને ઉપદેશનું અવલંબન, નિર્વિકાર જ્ઞાનયોગ, જે સાધનો તે શુદ્ધ ઉપયોગવડે સમ્મત થવાં જોઇએ.

૪૬૬ પ્રશ્નઃ—સર્વ શાસ્ત્રના બોધનું, ક્રિયાનું, યોગનું, અને ભક્તિનું પ્રયોજન શાની પ્રાપ્તિ અર્થે છે ?

ઉત્તરઃ—સર્વ શાસ્ત્રના બોધનું, ક્રિયાનું, જ્ઞાનનું, યોગનું અને ભક્તિનું પ્રયોજન સ્વસ્વરૂપ પ્રાપ્તિને અર્થે છે.

૪૬૭ પ્રશ્નઃ—કઇ શ્રેણીઓ આત્મગત થાય તો તેમ થવું સંભવિત છે ?

ઉત્તરઃ—એ સમ્યક્ શ્રેણિઓ આત્મગત થાય, તો તેમ થવું પ્રત્યક્ષ સંભવિત છે.

૪૬૮ પ્રશ્ન—એ વસ્તુઓ પ્રાપ્ત કરવા શાની અવશ્ય છે ?

ઉત્તર—એ વસ્તુઓ પ્રાપ્ત કરવા સર્વસંગપરિત્યાગની અવશ્ય છે.

૪૬૯ પ્રશ્ન—નિર્જનાવસ્થા યોગભૂમિકામાં વાસ સહજ સમાધિની પ્રાપ્તિ ક્યાં વાસિત છે ?

ઉત્તરઃ—નિર્જનાવસ્થા યોગભૂમિકામાં વાસ.—સહજ સમાધિની પ્રાપ્તિ નથી તે સર્વસંગપરિત્યાગમાં નિયમા વાસિત છે.

૪૭૦ પ્રશ્નઃ—નિર્જનાવસ્થાદિ દેશસંગપરિત્યાગમાં કેવા સંભવે છે ?

ઉત્તરઃ—દેશ ( ભાગ ) સંગપરિત્યાગમાં ભજના સંભવે છે.

૪૭૧ પ્રશ્ન:—ક્યાં સુધી ધર્મ, અર્થ અને કામ સેવવા યોગ્ય છે અને કેવા ભાવે ?

ઉત્તર—જ્યાં સુધી ગૃહવાસ પૂર્વકર્મના બળથી ભોગવવો રહ્યો છે ત્યાંસુધી ધર્મ, અર્થ, અને કામ ઉલ્લાસિત–ઉદાસીન ભાવે સેવવાં યોગ્ય છે.

૪૭૨ પ્રશ્ન—બાહ્ય ભાવે ગૃહસ્થ શ્રેણી છતાં અંતરંગ શ્રેણિ કઈ જોઇએ ?

ઉત્તર:—બાહ્યભાવે ગૃહસ્થશ્રેણિ છતા અંતરંગ નિર્ગ્રંથશ્રેણિ જોઇએ.

૪૭૩ પ્રશ્ન:—તેમ થયાનું ફળ શું ?

ઉત્તર—જ્યાં તેમ થયું છે ત્યાં સિદ્ધિ છે.

૪૭૪ પ્રશ્ન:—આપની અભિલાષા તે શ્રેણિમાં વર્ત્તે છે ?

ઉત્તર—મારી આત્માભિલાષા તે શ્રેણિમા ઘણા માસ થયાં વર્ત્તે છે. ધર્મોપજીવનની પૂર્ણ અભિલાષા કેટલીક વ્યવહારોપાધિને લીધે પાર પડી શકતી નથી; પણ પ્રત્યક્ષે સત્પદની સિદ્ધિ આત્માને થાય છે; આ વાર્તા તો સમ્મત જ છે અને ત્યા કંઇ વય વિશેષની અપેક્ષા નથી.

૪૭૫ પ્રશ્ન.—નિર્ગ્રંથના ઉપદેશને સમ્મત કરતાં અન્ય દર્શનના પદેશ પ્રત્યે આપનો ભાવ શું છે ?

ઉત્તર—નિર્ગ્રંથના ઉપદેશને અચલભાવે અને વિશેષે સમ્મત કરતાં અન્ય દર્શનના ઉપદેશમાં માધ્યસ્થતા પ્રિય છે. ગમે તે વાટે, અને ગમે તે દર્શનથી કલ્યાણ થતું હોય, તો ત્યા પછી મતાંતરની કંઇ અપેક્ષા શોધવી યોગ્ય નથી. આત્મત્વ જે અનુપ્રેક્ષાથી, જે દર્શનથી, કે જે જ્ઞાનથી પ્રાપ્ત થાય તે અનુપ્રેક્ષા, તે દર્શન, કે તે જ્ઞાન સર્વોપરિ છે; અને જેટલા આત્મા તર્યા વર્ત્તમાને તરે છે, ભવિષ્યે તરશે તે સર્વ એ એક જ ભાવને પામીને. આપણે એ સર્વ ભાવે પામીએ એ મળેલા અનુત્તર જન્મનુ સાફલ્ય છે.

૪૭૬ પ્રશ્ન:—પ્રત્યેક પદાર્થની પ્રજ્ઞાપનીયતા કેટલા અને ક્યા પ્રકારે છે ?

ઉત્તર:—પ્રત્યેક પદાર્થની પ્રજ્ઞાપનીયતા ચાર પ્રકારે છે; દ્રવ્ય (તેનો વસ્તુસ્વભાવ)થી, ક્ષેત્ર (કંઇ પણ તેનું વ્યાપવું–ઉપચારે કે અનુપચારે) થી, કાળથી અને ભાવ (તેના ગુણાદિક ભાવ)થી. આપણે આત્માની વ્યાખ્યા પણ એ વિના ન કરી શકીએ તેમ છે. એક અદ્ભુત વ્યાખ્યા નીકળી શકે તેમ છે.

૪૭૭ પ્રશ્ન:—શાસ્ત્ર એ પ્રત્યક્ષ માર્ગ છે કે પરોક્ષમાર્ગ ?

ઉત્તર:—શાસ્ત્ર એ પરોક્ષમાર્ગ છે.

૪૭૮ પ્રશ્ન:—શ્રી હરિભદ્રાચાર્ય પરમ તત્ત્વને સામાન્ય બોધમાં ઉતારી શક્યા છે ?

ઉત્તર:—પરમતત્ત્વને સામાન્ય બોધમાં ઉતારી દેવાની હરિભદ્રાચાર્યની ચમત્કૃતિ સ્તુત્ય છે. કોઇ સ્થળે ખંડન મંડન ભાગ સાપેક્ષ હશે.

૪૭૯ પ્રશ્ન:—જૈનનું નાસ્તિક એ ઉપનામથી કોઈ ખંડન કરી ગયા છે તે યથાર્થ થયું છે ?

ઉત્તર:—જૈન એ મોક્ષના અખંડ ઉપદેશને કરતું, અને વાસ્તવિક તત્ત્વમાં જ જેની શ્રદ્ધા છે એવું દર્શન છતાં કોઈ 'નાસ્તિક' એ ઉપનામથી તેનું આગળ ખંડન કરી ગયા તે યથાર્થ થયું નથી.

૪૮૦ પ્રશ્ન:—આપ જૈન સબંધી આપનો આગ્રહ દર્શાવતા નથી ?

ઉત્તર:—જૈનસબંધી આપને કંઇ પણ મારો આગ્રહ દર્શાવતો નથી. તેમ આત્મા જે રૂપે હો તે રૂપે ગમે તેથી થાઓ એ શિવાય બીજી મારી અંતરંગ જિજ્ઞાસા નથી; એ કંઇ કારણથી કહી જઇ જૈન પણ એક પવિત્ર દર્શન છે એમ કહેવાની આજ્ઞા લઉં છઉં. તે માત્ર જે વસ્તુ જે રૂપે સ્વાનુભવમાં આવી હોય તે રૂપે કહેવી એમ સમજીને. સર્વ સત્પુરુષો માત્ર એકજ વાટેથી તર્યા છે, અને તે વાટ વાસ્તવિક આત્મજ્ઞાન અને તેની અનુચારિણી દેહસ્થિતિપર્યંત સતક્રિયા કે રાગ દ્વેષ અને મોહવગરની દશા થવાથી તે તત્ત્વ તેમને પ્રાપ્ત થયું હોય એમ મારૂં આધીન મત છે.

૪૮૧ પ્રશ્ન:—યોગવાસિષ્ઠના પુસ્તક માટે આપનો શું અભિપ્રાય છે ?

ઉત્તર:—'યોગવાસિષ્ઠ' નું પુસ્તક ઉપાધિનો તાપ સમાવવાને શીતળ ચંદન છે; આધિ વ્યાધિનું એના વાચનમાં આગમન સંભવતું નથી.

૪૮૨ પ્રશ્ન —આપને શાની પ્રાપ્તિની ઇચ્છા છે ?

ઉત્તર:—કોઇ પણ વાટે કલ્પિત વાસનાઓ નાશ થઇ યથાયોગ્ય સ્થિતિની પ્રાપ્તિ શિવાય અન્ય ઇચ્છા નથી.

૪૮૩ પ્રશ્ન:—જૈનના આગ્રહથીજ મોક્ષ છે એમ આપ માનો છો ?

ઉત્તર:—જૈનના આગ્રહથી જ મોક્ષ છે; એમ આત્મા ઘણા વખત થયાં માનવું ભૂલી ગયો છે. મુક્તભાવમાં (?) મોક્ષ છે એમ ધારણા છે.

૪૮૪ પ્રશ્નઃ—આપને માટે આ કાળ કેવો છે ?

ઉત્તર—જ્ઞાનીઓએ કલ્પેલો ખરેખરો આ કળિકાળ જ છે. જનસમુદાયની વૃત્તિઓ વિષયકષાયાદિકથી વિષમતાને પામી છે. એનું બળવત્તરપણું પ્રત્યક્ષ છે. રાજસીવૃત્તિનું અનુકરણ તેમને પ્રિય થયું છે, તાત્પર્ય વિવેકીઓની અને યથાયોગ્ય ઉપશમપાત્રની છાયા પણ મળતી નથી. એવા વિષમકાળમા જન્મેલો આ દેહધારી આત્મા અનાદિકાળના પરિભ્રમણના થાકથી વિશ્રાન્તિ લેવા આવતા અવિશ્રાંતિ પામી સપડાયો છે. માનસિક ચિંતા ક્યાંય કહી શકાતી નથી કહેવાનાં પાત્રોની પણ ખામી છે; ત્યા હવે શું કરવું ? જો કે યથાયોગ્ય ઉપશમભાવને પામેલો આત્મા સંસાર અને મોક્ષપર સમવૃત્તિવાળો હોય છે એટલે અપ્રતિબદ્ધપણે વિચરી શકે છે; પણ આ આત્માને તો હજુ તે દશા પ્રાપ્ત થઇ નથી, તેનો અભ્યાસ છે.

૪૮૫ પ્રશ્નઃ—જીવન પૂર્ણ થતા પહેલાં કેવી દશા આવવાનું આપ ઇચ્છો છો ?

ઉત્તરઃ—જીવન પૂર્ણ થતાં પહેલાં યથાયોગ્યપણે નીચેની દશા આવવી જોઇએ—૧. મન, વચન અને કાયાથી આત્માનો મુક્તભાવ ૨. મનનુ ઉદાસીનપણે પ્રવર્તન. ૩. વચનનું સ્યાદ્વાદપણું ( નિરાગ્રહપણું ) ૪. કાયાની વૃક્ષદશા ( આહાર વિહારની નિયમિતતા ), અથવા સર્વ સંદેહની નિવૃત્તિ; સર્વ ભયનુ છુટવુ; અને સર્વ અજ્ઞાનનો નાશ અનેક પ્રકારે સંતોએ શાસ્ત્રવાટે તેનો માર્ગ કહ્યો છે. સાધનો બતાવ્યા છે. યોગાદિકથી થયેલો પોતાનો અનુભવ કહ્યો છે; તથાપિ તેથી યથાયોગ્ય ઉપશમભાવ આવવો દુર્લભ છે. તે માર્ગ છે; પરંતુ ઉપાદાનની બળવાન સ્થિતિ થવા નિરંતર સત્સંગ જોઇએ તે નથી. શિશુ વયમાથી જ એ વૃત્તિ ઉગવાથી કોઇ પ્રકારનો પરભાષાભ્યાસ ન થઇ શકયો. અમુક સંપ્રદાયથી શાસ્ત્રાભ્યાસ ન થઇ શકયો. સંસારના બંધનથી ઇહાપોહાભ્યાસ પણ ન થઈ શકયો; અને તે ન થઇ શકયો તેને માટે કંઇ બીજી વિચારણા નથી. એથી આત્મા અધિક વિકલ્પી થાત. ( સર્વને માટે વિકલ્પીપણું નથી, પણ એક હું પોતાની અપેક્ષાએ કહું છુ ) અને વિકલ્પાદિક કલેશનો તો નાશજ કરવો ઇચ્છયો હતો, એટલે જે થયું તે કલ્યાણકારક જ; પણ હવે શ્રીરામને જેમ મહાનુભાવ વસિષ્ઠ ભગવાને આ જ દોષનું વિસ્મરણ કરાવ્યુ હતું તેમ કોણ કરાવે ? અર્થાત્ શાસ્ત્રનો ભાષાભ્યાસવિના પણ ઘણો પરિચય થયો છે. ધર્મના વ્યાવહારિક જ્ઞાતાઓનો પણ

વિયોગને લીધે રહે છે, તે પણ જાણીએ છીએ; બેય પ્રકારનો વિકલ્પ હોવાથી તમને આકુળ–વ્યાકુળપણું પ્રાપ્ત હોય એમાં પણ આશ્ચર્ય લાગતું નથી, અથવા અસંભવરૂપ લાગતું નથી. હવે એ બેય પ્રકારને માટે ચોખ્ખા શબ્દોમાં નીચે જે કંઈ મનને વિષે છે તે લખવાનું પ્રયત્ન કર્યું છે. સંસારસંબંધી તમને જે ચિંતા છે તે, જેમ ઉદયમાં આવે તેમ વેદવી–સહન કરવી. એ ચિંતા થવાનું કારણ એવું કોઈ કર્મ નથી કે જે ટાળવા માટે જ્ઞાની પુરુષને પ્રવૃત્તિ કરતાં બાધ ન આવે. જ્યારથી યથાર્થ બોધની ઉત્પત્તિ થઈ છે ત્યારથી કોઇ પણ પ્રકારના સિદ્ધિયોગે કે વિદ્યાના યોગે સાંસારિક સાધન પોતાસંબંધી કે પરસંબંધી કરવાની પ્રતિજ્ઞા છે, અને એ પ્રતિજ્ઞામાં એક પળ પણ મંદપણું આવ્યુ હોય એમ હજુ સુધીમાં થયુ છે એમ સાંભરતું નથી. તમારી ચિંતા જાણીએ છીએ, અને અમે તે ચિંતાનો કોઈ પણ ભાગ જેટલો બને તેટલો વેદવા ઇચ્છીએ છીએ, પણ એમ તો કોઈ કાળે બન્યુ નથી, તે કેમ બને ? અમને પણ ઉદયકાળ એવો વર્તે છે કે, હાલ રિદ્ધિયોગ હાથમા નથી પ્રાણીમાત્ર પ્રાયે આહાર–પાણી પામી રહે છે, તો તમજેવા પ્રાણીના કુટુંબને માટે તેથી વિપર્યય પરિણામ આવે એવું જે ધારવુ તે યોગ્ય જ નથી કુટુંબની લાજ વારંવાર આડી આવી જે આકુળતા આપે છે, તે ગમે તો રાખીએ, અને ગમે તો ન રાખીએ તે બન્ને સરખું છે, કેમકે જેમાં પોતાનું નિરૂપાયપણું રહ્યું, તેમાં તો જે થાય તે યોગ્ય જ માનવુ એ દૃષ્ટિ સમ્યક્ છે. જે લાગ્યુ તે જણાવ્યું છે.

૬૮૯ પ્રશ્ન:—આપને જે સમાધિ છે તે કેવા પ્રકારની છે? અને તે કયા કારણને લીધે છે ?

ઉત્તર:—અમને જે નિર્વિકલ્પ નામની સમાધિ છે, તે તો આત્માની સ્વરૂપપરિણતિ વર્તતી હોવાને લીધે છે.

૬૯૦ પ્રશ્ન:—આપને આત્માના સ્વરૂપ સંબંધી નિર્વિકલ્પપણું જ છે ? અને છે તો શા કારણે ?

ઉત્તર:—આત્માના સ્વરૂપસંબધી તો પ્રાયે નિર્વિકલ્પપણું જ રહેવાનું અમને સંભવિત છે, કારણ કે અન્યભાવને વિષે મુખ્યપણે અમારી પ્રવૃત્તિ જ નથી.

૬૯૧ પ્રશ્ન:—આપ કયા દર્શનને નિકટ મુક્તપણાનું કારણ માનો છો ?

ઉત્તર:—બંધ, મોક્ષની યથાર્થ વ્યવસ્થા જે દર્શનને વિષે યથાર્થપણે કહેવામાં આવી છે તે દર્શન, નિકટ મુક્તપણાનું કારણ છે.

૬૯૨ પ્રશ્નઃ—બંધ મોક્ષની વ્યવસ્થા યથાર્થ કહેવાને યોગ્ય આપ કોને માનો છો? અને તીર્થંકરના અંતર આશય અત્યારે આ ક્ષેત્ર કોને વિષે ભાસે છે? આપને વિષે ભાસે છે?

ઉત્તર—એ યથાર્થ વ્યવસ્થા કહેવાને યોગ્ય જો કોઈ અમે વિશેષપણે માનતા હોઈએ, તો તે શ્રી તીર્થંકરદેવ છે; અને એ જે શ્રી તીર્થંકરદેવનો અંતર્ આશય તે પ્રાયે મુખ્યપણે અત્યારે કોઈને વિષે આ ક્ષેત્રે હોય, તો તે અમે હોઈશું એમ અમને દૃઢ કરીને ભાસે છે, કારણ કે, જે અમારૂં અનુભવજ્ઞાન તેનું ફળ વીતરાગપણું છે, અને વીતરાગનું કહેલું જે શ્રુતજ્ઞાન તે પણ તે જ પરિણામનું કારણ લાગે છે; માટે અમે તેના અનુયાયી ખરેખરા છીએ—સાચા છીએ.

૬૯૩ પ્રશ્ન—આપને વન અને ઘર બન્ને સમાન છે?

ઉત્તર—વન અને ઘર એ બન્ને કોઈ પ્રકારે અમને સમાન છે, તથાપિ વનમાં પૂર્ણ વીતરાગભાવને અર્થે રહેવું વધારે રૂચિકર લાગે છે; સુખની ઇચ્છા નથી, પણ વીતરાગપણાની ઇચ્છા છે.

૬૯૪ પ્રશ્નઃ—આપ જગતના કલ્યાણને અર્થે પુરૂષાર્થ ક્યારે કરશો?

ઉત્તરઃ—જગતના કલ્યાણને અર્થે પુરુષાર્થ કરવાવિષે લખ્યું, તો તે પુરુષાર્થ કરવાની ઇચ્છા કોઇ પ્રકારે રહે પણ છે, તથાપિ ઉદયને અનુસરીને ચાલવું એ આત્માની સહજ દશા થઈ છે, અને તેવો ઉદયકાળ હાલ સમીપમા જણાતો નથી; તો તે ઉદેરી આણવાનું બને એવી દશા અમારી નથી. "માગી ખાઇને ગુજરાન ચલાવીશુ પણ ખેદ નહિ પામીએ, જ્ઞાનના અનંત આનંદ આગળ તે દુઃખ તૃણુ-માત્ર છે." આ ભાવાર્થનું જે વચન લખ્યુ છે, તે વચનને અમારો નમસ્કાર હો; એવું જે વચન તે ખરી યોગ્યતા વિના નીકળવું સંભવિત નથી.

૬૯૫ પ્રશ્નઃ—"જીવ નવ્વી પુગ્ગલી" એ પદોનો સામાન્ય અર્થ જણાવવા કૃપા કરશો?

ઉત્તરઃ—"જીવ એ પુદ્‌ગલી પદાર્થ નથી, પુદ્‌ગલ નથી; તેમ પુદ્‌ગલનો આધાર નથી; તેના રંગવાળો નથી; પોતાની સ્વરૂપસત્તા શિવાય જે અન્ય તેનો તે સ્વામી નથી, કારણ કે પરની ઐશ્વર્યતા સ્વરૂપને વિષે હોય નહિ; વસ્તુત્વધર્મે જોતાં તે કોઈ કાળે પણ પર-સંગી પણ નથી." એ પ્રમાણે સામાન્ય અર્થ "જીવ નવી પુગ્ગલી" વગેરે પદો છે.

૬૯૬ પ્રશ્નઃ—આપને જ્યાંસુધી વેપાર પ્રસંગ છે ત્યાંસુધી ધર્મ-જીવન કેવા પ્રકારે ગાળવા ઇચ્છો છો?

ઉત્તરઃ—ઘણું* કરી આત્મામાં એમ જ રહ્યા કરે છે કે, જ્યાં સુધી આ વેપાર પ્રસંગે કામકાજ કરવું રહ્યા કરે, ત્યાંસુધી ધર્મકથાદિ પ્રસંગે, અને ધર્મના જાણનારરૂપે કોઇ પ્રકારે પ્રગટપણામાં ન અવાય એ યથાયોગ્ય પ્રકાર છે. વેપાર પ્રસંગે રહેતા છતાં જેનો ભક્તિભાવ રહ્યા કર્યો છે, તેનો પ્રસગ પણ એવા પ્રકારમાં કરવો યોગ્ય છે કે જ્યાં આત્માને વિષે ઉપર જણાવેલો પ્રકાર રહ્યા કરે છે, તે પ્રકારને બાધ ન જ થાય.

જિને કહેલાં મેરૂ વગેરે વિષે તથા અંગ્રેજે કહેલ પૃથ્વીઆદિ સંબધે સમાગમ પ્રસંગમાં વાતચિત કરશો.

૬૯૭ પ્રશ્નઃ—આપના મનની હાલની* સ્થિતિ કેવા પ્રકારની છે?

ઉત્તરઃ—અમારૂં મન ઘણું ઉદાસ રહે છે, અને પ્રતિબંધ એવા પ્રકારનો રહે છે કે, છે તે ઉદાસપણું સાવ ગુપ્ત જેવું કરી, ન ખમી શકાય એવા વેપારાદિ પ્રસંગમાં ઉપાધિજોગ વેદવા પડે છે;— જો કે વાસ્તવ્યપણે તો સમાધિપ્રત્યયી આત્મા છે.

૬૯૮ પશ્નઃ—જ્ઞાનીની દશા લોકો કેવા પ્રકારે કલ્પે છે?

ઉત્તરઃ—સૂર્ય ઉદય-અસ્તરહિત છે, માત્ર લોકોને ચક્ષુમર્યાદાથી બહાર વર્તે ત્યારે અસ્ત, અને ચક્ષુ-મર્યાદાને વિષે વર્તે ત્યારે ઉદય એમ ભાસે છે; પણ સૂર્યને વિષે તો ઉદયઅસ્ત નથી. તેમ જ જ્ઞાની છે તે, બધા પ્રસંગને વિષે જેમ છે, તેમ છે; માત્ર પ્રસંગની મર્યાદા ઉપરાંત લોકોનું જ્ઞાન નથી, એટલે પોતાની જેવી તે પ્રસંગને વિષે દશા થઇ શકે તેવી દશા, જ્ઞાનીને વિષે કલ્પે છે; અને એ કલ્પના જ્ઞાનીનું પરમ એવું જે આત્મપણું, પરિતોષપણું, મુક્તપણું, તે જીવને જાણવા દેતો નથી; એમ જાણવાયોગ્ય છે.

૬૯૯ પ્રશ્નઃ—વ્યવહારમાં આપની આત્મસ્થિતિ જાણવાની જિ છે

ઉત્તરઃ—જે પ્રકારે પ્રારબ્ધનો ક્રમ ઉદય હોય, તે પ્રકારે હાલ તો વર્તીએ છીએ, અને એમ વર્તવું કોઈ પ્રકારે તો સુગમ ભાસે છે. જો કે અમારૂ ચિત્ત નેત્ર જેવું છે; નેત્રને વિષે બીજા અવયવની પેઠે એક રજકણ પણ સહન થઈ શકે નહિ. બીજા અવયવોરૂપ અન્ય ચિત્ત છે. તેને વિષે વાણીનું ઉઠવું, સમજાવવું, આ કરવુ, અથવા આ ન કરવું, એવી વિચારણા કરવી, તે માંડ માંડ બને છે. ઘણી ક્રિયા તો શૂન્યપણાની પેઠે વર્તે છે, આવી સ્થિતિ છતા ઉપાધિજોગ તો બળવાનપણે આરાધીએ છીએ; એ વેદવું ઓછું વિકટ લાગતું

* આ સમય ઘણું કરી સંવત ૧૯૪૮નો છે.—સંશોધક.

નથી, કારણ કે આંખની પાસે જમીનની રેતી ઉપડાવવાનું કાર્ય થવા રૂપ થાય છે. તે જેમ દુઃખે—અત્યંત દુઃખે—થવું વિકટ છે, તેમ ચિત્તને ઉપાધિ તે પરિણામરૂપ થવા બરાબર છે. સુગમપણાને સ્થિત ચિત્ત હોવાથી વેદનાને સમ્યક્પ્રકારે વેદે છે. અખંડ સમાધિપણે વેદે છે. આ વાત લખવાનો આશય તો એમ છે જે આવા ઉત્કૃષ્ટ વૈરાગ્યને વિષે આવો ઉપાધિજોગ વેદવાનો જે પ્રસંગ છે તે કેવો ગણવો? અને આ બધું શા અર્થે કરવામાં આવે છે? જાણતાં છતાં તે મૂકી કેમ દેવામાં આવતો નથી? એ બધુ વિચારવાયોગ્ય છે. ઇશ્વરેચ્છા જેમ હશે તેમ થશે. વિકલ્પ કરવાથી ખેદ થાય; અને તે તો જ્યાંસુધી તેની ઇચ્છા હોય ત્યાંસુધી તે પ્રકારે જ પ્રવર્તે. સમ રહેવું યોગ્ય છે. બીજી તો કંઈ સ્પૃહા નથી; કોઈ પ્રારબ્ધસ્પૃહા પણ નથી. સત્તારૂપ કોઈ પૂર્વે ઉપાર્જન કરેલી ઉપાધિરૂપ સ્પૃહા તે તો અનુક્રમે સંવેદન કરવી છે. એક સત્સંગ—તમરૂપ સત્સંગ—ની સ્પૃહા વર્તે છે. રૂચિમાત્ર સમાધાન પામી છે. એ આશ્ચર્યરૂપ વાત ક્યા કહેવી? આશ્ચર્ય થાય છે. આ જે દેહ મળ્યો તે પૂર્વે કોઇવાર મળ્યો ન હોય તો ભવિષ્યકાળે પ્રાપ્ત થવો નથી. ધન્યરૂપ—કૃતાર્થરૂપ—એવા જે અમે તેને વિષે આ ઉપાધિજોગ જોઇ લોકમાત્ર ભૂલે એમાં આશ્ચર્ય નથી, અને પૂર્વે જો સત્પુરુષનું ઓળખાણુ પડતું નથી, તો તે આવા યોગના કારણુથી છે. વધારે લખવું સૂજતું નથી. નમસ્કાર પહોચે.

૭૦૦ પ્રશ્નઃ—જીવને માર્ગના વિચારમાં કોણુ સ્થિતિ કરાવે છે?

ઉત્તરઃ—ઓછો પ્રમાદ થવાનો ઉપયોગ એ જીવને માર્ગના વિચારમાં સ્થિતિ કરાવે છે; એ વાત ફરી ફરી વિચારી તે પ્રયત્ન ત્યાં વિયોગે પણુ કોઇ પ્રકારે કરવું ઘટે છે, એ વાત ભૂલવાજોગ્ય નથી.

૭૦૧ પ્રશ્નઃ—"પુનર્જન્મ છે, જરૂર છે એ માટે હું અનુભવથી હા કહેવામા અચલ છુ." એ વાકય આપે કેવા વિચારપૂર્વક લખ્યુ છે?

ઉત્તરઃ—"પુનર્જન્મ છે, જરૂર છે, એ માટે હું અનુભવથી હા કહેવામાં અચલ છું." એ વાકય પૂર્વભવના કોઇ જોગનુ સ્મરણુ થતી વખતે સિદ્ધ થયેલું લખ્યુ છે. જેને—પુનર્જન્માદિ ભાવ કર્યા છે, તે પદાર્થને—કોઈ પ્રકારે જાણીને તે વાક્ય લખાયું છે.

૭૦૨ પ્રશ્નઃ—સ્વરૂપ સહજ છે કે વિકટ?

ઉત્તરઃ—સ્વરૂપ સહજમાં છે. જ્ઞાનીના ચરણુસેવનવિના અનંત કાળસુધી પણુ પ્રાપ્ત ન થાય એવું વિકટ પણુ છે. આત્મસંયમને સંભારીએ છીએ. યથારૂપ વીતરાગતાની પૂર્ણતા ઇચ્છીએ છીએ.

૭૦૩ પ્રશ્નઃ—આપની* દશા સ્થિતિ જાણવા જિજ્ઞાસા છે.

ઉત્તરઃ—તમો સર્વ મુમુક્ષુજનને નમ્રપણે યથાયોગ્ય પ્રાપ્ત થાય. જ્ઞાનીપુરૂષની સેવાના ઇચ્છાવાન એવા અમે છીએ, તથાપિ આ દુષમ કાળને વિષે તો તેની પ્રાપ્તિ પરમ દુષમ દેખીએ છીએ, અને તેથી જ્ઞાનીપુરુષના આશ્રયને વિષે સ્થિર બુદ્ધિ છે જેની, એવા મુમુક્ષુજનને વિષે સત્સંગપૂર્વક ભક્તિભાવે રહેવાની પ્રાપ્તિ તે મહાભાગ્યરૂપ જાણીએ છીએ, તથાપિ હાલ તો તેથી વિપર્યય પ્રારબ્ધોદય વર્તે છે, તથાપિ ઉદયાધીન સ્થિતિ છે, અને તે એવા પરિણામે હાલ વર્તે છે કે, તમ મુમુક્ષુજનનાં પત્રની પહોંચ માત્ર વિલંબેથી અપાય છે. ગમે તે સ્થિતિમા પણ અપરાધયોગ્ય પરિણામ નથી.

૭૦૪ પ્રશ્નઃ—સનાતન સત્પુરૂષોનો સંપ્રદાય કૃપા કરી જણાવશો ?

ઉત્તરઃ—કોઇ પણ જીવ પરમાર્થ પ્રત્યે માત્ર અંશપણે પણ પ્રાપ્ત થવાનાં કારણોને પ્રાપ્ત થાય એમ, નિષ્કારણ કરુણાશીલ એવા ઋષભાદિ તીર્થંકરોએ પણ કર્યું છે, કારણ કે સત્પુરુષોના સંપ્રદાયની સનાતન એવી કરુણાવસ્થા હોય છે કે, સમયમાત્રના અનવકાશે આખો લોક આત્માવસ્થાપ્રત્યે હો, સ્વરૂપપ્રત્યે હો, આત્મસમાધિપ્રત્યે હો; અન્ય અવસ્થાપ્રત્યે ન હો, અન્ય સ્વરૂપપ્રત્યે ન હો, અન્ય આધિપ્રત્યે ન હો, જે જ્ઞાનથી સ્વાત્મસ્થ પરિણામ હોય છે, તે જ્ઞાન સર્વ જીવોપ્રત્યે પ્રગટ હો, અનવકાશપણે સર્વ જીવ તે જ્ઞાનપ્રત્યે રુચિપણે હો; એવો જ જેનો કરુણાશીળ સહજ સ્વભાવ છે, તે સંપ્રદાય સનાતન સત્પુરુષોનો છે.

૭૦૫ પ્રશ્નઃ—આપ પ્રભાવ કરવા કૃપા કરો તો આ પંચમકાળમાં તીર્થંકરોને માર્ગ બહુ અંશે પ્રગટ થવા બરોબર નથી ?

ઉત્તરઃ—આપના અંતઃકરણમાં એવી કરુણાવૃત્તિથી પ્રભાવ વિષેનો વિચાર વારંવાર આવ્યા કરે છે, અને આપના વિચારનું એક અંશ પણ ફળ પ્રાપ્ત થાય, અથવા તે ફળ પ્રાપ્ત થવાનુ એક અંશ પણ કારણ ઉત્પન્ન થાય, તો આ પંચમકાળમાં તીર્થંકરનો માર્ગ બહુ અંશે પ્રગટ થવા બરોબર છે, તથાપિ તેમ થવું સંભવિત નથી.

૭૦૬ પ્રશ્નઃ—લોક—સંબંધી માર્ગે ચાલતા કલ્યાણ થવા યોગ્ય નથી ?

ઉત્તરઃ—એનો જે માર્ગ છે તે, હાલ તો પ્રવૃત્તિના ઉદયમાં છે, અને તે કારણ જ્યાંસુધી તેમને લક્ષગત નહિ થાય ત્યાંસુધી બીજા ઉપાય તે પ્રતિબંધરૂપ છે,–નિઃસંશય પ્રતિબંધરૂપ છે. જીવ જો

* આ પ્રસંગ સંવત ૧૯૪૯ નો છે.—સંશોધક.

અજ્ઞાન-પરિણામી હોય, તો તે અજ્ઞાન નિયમિતપણે આરાધવાથી જેમ કલ્યાણ નથી, તેમ મોહરૂપ એવો એ માર્ગ-અથવા એવા એ લોકસંબંધી માર્ગ, તે માત્ર સંસાર છે; તે પછી ગમે તે આકારમાં મૂકો, તોપણ સંસાર છે. તે સંસારપરિણામથી રહિત કરવા અસંસારગત વાણીનો અસ્વચ્છંદપરિણામે જ્યારે આધાર પ્રાપ્ત થાય છે, ત્યારે તે સંસારનો આકાર નિરાકારતાને પ્રાપ્ત થતો જાય છે. બીજા પ્રતિબંધ તેમની દૃષ્ટિપ્રમાણે કર્યા કરે છે. તેમ જ જ્ઞાનીનાં વચન પણ તેની તે દૃષ્ટિએ આરાધે તો કલ્યાણ થવાયોગ્ય લાગતું નથી. માટે તમે ત્યાં એમ જણાવો કે તમે કોઈ કલ્યાણના કારણ નજીક થવાના ઉપાયની ઇચ્છા કરતા હો, તો તેના પ્રતિબંધ ઓછા થવાના ઉપાય કરો, અને નહિ તો કલ્યાણની તૃષ્ણાનો ત્યાગ કરો. તમે એમ જાણતા હો કે, અમે જેમ વર્ત્તીએ છીએ તેમ કલ્યાણ છે-માત્ર અવસ્થા થઇ ગઇ છે તે જ માત્ર અકલ્યાણ છે એમ જાણતા હો, તો તે યથાર્થ નથી. વાસ્તવ્યપણે તમારૂં જે વર્તવું છે, તેથી કલ્યાણ ન્યારૂ છે, અને તે તો જ્યારે જ્યારે જે જે જીવને તેવો તેવો ભવસ્થિત્યાદિ સમીપજોગ હોય, ત્યારે ત્યારે તેને તે પ્રાપ્ત થવાયોગ્ય છે. આખા સમૂહને વિષે કલ્યાણ માની લેવા યોગ્ય નથી; અને એમ જો કલ્યાણ થતુ હોય તો તેનું ફળ સંસારાર્થ છે, કારણ કે પૂર્વે એમ કરી જીવ, સંસારી રહ્યા કર્યો છે, માટે તે વિચાર તો જ્યારે જેને આચરવો હશે, ત્યારે આવશે. હાલ તમે તમારી રૂચિ અનુસાર અથવા તમને જે ભાસે તે કલ્યાણ માની પ્રવર્તો છો તે વિષે, સહજ કોઈ જાતના માનની ઇચ્છા વગર, સ્વાર્થની ઇચ્છા વગર, તમારામાં કલેશ ઉત્પન્ન કરવાની ઇચ્છા વગર મને જે કાંઈ ચિત્તમાં લાગે છે તે જણાવું છુ.

૭૦૭ પ્રશ્નઃ—કલ્યાણ જે વાટે થાય છે તે વાટમાં મુખ્ય કારણ કેટલાં જોવામા આવે છે? અને તે કયાં? કયા સંપ્રદાયમાં અને શું કરવાથી આત્માનું અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ આપ જાણો છો?

ઉત્તરઃ—કલ્યાણ જે વાટે થાય છે, તે વાટમાં મુખ્ય બે કારણ જોવામાં આવે છે. એક તો જે સંપ્રદાયમાં આત્માર્થે બધી અસંગપણાવાળી ક્રિયા હોય, અને નિરંતર જ્ઞાનદશા ઉપર જીવોનું ચિત્ત હોય; તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ. એમ ન હોય તો તે જોગનો સંભવ થતો નથી.

૭૦૮ પ્રશ્નઃ—જપતપાદિ, વ્યાખ્યાનાદિ કરવાનું પ્રવર્ત્તન વર્ત્તમાનમાં થાય છે તે ક્યાં કારણોથી? તે આત્માર્થે નથી?

ઉત્તરઃ—અત્ર તો લોકસંજ્ઞાએ, ઓઘસંજ્ઞાએ, માનાર્થે, પૂજાર્થે,

મતના મહત્વાર્થે, શ્રાવકાદિના પોતાપણાર્થે, કે એવા બીજા કારણથી જપતપાદિ, વ્યાખ્યાનાદિ કરવાનું પ્રવર્ત્તન થઈ ગયું છે. તે આત્માર્થે કોઇ રીતે નથી, આત્માર્થના પ્રતિબંધરૂપ છે.

૭૦૯ પ્રશ્નઃ—ત્યારે કયા કારણથી કલ્યાણ થવા સંભવ છે?

ઉત્તરઃ—માટે જો તમે કંઈ ઇચ્છા કરતા હો, તો તેનો ઉપાય કરવા માટે બીજું જે કારણ કહીએ છીએ તે અસંગપણથી સાધ્ય થયે કોઈ દિવસે પણ કલ્યાણ થવા સંભવ છે.

૭૧૦ પ્રશ્નઃ—અસંગપણું એટલે શું?

ઉત્તરઃ—અસંગપણું એટલે આત્માર્થ શિવાયના સંગપ્રસંગમાં પડવું નહિ.

૭૧૧ પ્રશ્નઃ—સંસારના સંગીના સંગમાં વાતચિતાદિ પ્રસંગ, શિષ્યાદિ કરવાનાં કારણે સાધુએ ન રાખવો?

ઉત્તરઃ—સંસારના સંગીના સંગમાં વાતચિતાદિ પ્રસંગ, શિષ્યાદિ કરવાનાં કારણે રાખવો નહિ.

૭૧૨ પ્રશ્નઃ—સાધુઓએ શિષ્યાદિ કરવા સાથે ગૃહવાસી વેષવાળાને ફેરવવા નહિ?

ઉત્તરઃ—શિષ્યાદિ કરવા સાથે ગૃહવાસી વેષવાળાને ફેરવવા નહિ.

૭૧૩ પ્રશ્નઃ—'દીક્ષા લે તો તારૂ કલ્યાણ થશે' એમ તીર્થંકરદેવ કહેતા નહોતા?

ઉત્તરઃ—'દીક્ષા લે તો તારૂ કલ્યાણ થશે,' એવાં વાક્ય તીર્થંકરદેવ કહેતા નહોતા.

૭૧૪ પ્રશ્નઃ—શ્રી તીર્થંકરદેવ 'દીક્ષા લે તો તારૂં કલ્યાણ થશે' એમ નહોતા કહેતા તેનો હેતુ શો?

ઉત્તરઃ—તેનો હેતુ એક એવો પણ હતો કે, એમ કહેવું એ પણ તેનો અભિપ્રાય ઉત્પન્ન થવા પહેલાં તેને દીક્ષા આપવી છે; તે કલ્યાણ નથી.

૭૧૫ પ્રશ્નઃ—હાલમાં સાધુઓ દીક્ષા લેવાનો છ છ માસ સુધી ઉપદેશ જારી રાખે છે તે આત્માર્થે છે?

ઉત્તરઃ—જેમાં તીર્થંકરદેવ આવા વિચારથી વર્ત્યા છે, તેમાં આપણે છ છ માસ દીક્ષા લેવાનો ઉપદેશ જારી રાખી તેને શિષ્ય કરીએ છીએ, તે માત્ર શિષ્યાર્થે છે, આત્માર્થે નથી.

૭૧૬ પ્રશ્નઃ—સાધુએ પુસ્તકાદિ રાખવાં કે નહિ?

ઉત્તરઃ—પુસ્તક છે તે, જ્ઞાનના આરાધનને અર્થે, સર્વ પ્રકારના પોતાના મમત્વભાવરહિત રખાય તો જ આત્માર્થે છે; નહિ તો મહાન્ પ્રતિબંધ છે તે પણ વિચારવા યોગ્ય છે.

૭૧૭ પ્રશ્નઃ—સાધુઓ પોતાનું ગણાએલું ક્ષેત્ર જાળવવા ચાતુર્માસ રહેવા માટે વિચાર ચલાવે છે તે સાધુઓને ક્ષેત્રપ્રતિબંધ ખરો કે?

ઉત્તરઃ—આ ક્ષેત્ર આપણું છે, અને તે ક્ષેત્ર જાળવવા ચાતુર્માસ ત્યાં રહેવા માટે જે વિચાર કરવામાં આવે છે, તે ક્ષેત્રપ્રતિબંધ છે.

૭૧૮ પ્રશ્નઃ—તીર્થંકરદેવનું આ સંબંધમાં શુ કહેવું છે?

ઉત્તરઃ—તીર્થંકરદેવ તો એમ કહે છે કે, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એ ચારે પ્રતિબંધથી જો આત્માર્થ થતો હોય, અથવા નિર્ગ્રંથ થવાતુ હોય, તો તે તીર્થંકરદેવના માર્ગમાં નહિ પણ સંસારના માર્ગમાં છે.

૭૧૯ પ્રશ્નઃ—આત્માને વિભાવથી અવકાશિત કરવાને અર્થે અને સ્વભાવમાં અનવકાશપણે રહેવાને અર્થે મુખ્ય ઉપાય શું છે?

ઉત્તરઃ—આત્માને વિભાવથી અવકાશિત કરવાને અર્થે અને સ્વભાવમાં અનવકાશપણે રહેવાને અર્થે કોઇ પણ મુખ્ય ઉપાય હોય, તો આત્મારામ એવા જ્ઞાની પુરુષનો નિષ્કામબુદ્ધિથી ભક્તિયોગરૂપ સંગ છે. તે સફળ થવાને અર્થે નિવૃત્તિક્ષેત્રમાં તેવો જોગ પ્રાપ્ત થવો એ કોઇ મોટા પુણ્યનો જોગ છે; અને તેવો પુણ્યજોગ ઘણા પ્રકારના અંતરાયવાળો પ્રાયે આ જગતને વિષે દેખાય છે, માટે અમે સમીપમાં છીએ એમ વારંવાર સંભારી જેમા આ સંસારનુ ઉદાસીનપણું કહ્યુ હોય તે, હાલ વાંચી વિચારો.

૭૨૦ પ્રશ્નઃ—લક્ષ રાખવુ એટલે શુ?

ઉત્તરઃ—આત્મા કેવળ આત્માપણે વર્તે, એમ જે ચિંતવન રાખવું તે લક્ષ છે,–શાસ્ત્રના પરમાર્થરૂપ છે.

૭૨૧ પ્રશ્નઃ—આત્મા પૂર્વે અનંતકાળ વ્યતીત કર્યો છતાં કેમ જાણ્યો નથી?

ઉત્તરઃ—આ આત્મા પૂર્વે અનંતકાલ વ્યતીત કર્યે જાણ્યો નથી, તે ઉપરથી એમ લાગે છે કે, તે જાણવાનું કાર્ય સર્વથી વિકટ છે; અથવા તો જાણવાના તથારૂપ યોગો પરમ દુર્લભ છે. જે રૂપે પોતે છે, તે રૂપનુ નિરંતર વિસ્મરણ ચાલ્યુ આવે છે, એ વાત બહુ બહુ પ્રકારે વિચારવાયોગ્ય છે,–અને તેનો ઉપાય પણ બહુ પ્રકારે વિચારવાયોગ્ય છે.

૭૨૨ પ્રશ્નઃ—તીર્થંકરદેવે દુષમકાળ કોને કહ્યો છે?

ઉત્તરઃ—જેને વિષે પરમાર્થધર્મની પ્રાપ્તિનાં કારણો પ્રાપ્ત થવાં અત્યંત દુષમ થાય, તે કાળને તીર્થંકરદેવે દુષમ કહ્યો છે.

૭૨૩ પ્રશ્નઃ—આ કાળને વિષે આ વાત જણાય છે?

ઉત્તરઃ—આ કાળને વિષે તે વાત સ્પષ્ટ દેખાય છે.

૭૨૪ પ્રશ્ન:—આ કાળને વિષે કલ્યાણનો ઉપાય પ્રાપ્ત ન થઇ શકે?

ઉત્તર:—સુગમમાં સુગમ એવો કલ્યાણનો ઉપાય તે, જીવને પ્રાપ્ત થવો આ કાળને વિષે અત્યંત દુષ્કર છે.

૭૨૫ પ્રશ્ન:—આ કાળને 'હુડાવસર્પિણી' શા માટે કહ્યો છે?

ઉત્તર:—મુમુક્ષુપણું, સરળપણું, નિવૃત્તિ, સત્સંગઆદિ સાધનો આ કાળને વિષે પરમ દુર્લભ જાણી, પૂર્વના પુરૂષોએ આ કાળને 'હુડાવસર્પિણી' કાળ કહ્યો છે, અને તે વાત સ્પષ્ટ પણ છે.

૭૨૬ પ્રશ્ન:—કોઈ કાળમાં મુમુક્ષપણું, સરળપણું, નિવૃત્તિ, સત્સંગાદિ સાધનોનો સંયોગ સુગમ હતો? આ કાળમાં નથી?

ઉત્તર:—પ્રથમનાં ત્રણ સાધનોનો સંયોગ તો ક્વચિત્ પણ પ્રાપ્ત થવો, બીજા અમુક કાળમાં સુગમ હતો, પરંતુ સત્સંગ તો સર્વ કાળમાં દુર્લભ જ દેખાય છે, તો પછી આ કાળને વિષે સત્સંગ સુલભ ક્યાંથી હોય? પ્રથમનાં ત્રણ સાધન કોઇ રીતે આ કાળમાં જીવ પામે, તો-પણ ધન્ય છે.

૭૨૭ પ્રશ્ન:—આપને વ્યવહારઉદય શા કારણે વર્ત્તે છે?

ઉત્તર:—કાળસંબંધી તીર્થંકરવાણી સત્ય કરવાને અર્થે આવો ઉદય અમને વર્તે છે, અને તે સમાધિરૂપ વેદવાયોગ્ય છે.

૭૨૮ પ્રશ્ન:—'જીવ' છે એમ તીર્થંકરે સ્વાનુભવપૂર્વક કહ્યું છે તે કૃપા કરી કહેશો?

ઉત્તર:—શ્રી તીર્થંકર એમ કહે છે કે, આ જગતમાં આ 'જીવ' નામના પદાર્થને ગમે તે પ્રકારે કહ્યો હોય તે પ્રકાર તેની સ્થિતિમાં હો, તેને વિષે અમારૂં ઉદાસીનપણું છે; જે પ્રકારે નિરાબાધપણે તે 'જીવ' નામનો પદાર્થ અમે જાણ્યો છે, તે પ્રકારે કરી તે અમે પ્રગટ કહ્યો છે; જે લક્ષણે કહ્યો છે, તે સર્વ પ્રકારના બાધે કરી રહિત એવો કહ્યો છે; અમે તે આત્મા એવો જાણ્યો છે, જોયો છે, સ્પષ્ટ અનુભવ્યો છે;-પ્રગટ તે જ આત્મા છીએ.

૭૨૯ પ્રશ્ન:—'આત્મા' કયા લક્ષણે યુક્ત છે?

ઉત્તર:—તે આત્મા 'સમતા' નામને લક્ષણે યુક્ત છે.

૭૩૦ પ્રશ્ન:—આત્માની જે અસંખ્ય પ્રદેશાત્મકસ્થિતિ છે તે સર્વ કાળે હતી અને છે?

ઉત્તર:—વર્ત્તમાન સમયે જે અસંખ્ય પ્રદેશાત્મક ચૈતન્યસ્થિતિ તે આત્માની છે તે, તે આત્માની જે અસંખ્ય પ્રદેશાત્મક સ્થિતિ છે, તે સર્વ કાળે હતી અને છે. પહેલાનાં એક, બે, ત્રણ, ચાર, દશ, સં-

ખ્યાત, અનંત, સમયે હતી, વર્ત્તમાને છે; હવે પછીના કાળને વિષે પણ તે જ પ્રકારે તેની સ્થિતિ છે.

૭૩૧ પ્રશ્ન:—આત્માનું અસંખ્યાત પ્રદેશાત્મકપણું, ચૈતન્યપણું, અરૂપીપણું એ આદિ સમસ્ત સ્વભાવ કોઇપણ કાળે છૂટવા ઘટે છે?

ઉત્તર:—કોઈ પણ કાળે તેનું અસંખ્યાત પ્રદેશાત્મકપણું, ચૈતન્યપણું, અરૂપીપણું, એ આદિ સમસ્ત સ્વભાવ તે છૂટવા ઘટતા નથી.

૭૩૨ પ્રશ્ન:—આ લક્ષણ તે શુ? અને તે લક્ષણ 'જીવ'નું છે?

ઉત્તર:—એવુ જે 'સમપણું' 'સમતા'–તે જેનામાં લક્ષણ છે, તે 'જીવ' છે.

૭૩૩ પ્રશ્ન:—'જીવ' બીજા કોઇ લક્ષણથી ઓળખવા યોગ્ય છે? જીવનુ 'રમતા' નામનું લક્ષણ કહેવામા આવે છે તે શુ?

ઉત્તર:—પશુ, પક્ષી, મનુષ્યાદિ દેહને વિષે, વૃક્ષાદિને વિષે, જે કઇ રમણીયપણું જણાય છે, અથવા જેનાવડે તે સર્વ પ્રગટ સ્ફુર્તિવાળાં જણાય છે, પ્રગટ સુંદરપણા સમેત લાગે છે, તે–'રમણીયપણું'–'રમતા છે'–લક્ષણ જેનુ, તે 'જીવ' નામનો પદાર્થ છે,–જેના વિદ્યમાનપણા વિના આખું જગત્ શૂન્યવત્ સભવે છે, એવુ રમ્યપણું જેને વિષે છે,–તે લક્ષણ જેને વિષે ઘટે–તે 'જીવ' છે.

૭૩૪ પ્રશ્ન:—'જીવ' બીજી કોઇ રીતે સિદ્ધ કરી શકાય? તેનો 'ઉર્ધ્વતા ધર્મ' તે શુ?

ઉત્તર:—કોઈ પણ જાણનાર, ક્યારે પણ, કોઈ પણ પદાર્થને પોતાના અવિદ્યમાનપણે જાણે એમ, બનવાયોગ્ય નથી; પ્રથમ પોતાનુ વિદ્યમાનપણું ઘટે છે, અને કોઇ પણ પદાર્થનુ ગ્રહણ, ત્યાગાદિ કે ઉદાસીન જ્ઞાન થવામા પોતે જ કારણ છે; બીજા પદાર્થના અંગીકારમાં,–તેના અલ્પમાત્ર પણ જ્ઞાનમાં પ્રથમ જે હોય, તો જ થઈ શકે, એવો સર્વથી પ્રથમ રહેનારો જે પદાર્થ, તે જીવ છે;–તેને ગૌણ કરીને એટલે તેનાવિના કોઇ કઈ પણ જાણવા ઇચ્છે, તો તે બનવાયોગ્ય નથી, માત્ર તે જ મુખ્ય હોય, તો જ બીજું કઇ જાણી શકાય; એવો એ પ્રગટ, 'ઊર્ધ્વતાધર્મ' તે જેને વિષે છે, તે પદાર્થને શ્રી તીર્થંકર 'જીવ' કહે છે.

૭૩૫ પ્રશ્ન:—'જીવ' હોવાનું કોઇ બીજું પ્રમાણ છે? 'જ્ઞાયકતા' એટલે શું?

ઉત્તર:—પ્રગટ એવા જડ પદાર્થો, અને જીવ, તે જે કારણે કરી ભિન્ન પડે છે, તે લક્ષણ જીવનો 'જ્ઞાયકપણા' નામનો ગુણ છે. કોઈ પણ સમયે જ્ઞાયકતારહિતપણે આ 'જીવ પદાર્થ' કોઇ પણ અનુ-

ભવી શકે નહિ, અને તે 'જીવ' નામના પદાર્થ શિવાય બીજા કોઇ પણ પદાર્થને વિષે જ્ઞાયકપણું સંભવી શકે નહિ; એવું જે અત્યંત અનુભવનું કારણ 'જ્ઞાયકતા,'–તે લક્ષણ જેમાં છે, તે પદાર્થ તીર્થંકરે 'જીવ' કહ્યો છે.

૭૩૬ પ્રશ્નઃ—'જીવ'ના હોવાપણાનાં બીજાં પ્રમાણ છે? જીવનું સુખાભાસ લક્ષણ શું?

ઉત્તરઃ—શબ્દાદિ પાંચ વિષયસંબંધી અથવા સમાધિ આદિ જોગસંબંધી જે સ્થિતિમાં સુખ સંભવે છે, તે ભિન્ન ભિન્ન કરી જોતાં માત્ર છેવટે તે સર્વને વિષે સુખનુ કારણ, એક જ એવો એ 'જીવ પદાર્થ' સભવે છે, તે સુખભાસ નામનું લક્ષણ, માટે, તીર્થંકરે 'જીવ' નુ કહ્યું છે, અને વ્યવહાર દષ્ટાંતે નિદ્રાથી તે પ્રગટ જણાય છે. જે નિદ્રાને વિષે બીજા સર્વ પદાર્થથી રહિતપણું છે, ત્યાં પણ 'હું સુખી' છું, એવુ જે જ્ઞાન છે તે, બાકી વધ્યો એવો જે 'જીવ પદાર્થ' તેનું છે; બીજું કોઈ ત્યા વિદ્યમાન નથી, અને સુખનું ભાસવાપણું તો અત્યંત સ્પષ્ટ છે; તે જેનેથી ભાસે છે તે, તે લક્ષણ 'જીવ' નામના પદાર્થ શિવાય બીજે ક્યાંય જોયુ નથી.

૭૩૭ પ્રશ્નઃ—આ ઉપરાંત કોઇ વિશેષ પ્રમાણ 'જીવ'ના હોવા વિષે છે? વેદનજ્ઞાન–અનુભવજ્ઞાન–તે શુ? તીર્થંકરાદિનો શું અનુભવ છે?

ઉત્તરઃ—આ મોળુ છે, આ મીઠું છે, આ ખાટું છે, આ ખારૂં છે, હુ આ સ્થિતિમા છું, ટાઢે ઠરૂં છું, તાપ પડે છે, દુઃખી છું, દુઃખ અનુભવું છું, એવું જે સ્પષ્ટ જ્ઞાન–વેદનજ્ઞાન–અનુભવજ્ઞાન–અનુભવપણું– તે જો કોઇમાં પણ હોય, તો તે આ 'જીવપદ'ને વિષે છે, અથવા તે જેનું લક્ષણ હોય છે, તે પદાર્થ 'જીવ' હોય છે;–એ જ તીર્થંકરાદિનો અનુભવ છે.

૭૩૮ પ્રશ્નઃ—હવે એકે પ્રમાણ આપવું રહ્યું છે? સ્પષ્ટ પ્રકાશપણું લક્ષણ એટલે શું?

ઉત્તરઃ—'સ્પષ્ટ પ્રકાશપણું,'–અનંત અનંત કોટી તેજસ્વી દીપક, મણી, ચંદ્ર, સૂર્યાદિની કાંતિ જેના પ્રકાશવિના પ્રગટવા સમર્થ નથી, અર્થાત્ એ સર્વ પોતપોતાને જણાવા અથવા જાણવા યોગ્ય નથી; જે પદાર્થના પ્રકાશને વિષે ચૈતન્યપણાથી તે પદાર્થો જાણ્યા જાય છે, તે પદાર્થો પ્રકાશ પામે છે, સ્પષ્ટ ભાસે છે; તે પદાર્થ જે કોઇ છે તે જીવ છે; અર્થાત્ તે લક્ષણ–સ્પષ્ટ પ્રકાશમાન અચળ એવું નિરાબાધ પ્રકાશમાન ચૈતન્ય–તે 'જીવ'નું તે 'જીવ' પ્રત્યેક ઉપયોગ વાળતાં પ્રગટ–પ્રગટપણે દેખાય છે.

૭૩૯ પ્રશ્ન:—શું આ જે લક્ષણો કહ્યાં તે વિચારતાં જીવ નિરાબાધપણે જાણ્યો જાય છે? શું જે જાણવાથી 'જીવ' જાણ્યો જાય છે તે લક્ષણો તીર્થંકરાદિએ કહ્યાં છે?

ઉત્તર:—એ જે લક્ષણો કહ્યાં તે, ફરી ફરી વિચારી 'જીવ' નિરાબાધપણે જાણ્યો જાય છે. જે જાણવાથી 'જીવ' જાણ્યો છે તે લક્ષણો, એ પ્રકારે તીર્થંકરાદિએ કહ્યાં છે.

૭૪૦ પ્રશ્ન:—આપને હાલમાં ઉપાધિનો જોગ કેવો વર્ત્તે છે?

ઉત્તર:—ઉપાધિનો જોગ વિશેષ રહે છે. જેમ જેમ નિવૃત્તિના જોગની વિશેષ ઇચ્છા થઇ આવે છે, તેમ તેમ ઉપાધિની પ્રાપ્તિનો જોગ વિશેષ દેખાય છે, ચારે બાજુથી ઉપાધિનો ભીડો છે. કોઇ એવી બાજુ અત્યારે જણાતી નથી કે અત્યારે જ એમાંથી છૂટી ચાલ્યા જવું હોય તો કોઇનો અપરાધ કર્યો ન ગણાય. છુટવા જતાં કોઇના મુખ્ય અપરાધમા આવી જવાનો સ્પષ્ટ સભવ દેખાય છે, અને આ વર્તમાન અવસ્થા ઉપાધિરહિતપણાને અત્યત યોગ્ય છે. પ્રારબ્ધની વ્યવસ્થા એવી પ્રબન્ધ કરી હશે.

૭૪૧ પ્રશ્ન.—અમો મુમુક્ષુઓએ હાલ મુખ્યપણે શું વિચાર રાખવા યોગ્ય છે.

ઉત્તર:—આરંભ પરિગ્રહ, અસત્સગ આદિ કલ્યાણને પ્રતિબંધ કરનારાં કારણોનો જેમ બને તેમ ઓછો પરિચય થાય, તથા તેમાં ઉદાસીનતા પ્રાપ્ત થાય, તે વિચાર હાલ મુખ્યપણે રાખવાયોગ્ય છે.

૭૪૨ પ્રશ્ન:—સર્વ પરમાર્થના સાધનમાં પરમસાધન કયું છે?

ઉત્તર:—સર્વ પરમાર્થના સાધનમાં પરમ સાધન તે સત્સંગ છે;—સત્પુરૂષના ચરણ સમીપનો નિવાસ છે. બધા કાળમાં તેનું દુર્લભપણું છે, અને આવા વિષમકાળમાં તેનું અસંત દુર્લભપણું જ્ઞાની-પુરૂષોએ જાણ્યું છે.

૭૪૩ પ્રશ્ન:—જ્ઞાનીપુરૂષોની પ્રવૃત્તિ પ્રવૃત્તિ જેવી નથી હોતી?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષોની પ્રવૃત્તિ, પ્રવૃત્તિ જેવી હોતી નથી.

૭૪૪ પ્રશ્ન:—જો પ્રવૃત્તિ જેવી પ્રવૃત્તિ હોતી નથી તો કેવી હોય છે?

ઉત્તર:—ઉના પાણીને વિષે જેમ અગ્નિપણાનો મુખ્ય ગુણ કહી શકાતો નથી તેમ, જ્ઞાનીને પ્રવૃત્તિ છે. તથાપિ જ્ઞાનીપુરૂષ પણ નિવૃત્તિને કોઇ પ્રકારે પણ ઇચ્છે છે.

૭૪૫ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષો નિવૃત્તિ વન-ઉપવન, જોગ સમાધિ સત્સંગાદિનો કેવા ઇચ્છે છે?

ઉત્તરઃ—પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાનીપુરૂષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે, તથાપિ ઉદયપ્રાપ્ત પ્રારબ્ધને જ્ઞાની અનુસરે છે. સત્સંગની રૂચિ રહે છે, તેનો લક્ષ રહે છે; પણ તે વખત અત્ર વખત નિયમિત નથી.

૭૪૬ પ્રશ્નઃ—શું કર્યા વિના કલ્યાણની પ્રાપ્તિ ઘટતી નથી ?

ઉત્તરઃ—કલ્યાણને વિષે પ્રતિબંધરૂપ જે જે કારણો છે, તે જીવે વારંવાર વિચારવાં ઘટે છે; તે તે કારણોને વારવાર વિચારી મટાડવાં ઘટે છે; અને એ માર્ગને અનુસર્યા વિના કલ્યાણની પ્રાપ્તિ ઘટતી નથી.

૭૪૭ પ્રશ્નઃ—જીવના અનાદિના કેટલા અને કયા દોષ છે ?

ઉત્તરઃ—મળ, વિક્ષેપ અને અજ્ઞાન એ, અનાદિના જીવના ત્રણ દોષ છે.

૭૪૮ પ્રશ્નઃ—અજ્ઞાનની નિવૃત્તિ કેમ હોય છે ?

ઉત્તરઃ—જ્ઞાની પુરૂષોના વચનની પ્રાપ્તિ થયે, તેનો યથાયોગ્ય વિચાર થવાથી, અજ્ઞાનની નિવૃત્તિ હોય છે.

૭૪૯ પ્રશ્ન.—મળ અને વિક્ષેપ શા અર્થે મટાડવાં ઘટે છે ?

ઉત્તરઃ—તે અજ્ઞાનની સતતિ બળવાન હોવાથી તેનો રોધ થવાને અર્થે–અને જ્ઞાનીપુરૂષના વચનોનો યથાયોગ્ય વિચાર થવાને અર્થે, મળ અને વિક્ષેપ મટાડવાં ઘટે છે.

૭૫૦ પ્રશ્નઃ—મળ મટવાનાં સાધનો શું છે ?

ઉત્તરઃ—સરળપણું, ક્ષમા, પોતાના દોષનું જોવું, અલ્પારંભ, અલ્પ પરિગ્રહ એ આદિ મળ મટવાનાં સાધન છે.

૭૫૧ પ્રશ્નઃ—વિક્ષેપ મટવાનું સાધન શું છે ?

ઉત્તરઃ—જ્ઞાની પુરૂષની અત્યંત ભક્તિ, તે વિક્ષેપ મટવાનું સાધન છે.

૭૫૨ પ્રશ્નઃ—જ્ઞાની પુરૂષના સમાગમનો અંતરાય રહેતો હોય તે પ્રસંગમાં શું કરવું યોગ્ય છે ?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષના સમાગમનો અંતરાય રહેતો હોય, તે તે પ્રસંગમાં વારંવાર તે જ્ઞાની પુરૂષની દશા, ચેષ્ટા અને વચનો સંભારવાં, નિરખવાં અને વિચારવા યોગ્ય છે. વળી તે સમાગમના અંતરાયમાં,–પ્રવૃત્તિના પ્રસંગોમાં–અત્યંત સાવધાનપણું રાખવું ઘટે છે, કારણ કે એક તો સમાગમનું બળ નથી, અને બીજો અનાદિ અભ્યાસ છે જેનો એવી સહજાકાર પ્રવૃત્તિ છે; જેથી જીવ આવરણ પ્રાપ્ત હોય છે.

૭૫૩ પ્રશ્નઃ—ઘરનું, જ્ઞાતિનું, કે બીજા તેવાં કામોનું કારણ પડે કેમ વર્ત્તવું ?

ઉત્તરઃ—ધરનું, જ્ઞાતિનું, કે બીજાં તેવાં કારણ પડે ઉદાસીન ભાવે, પ્રતિબંધરૂપ જાણી, પ્રવર્ત્તન ઘટે છે. તે કારણોને મુખ્ય કરી કોઇ પ્રવર્ત્તન કરવું ઘટતું નથી; અને એમ થયા વિના પ્રવૃત્તિનો અવકાશ પ્રાપ્ત થાય નહિ

૭૫૪ પ્રશ્નઃ—આત્માને ભિન્ન ભિન્ન કલ્પના વડે વિચારવામાં કયા કારણો છે ?

ઉત્તરઃ—આત્માને ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પના વડે વિચારવામાં લોકસંજ્ઞા, ઓઘસંજ્ઞા અને અસત્સંગ એ કારણો છે.

૭૫૫ પ્રશ્નઃ—લોકસંબંધી જપતપાદિ ક્રિયામાં સાક્ષાત્ કે પરંપરા મોક્ષ નથી ?

ઉત્તરઃ—નિઃસત્વ એવી લોકસંબંધી જપતપાદિ ક્રિયામાં સાક્ષાત્ મોક્ષ નથી,–પરંપરા મોક્ષ નથી.

૭૫૬ પ્રશ્નઃ—આત્મસ્વરૂપને આવરણના મુખ્ય કારણો કેટલાં અને કયા છે ?

ઉત્તરઃ—નિઃસત્ય એવા અસત્શાસ્ત્ર અને અસદ્ગુરૂ આત્મસ્વરૂપને આવરણના મુખ્ય કારણો છે.

૭૫૭ પ્રશ્નઃ—જીવના સ્વરૂપનો નિશ્ચય કેમ થતો નથી ?

ઉત્તરઃ—તેને ( અસત્શાસ્ત્ર અને અસદ્ગુરૂ ) સાક્ષાત્ આત્મઘાતી જાણ્યાવિના જીવના સ્વરૂપનો નિશ્ચય થવો બહુ દુર્લભ છે;–અત્યંત દુર્લભ છે.

૭૫૮ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષનાં પ્રગટ આત્મસ્વરૂપને કહેના વચનો કયાં કારણોને લીધે જીવને સ્વરૂપનો વિચાર કરવાને બળવાન થતા નથી?

ઉત્તરઃ—જ્ઞાની પુરૂષનાં પ્રગટ આત્મસ્વરૂપ કહેના એવાં વચનો પણ તે કારણો અસત્શાસ્ત્ર અને અસદ્ગુરૂને લીધે જીવને સ્વરૂપનો વિચાર કરવાને બળવાન થતાં નથી.

૭૫૯ પ્રશ્નઃ—યથાર્થ આત્મસ્વરૂપ કહેવાને કોણ યોગ્ય છે ?

ઉત્તરઃ—હવે એવો નિશ્ચય કરવો ઘટે છે કે, જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત છે, પ્રગટ છે, તે પુરૂષ વિના બીજો કોઈ તે આત્મસ્વરૂપ યથાર્થ કહેવા યોગ્ય નથી; અને તે પુરૂષથી આત્મા જાણ્યા વિના બીજો કોઇ કલ્યાણનો ઉપાય નથી. તે પુરૂષથી આત્મા જાણ્યા વિના આત્મા જાણ્યો છે એવી કલ્પના, મુમુક્ષુ જીવે સર્વથા ત્યાગ કરવી ઘટે છે.

૭૬૦ પ્રશ્નઃ—લોકધર્મ સંબંધી અને કર્મ સંબંધી કેવા પ્રકારે વ્યવહાર કરવો ?

ઉત્તરઃ—તે આત્મારૂપ પુરૂષના સત્સંગની નિરંતર કામના રાખી, ઉદાસીનપણે લોકધર્મ સંબંધી અને કર્મ સબંધી પરિણામે છુટી શકાય એવી રીતે વ્યવહાર કરવો; જે વ્યવહાર કર્યામા જીવને પોતાના મહત્તાદિની ઇચ્છા હોય, તે વ્યવહાર કરવા યથાયોગ્ય નથી.

૭૬૧ પ્રશ્ન—સુન્દરદાસ, પ્રીતમ, અખાભક્ત, કબીર આદિના વચનોનો પરિચય રાખવો ?

ઉત્તર—સત્પુરૂષનાં ચરિત્રો, અને માર્ગાનુસારી ( સુન્દરદાસ, પ્રીતમ, અખો, કબીર આદિ ) જીવોના વચનો, અને જેનો ઉદ્દેશ આત્માને મુખ્ય કહેવાવિષે છે, એના ગ્રંથોનો પરિચય રાખવો; અને એ સૌ સાધનોમા મુખ્ય સાધન એવો શ્રી સત્પુરૂષનો સમાગમ ગણવો.

૭૬૨ પ્રશ્ન—સંસાર સબંધી કારણના પદાર્થોની પ્રાપ્તિ સુલભપણે નિરંતર પ્રાપ્ત થયા કરે અને બંધન ન થાય એવા કોઈ પુરૂષ હશે ? તેવા કોઈ પુરૂષ હોય તો તેને આપ તીર્થંકર કે તીર્થંકર જેવા જાણો ?

ઉત્તર—સંસાર સબંધી કારણના પદાર્થોની પ્રાપ્તિ સુલભપણે નિરંતર પ્રાપ્ત થયા કરે, અને બંધન ન થાય એવા કોઇ પુરૂષ હોય, તો તે તીર્થંકર કે તીર્થંકર જેવા જાણીએ છીએ.

૭૬૩ પ્રશ્ન—સંસાર સંબધી કારણના પદાર્થોની સુલભ પ્રાપ્તિના જોગથી વૈરાગ્ય અને આત્મજ્ઞાન સંબધી શુ અસર છે ?

ઉત્તર—પણ પ્રાયે એવા સુલભ પ્રાપ્તિના જોગથી જીવને અલ્પકાળમાં સંસાર પ્રત્યેથી અત્યંત એવો વૈરાગ્ય થતો નથી, અને સ્પષ્ટ આત્મજ્ઞાન ઉદય થતું નથી એમ જાણી, જે કંઇ તે સુલભ પ્રાપ્તિને હાનિ કરનાર જોગ બને છે તે, ઉપકારક જાણી, સુખે સહેવા યોગ્ય છે.

૭૬૪ પ્રશ્નઃ—ચારિત્ર એટલે શુ ?

ઉત્તર—ચારિત્ર ( એટલે ) શ્રી જિનના અભિપ્રાયમા શુ છે તે વિચારી સમવસ્થાન થવુ.

૭૬૫ પ્રશ્નઃ—ચારિત્રદશા સંબધી અનુપ્રેક્ષા કરવાથી શું ફળ થાય ?

ઉત્તર—ચારિત્ર-દશાસબધી અનુપ્રેક્ષા કરવાથી જીવમાં સ્વસ્થતા ઉત્પન્ન થાય છે.

૭૬૬ પ્રશ્નઃ—ચારિત્રપરિણામ સ્વભાવરૂપ સ્વસ્થતા વિના જ્ઞાન અફળ છે એવો જિનનો જે અભિપ્રાય છે તે સત્ય છે ?

ઉત્તરઃ—વિચારે કરી ઉત્પન્ન થયેલી ચારિત્રપરિણામ સ્વભાવરૂપ

સ્વસ્થતા વિના જ્ઞાન અફળ છે, એવો જિનનો અભિમત તે અધ્યાત્મ સત્ય છે.

૭૬૭ પ્રશ્ન:—ચારિત્રપરિણામ સ્વભાવરૂપ સ્વસ્થતાની અનુપ્રેક્ષા આપશ્રીને વિષે કેવી રહે છે? આપને વિષે શિથિલતા ઉત્પન્ન થાય છે? અને થાય છે તો કેવા પ્રકારે? અને તેનુ ફળ શું છે?

ઉત્તર—તે સંબંધી અનુપ્રેક્ષા ઘણીવાર રહ્યા છતાં, ચંચળ પરિણતિનો હેતુ એવો ઉપાધિયોગ તીવ્ર ઉદયરૂપ હોવાથી ચિત્તમાં ઘણુંકરી ખેદ જેવું રહે છે, અને તે ખેદથી શિથિલતા ઉત્પન્ન થઇ વિશેષ જણાવવાનુ થઇ શકતું નથી. બાકી, કઇ જણાવવા વિષે તો ચિત્તમા ઘણી વાર રહે છે.

૭૬૮ પ્રશ્ન:—આપશ્રી સંસારીપણે કઇ સ્થિતિએ વર્તી શકો તે વિષે આપને કાઇ ભાસતુ નથી?

ઉત્તર—સંસારીપણે વસતાં કઇ સ્થિતિએ વર્તીએ તો સારૂં એમ કદાપિ ભાસે, તોપણ તે વર્તવાનું પ્રારબ્ધાધીન છે.

૭૬૯ પ્રશ્ન:—કોઈ પ્રકારનુ કંઇ રાગ, દ્વેષ કે અજ્ઞાનના કારણથી આપથી થતું આપ ન માનો તો તે થવાનું કારણ શું માનો છો?

ઉત્તર:—કોઇ પ્રકારનું કઇ રાગ, દ્વેષ કે અજ્ઞાનના કારણથી જે ન થતું હોય, તેનુ કારણ ઉદય જણાય છે.

૭૭૦ પ્રશ્ન—આપને આપનો પ્રવૃત્તિજોગ કેવો જણાય છે? આપને તે પ્રવૃત્તિજોગ વેઘા શિવાય કોઇ ઉપાય નથી?

ઉત્તર:—જળમા સ્વાભાવિક શીતળપણું છે, પણ સૂર્યાદિના તાપને યોગે ઉષ્ણપણાને તે ભજતું દેખાય છે, તે તાપનો યોગ મટેથી તે જ જળ શીતળ જણાય છે; વચ્ચે શીતળપણાથી રહિત તે જળ જણાય છે તે, તાપના યોગથી છે, એમ આ પ્રવૃત્તિજોગ અમને છે. પણ અમારો તે પ્રવૃત્તિ વિષે હાલ તો વેઘા શિવાય અન્ય ઉપાય નથી.

૭૭૧ પ્રશ્ન:—'માહણ', 'શ્રમણ', 'ભિક્ષુ' અને 'નિર્ગ્રંથ' એ ચાર શબ્દના અર્થ મહાવીર દેવને ગૌતમાદિ મુનિજન પૂછતા હતા તે પ્રસંગ કહેશો?

ઉત્તર.—શ્રી મહાવીરદેવને ગૌતમાદિ મુનિજન એમ પૂછતા હતા કે, હે પૂજ્ય! 'માહણ', 'શ્રમણ', 'ભિક્ષુ' અને 'નિર્ગ્રંથ' એ ચાર શબ્દનો અર્થ શો છે? તે, અમને કહો. તે અર્થ ત્યાર પછી શ્રી તીર્થંકર વિસ્તારથી કહેતા હતા. ઘણા પ્રકારની વીતરાગ અવસ્થાઓ તે ચારની અનુક્રમે વિશેષથી વિશેષ કરી કહેતા હતા, અને એમ તે શબ્દનો

અર્થ શિષ્યો ધારતા હતા. નિર્ગ્રંથની ઘણી દશાઓ કહેતાં એક "આત્મવાદપ્રાપ્ત" એવો શબ્દ તે નિર્ગ્રંથનો તીર્થંકર કરતા હતા.

૭૭૨ પ્રશ્નઃ—"આત્મવાદપ્રાપ્ત" શબ્દનો અર્થ શ્રી શીલંગાચાર્યે શી રીતે કહેતા હતા ?

ઉત્તર—ટીકાકાર શીલંગાચાર્યે તે "આત્મવાદ પ્રાપ્ત" શબ્દનો અર્થ એમ કહેતા હતા કે, "ઉપયોગ છે લક્ષણ જેનું, અસંખ્ય પ્રદેશી, સંકોચ વિકાશનું ભાજન, પોતાના કરેલાં કર્મોનો ભોક્તા, વ્યવસ્થાએ કરી દ્રવ્યપર્યાયરૂપ, નિત્યાનિત્યાદિ અનંત ધર્માત્મક એવા આત્માને જાણનાર."

૭૭૩ પ્રશ્નઃ—સંસારને વિષે એક સમય માત્ર પણ અવકાશ લેવાની જ્ઞાની પુરૂષોએ હા કહી નથી ?

ઉત્તર.—પ્રદેશે પ્રદેશથી જીવના ઉપયોગને આકર્ષક એવા આ સંસારને વિષે એક સમય માત્ર પણ અવકાશ લેવાની જ્ઞાનીપુરૂષોએ હા કહી નથી, કેવળ તે વિષે નકાર કહ્યો છે.

૭૭૪ પ્રશ્ન.—(સંસારના) તે આકર્ષણથી ઉપયોગ જો અવકાશ પામે તો તેજ સમયે તે આત્માપણે થાય છે એ વાત શું ખરી છે?

ઉત્તર—તે આકર્ષણથી ઉપયોગ જો અવકાશ પામે, તો તેજ સમયે તે આત્માપણે થાય છે; તેજ સમયે આત્માને વિષે તે ઉપયોગ અનન્ય થાય છે, એ આદિ જે અનુભવવાર્ત્તા તે, જીવને સત્સંગના દૃઢ નિશ્ચયવિના પ્રાપ્ત થવી અત્યંત વિકટ છે. તે સત્સંગ નિશ્ચયપણે જાણ્યો છે, એવા પુરૂષને તે સત્સંગનો યોગ રહેવો એ, દુષમ કાળને વિષે અત્યંત વિકટ છે

૭૭૫ પ્રશ્નઃ—પૂર્વે જ્ઞાની પુરૂષો થઇ ગયા છે તે જ્ઞાનીમાં ઘણા જ્ઞાની પુરૂષો સિદ્ધિજોગવાળા થઈ ગયા છે,' એવું જે લોકકથન છે તે સાચું છે કે ખોટું ?

ઉત્તરઃ—"પૂર્વે જ્ઞાનીપુરૂષો થઇ ગયા છે, તે જ્ઞાનીમા ઘણા જ્ઞાનીપુરૂષો સિદ્ધિજોગવાળા થઈ ગયા છે, એવું જે લોકકથન છે તે, સાચું છે કે ખોટું એમ, આપનું પ્રશ્ન છે, અને સાચું સંભવે છે એમ આપનો અભિપ્રાય છે, સાક્ષાત્ જોવામાં આવતું નથી એ, વિચારરૂપ જિજ્ઞાસા છે."

કેટલાક માર્ગાનુસારી પુરૂષો, અને અજ્ઞાન યોગીપુરૂષોને વિષે પણ સિદ્ધિજોગ હોય છે. ઘણું કરી તેમના ચિત્તના અત્યંત સરલપણાથી, અથવા સિદ્ધિજોગાદિને અજ્ઞાનજોગે સ્કુરણા આપવાથી તે પ્રવર્તે છે. સમ્યગ્દષ્ટિપુરૂષો, કે જેનો ચોથે ગુણઠાણે સંભવ છે, તેવા જ્ઞાનીપુર-

યોને વિષે ક્વચિત્ સિદ્ધિ હોય છે, અને ક્વચિત્ સિદ્ધિ હોતી નથી જેને વિષે હોય છે, તેને તે સ્ફુરણા વિષે પ્રાયે ઇચ્છા થતી નથી, અને ઘણું કરી જ્યારે ઇચ્છા થાય છે ત્યારે, જીવ પ્રમાદવશપણે હોય તો, થાય છે; અને જો તેવી ઇચ્છા થઈ તો, સમ્યક્ત્વથી પડવાપણું તેને ઘટે છે. પ્રાયે પાંચમે, છઠ્ઠે ગુણઠાણે પણ ઉત્તરોત્તર સિદ્ધિજોગનો વિશેષ સંભવ થતો જાય છે; અને ત્યાં પણ જો પ્રમાદાદિ જોગે સિદ્ધિમાં જીવ પ્રવર્તે તો, પ્રથમ ગુણઠાણાને વિષે સ્થિતિ થવી સંભવે છે. સાતમે ગુણઠાણે, આઠમે ગુણઠામે, નવમે, દશમે ઘણું કરી પ્રમાદનો અવકાશ ઓછો છે; અગિયારમે ગુણઠામે સિદ્ધિજોગનો લોભ સંભવતો જાણી, પ્રથમ ગુણઠાણે સ્થિતિ હોવી સંભવે છે. બાકી જેટલાં સમ્યક્ત્વનાં સ્થાનક છે, અને જ્યાંસુધી સમ્યક્પરિણામી આત્મા છે ત્યાં સુધી, તે એકે જોગને વિષે જીવને પ્રવૃત્તિ ત્રિકાળે સંભવતી નથી. જે સમ્યક્ જ્ઞાની-પુરૂષોથી સિદ્ધિજોગના ચમત્કારો લોકોએ જાણ્યા છે, તે તે જ્ઞાનીપુરૂ-ષનાં કરેલાં સંભવતા નથી; સ્વભાવે કરી તે સિદ્ધિજોગ પરિણામ પામ્યા હોય છે. બીજા કોઇ કારણથી જ્ઞાનીપુરૂષને વિષે તે જોગ કહ્યો જતો નથી. માર્ગાનુસારી કે સમ્યગ્દષ્ટિપુરૂષનાં અત્યંત સરલ પરિણામથી તેમના વચનાનુસાર કેટલીકવાર બને છે અજ્ઞાનપૂર્વક જેનો યોગ છે, તેના તે આવરણના ઉદયે અજ્ઞાન સ્ફૂરી, તે સિદ્ધિ-જોગ અલ્પકાળે ફળે છે જ્ઞાનીપુરૂષથી તો માત્ર સ્વાભાવિક સ્ફુર્યે જ ફળે છે, અન્ય પ્રકારે નહિ. જે જ્ઞાનીથી સ્વાભાવિક સિદ્ધિજોગ પરિ-ણામી હોય છે, તે જ્ઞાનીપુરૂષ અમે જે કહીએ છીએ તેવા, અને તે આદિ બીજા ઘણા પ્રકારના ચરિત્રને પ્રતિબંધક કારણોથી મુક્ત હોય છે, કે જે કારણે આત્માનું ઐશ્વર્ય વિશેષ સ્ફુરિત થઇ, મનાદિ જોગમાં સિદ્ધિના સ્વાભાવિક પરિણામને પામે છે. ક્વચિત્ એમ પણ જાણીએ છીએ કે, કોઈ પ્રસંગે જ્ઞાનીપુરૂષે પણ સિદ્ધિજોગ પરિણામી કર્યો હોય છે, તથાપિ તે કારણ અત્યંત બળવાન હોય છે, અને તે પણ સંપૂર્ણ જ્ઞાનદશાનું કાર્ય નથી. અમે આ જે લખ્યું છે, તે બહુ વિચારવાથી સમજાશે.

૭૭૬ પ્રશ્નઃ—આપને વિષે માર્ગાનુસારીપણું ઘટે છે કે સમ્ય-ગ્દષ્ટિપણું ? આપને અજ્ઞાનયોગીપણું આ દેહે કોઈ વખતે હશે ?

ઉત્તરઃ—અમારા વિષે માર્ગાનુસારીપણું કહેવું ઘટતું નથી. અજ્ઞાન-યોગીપણું તો આ દેહ ધર્યો ત્યારથી જ નહિ હોય એમ જણાય છે. સમ્યગ્દષ્ટિપણું તો જરૂર સંભવે છે.

૭૭૭ પ્રશ્નઃ—આપે પોતે ક્યારે પણ કોઇ પ્રકારનો સિદ્ધિજોગ

સાધવાનો વિચાર કર્યો છે ? આપને તેવો જોગ તેવા સાધને પ્રગટ્યો હોય એમ જણાય છે ?

ઉત્તરઃ—કોઇ પ્રકારનો સિદ્ધિજોગ અમે ક્યારે પણ સાધવાનો આખી જીંદગીમાં અલ્પ પણ વિચાર કર્યો સાંભરતો નથી, એટલે સાધને કરી તેવો જોગ પ્રગટ્યો હોય એવું, જણાતું નથી.

૭૭૮ પ્રશ્નઃ—આપને વિષે તેવું કોઇ ઐશ્વર્ય સંભવે છે? અને સંભવતું હોય તો શું કારણથી ?

ઉત્તરઃ—આત્માના વિશુદ્ધપણાને કારણે જો કંઈ તેવું ઐશ્વર્ય હોય તો તેનુ નહિહોવાપણું કહી શકાતું નથી; તે ઐશ્વર્ય કેટલેક અંશે સંભવે છે.

૭૭૯ પ્રશ્ન—આપને આ ઐશ્વર્યની કોઈ વખત સ્મૃતિ રહે છે? અથવા તેને સ્ફુરિત કરવા ક્યારેય ઇચ્છા થઇ છે ?

ઉત્તરઃ—તે ઐશ્વર્ય કેટલેક અંશે સંભવે છે, તથાપિ આ પત્ર લખતી વખત એ ઐશ્વર્યની સ્મૃતિ થઇ છે, નહિતો ઘણા કાળ થયાં તેમ થવું સ્મરણમા નથી, તો પછી તે સ્ફુરિત કરવા વિષેની ઇચ્છા ક્યારેય થઇ હોય એમ કહી શકાય નહિ, એ સ્પષ્ટ વાર્ત્તા છે.

૭૮૦ પ્રશ્ન—આપ કોઇના દુ:ખ અર્થે સિદ્ધિજોગ ન કરો ?

ઉત્તર—તમે, અમે કંઈ દુઃખી નથી, જે દુઃખ છે તે; રામના ચૌદ વર્ષનાં દુઃખનો એક દિવસ પણ નથી, પાંડવના તેર વર્ષનાં દુઃખની એક ઘડી નથી; અને ગજસુકુમારના ધ્યાનની એક પળ નથી; તો પછી અમને એ અત્યંત કારણ ક્યારેય જણાવું સંભવતું નથી; તમે શોચ કરવા યોગ્ય નથી. માત્ર જે થાય તે જોયા કરવુ, એવો નિશ્ચય કરવાનો વિચાર કરો; ઉપયોગ કરો, અને સાક્ષી રહો એ જ ઉપદેશ છે.

૭૮૧ પ્રશ્નઃ—શ્રી તીર્થંકરે આ કાળને 'સ્વભાવે' કરી દુષમ કહ્યો છે. ?

ઉત્તરઃ—આ કાળ સ્વભાવે કરી તીર્થંકરાદિએ દુષમ કહ્યો છે.

૭૮૨ પ્રશ્નઃ-આપને મુંબઈ આદિ ક્ષેત્રો વિષે આ કાળ કેવો લાગે છે?

ઉત્તર.—તેમાં વિશેષ કરી પ્રયોગે* અનાર્યપણે યોગ્ય થયેલાં એવાં, આવાં ક્ષેત્રો વિષે તે કાળ બળવાનપણે વર્તે છે.

* "પ્રયોગે કરી અનાર્યપણે યોગ્ય થયેલાં એવાં, આવાં ક્ષેત્રો વિષે" વાક્યમા જે ક્ષેત્રોને ઉદ્દેશીને કહ્યું છે તે ક્ષેત્રો મુંબઈ આદિ કૃતિમતાઓથી ભરપૂર શહેરો છે. આર્ય અને અનાર્ય ક્ષેત્રોની વ્યાખ્યાઓ શ્રીમદ્ રાજચંદ્રની દૃષ્ટિમાં કેવા પ્રકારે હતી તે તેઓથી લખાએલા બે પ્રસંગોથી

૭૮૩ પ્રશ્ન:—આ કાળમાં લોકોની આત્મપ્રત્યયયોગ્ય બુદ્ધિ કેવી થઇ ગઇ છે ?

ઉત્તર:—લોકોની આત્મપ્રત્યયયોગ્ય બુદ્ધિ અત્યંત હણાઇજવાયોગ્ય થઇ છે.

૭૮૪ પ્રશ્ન:—આ દુષમયોગને વિષે વ્યવહાર કરતાં પરમાર્થનું હોવું કેવું ઘટે છે ?

ઉત્તર:—એવા સર્વ પ્રકારના દુષમયોગને વિષે વ્યવહાર કરતાં પરમાર્થનું વિસરવુ અત્યંત સુલભ છે, અને પરમાર્થનુ અવિસરવુ અત્યંત દુર્લભ છે આનંદઘનજીએ ચૌદમા જિનના સ્તવનને વિષે કહ્યું છે તેમાં, આવા ક્ષેત્રનુ દુસમપણું એટલી વિશેષતા છે, અને આનંદઘનજીના કાળ કરતા વર્તમાનકાળ વિશેષ દુષમપરિણામી વર્તે છે, તેમાં જો કોઇ આત્મપ્રત્યયી પુરૂષને બચવાયોગ્ય ઉપાય હોય,

---

જણાય છે આ વાક્યમાં "પ્રયોગે કરી યોગ્ય થયેલાં એવા આવા ક્ષેત્રો" ના પ્રસંગથી. ભૂગોલિક દૃષ્ટિએ ભરતખંડને આર્યક્ષેત્ર ગણવામા આવ્યા છે. આવા ગણાયેલા આર્યક્ષેત્ર પણ "પ્રયોગે કરી" એટલે કે મનુષ્યાદિની વિષમ પ્રકારની પ્રવૃત્તિઓથી "અનાર્ય" થઈ શકે છે એમ તેઓશ્રીનુ માનવું છે બીજી તરફથી ભૂગોલિક દૃષ્ટિએ "અનાર્ય" ગણાએલા ક્ષેત્રો પણ "આર્યપણે" પરિણમી શકે છે એમ તેઓનું કહેવું છે. દેશભક્ત શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી ઉપર શ્રીમદ્‌થી સંવત્ ૧૯૫૨ના આસો શુદ ૩ ને રોજ લખાએલા એક પત્રમાં તેઓનુ તે કહેવું દૃષ્ટિગોચર થાય છે આ પત્રમા કહેવામા આવ્યુ છે કે, "નાતાલમાં સ્થિતિ કરવાથી તમારી કેટલીક સદ્‌વૃત્તિઓ વિશેષતા પામી છે એમ પ્રતીતિ થાય છે, પણ તમારી તેમ વર્તવાની ઉત્કૃષ્ટ ઇચ્છા તેમાં હેતુભૂત છે 'રાજકોટ' કરતા 'નાતાલ' કેટલીક રીતે તમારી વૃત્તિને ઉપકાર કરી શકે એવુ ક્ષેત્ર ખરૂ એમ માનવામા હાનિ નથી; કેમકે તમારી સરળતા સાચવવામા અંગત વિઘ્નોનો ભય રહી શકે એવા પ્રપંચમાં અનુસરવાનું દબાણ નાતાલમાં ઘણું કરીને નહિ, પણ જેની સદ્‌વૃત્તિઓ વિશેષ બળવાન ન હોય, અથવા નિર્બળ હોય અને તેને ઇંગ્લંડાદિમા સ્વતંત્રપણે રહેવાનું હોય તો અભક્ષાદિ વિષેમાં તે દોષિત થાય એમ લાગે છે. જેમ તમને નાતાલક્ષેત્રમા પ્રપંચનો વિશેષ યોગ નહિ હોવાથી તમારી સદ્‌વૃત્તિઓ વિશેષતા પામી, તેમ રાજકોટ જેવામાં કઠણ પડે એ યથાર્થ લાગે છે; પણ કોઈ સારાં આર્યક્ષેત્રમાં સત્સંગાદિ યોગમાં તમારી વૃત્તિઓ નાતાલ કરતાં પણ વિશેષતા પામત એમ સંભવે છે તમારી વૃત્તિઓ જોતાં તમને **નાતાલ અનાર્યક્ષેત્રરૂપે** અસર કરે એવુ મારી માન્યતામાં ઘણું કરીને નથી; પણ સત્સંગાદિ યોગની ઘણું કરીને પ્રાપ્તિ ન થાય તેથી કેટલુંક આત્મનિરાકરણ ન થાય તે રૂપ હાનિ માનવી કંઇક વિશેષ યોગ્ય લાગે છે."

—**સંશોધક.**

તો તે એક માત્ર નિરંતર અવિચ્છિન્ન ધારાએ સત્સંગનું ઉપાસવું એ જ જણાય છે.

૭૮૫ પ્રશ્ન:—આપને પોતાને આપના સર્વ વ્યવહાર અને કાળાદિ કેવી રીતે રાખે છે ?

ઉત્તર:—પ્રાયે સર્વ કામના પ્રત્યે ઉદાસીનપણું છે, એવા અમને પણ આ સર્વ વ્યવહાર અને કાળાદિ ગળકા ખાતો ખાતો સંસાર-સમુદ્ર માંડ તરવા દે છે, તથા સમયે સમયે તે પરિશ્રમનો અત્યંત પ્રસ્વેદ ઉત્પન્ન થયા કરે છે, અને ઉતાપ ઉત્પન્ન થઇ સત્સંગરૂપ જળની તૃષા અત્યંતપણે રહ્યા કરે છે; અને એ જ દુઃખ લાગ્યા કરે છે.

૭૮૬ પ્રશ્ન:—આપને આવાં વ્યવહાર પ્રત્યે કેવા પરિણામ રહે છે ?

ઉત્તર:—એમ છતાં પણ, આવો વ્યવહાર ભજતાં દ્વેષપરિણામ તે પ્રત્યે કરવા યોગ્ય નથી, એવો જે સર્વજ્ઞાની–અભિપ્રાય તે, તે વ્યવહાર પ્રાયે સમતાપણે કરાવે છે; આત્મા તેને વિષે જાણે કંઇ કરતો નથી, એમ લાગ્યા કરે છે.

૭૮૭ પ્રશ્ન:—આપ આપની ઉપાધિને કષ્ટરૂપ માનો છો ?

ઉત્તર:—આ જે ઉપાધિ ઉદયવર્ત્તી છે, તે સર્વ પ્રકારે કષ્ટરૂપ છે એમ પણ વિચારતા લાગતું નથી. પૂર્વોપાર્જિત પ્રારબ્ધ જેવડે શાંત થાય છે, તે ઉપાધિ પરિણામે આત્મપ્રત્યયી કહેવા યોગ્ય છે.

૭૮૮ પ્રશ્ન:—આપને બાહ્યાભ્યંતર નિર્ગ્રંથતા અલ્પકાળમાં પ્રાપ્ત થાય એમ છે ?

ઉત્તર:—મનમાં એમને એમ રહ્યા કરે છે કે, અલ્પકાળમા આ ઉપાધિયોગ મટી બાહ્યાભ્યતર નિર્ગ્રંથતા પ્રાપ્ત થાય તો, વધારે યોગ્ય છે, તથાપિ તે વાત અલ્પકાળમાં બને એવુ સૂજતુ નથી, અને જ્યાં સુધી તેમ ન થાય ત્યાંસુધી, તે ચિંતના મટવી સંભવતી નથી.

૭૮૯ પ્રશ્ન—આપ વ્યવહાર મૂકી દો તો તે ન બને તેવુ છે?

ઉત્તર:—બીજો બધો વ્યવહાર વર્ત્તમાનમાં જ મૂકી દીધો હોય, તો તે બને એવુ છે. બે ત્રણ ઉદયવ્યવહાર એવા છે કે, જે ભોગ-વ્યેજ નિવૃત્ત થાય એવા છે; અને કષ્ટે પણ તે વિશેષ કાળની સ્થિતિમાંથી અલ્પકાળમાં વેદી શકાય નહિ એવા છે; અને તે કારણે કરી મૂર્ખની પેઠે આ વ્યવહાર ભજ્યા કરીએ છીએ.

૭૯૦ પ્રશ્ન:—આપને કોઈ પ્રકારનું પ્રતિબંધપણું ઇષ્ટ છે ? જો ઇષ્ટ હોય તો ક્યા પ્રકારનું ?

ઉત્તર—કોઇ દ્રવ્યમાં, કોઇ ક્ષેત્રમાં, કોઈ કાળમાં, કોઇ ભાવમાં સ્થિતિ થાય એવો પ્રસંગ જાણે ક્યાંય દેખાતો નથી. કેવળ સર્વ પ્રકારનું તેમાંથી અપ્રતિબદ્ધપણું જ યોગ્ય છે, તથાપિ નિવૃત્તિક્ષેત્ર અને નિવૃત્તિકાળને, સત્સંગને અને આત્મવિચારને વિષે અમને પ્રતિબદ્ધ-રૂચિ રહે છે તે જોગ કોઇ પ્રકારે, પણ જેમ બને તેમ થોડા કાળમાં થાય તે જ ચિંતના અહોરાત્ર વર્તે છે

૭૯૧ પ્રશ્ન—ક્યા પુરૂષે જ્ઞાનીના વચન સાંભળ્યા નથી અથવા જ્ઞાની પુરૂષના દર્શન કર્યાં નથી એમ શ્રી તીર્થંકર કહે છે?

ઉત્તર—સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય, તો તે પુરૂષે જ્ઞાનીના વચન સાંભળ્યા નથી, અથવા જ્ઞાનીપુરૂષનાં દર્શન પણ તેણે કર્યા નથી, એમ તીર્થંકર કહે છે.

૭૯૨ પ્રશ્ન—જેને જ્ઞાનીપુરૂષના વચનરૂપ લાકડીનો પ્રહાર થયો છે તે પુરૂષને વિષે સંસારસંબંધી બળ કેવું હોય છે?

ઉત્તર:—જેની કેડનો ભંગ થયો છે, તેનું પ્રાયે બધું બળ પરિ-ક્ષીણપણાને ભજે છે. જેને જ્ઞાનીપુરૂષના વચનરૂપ લાકડીનો પ્રહાર થયો છે, તે પુરુષને વિષે તે પ્રકારે સંસારસંબંધી બળ હોય છે, એમ તીર્થંકર કહે છે.

૭૯૩ પ્રશ્ન—જ્ઞાનીપુરૂષને જોયા પછી સ્ત્રી પરત્વે કેવી ભા-વના ઘટે?

ઉત્તર—જ્ઞાનીપુરૂષને જોયા પછી સ્ત્રીને જોઇ જો રાગ ઉત્પન્ન થતો હોય, તો જ્ઞાનીપુરૂષને જોયા નથી એમ, તમે જાણો"

૭૯૪ પ્રશ્ન:—જ્ઞાનીપુરૂષના વચન સાંભળ્યા પછી સ્ત્રીનું સજી-વન શરીર કેવું ભાસે છે.

ઉત્તર—જ્ઞાનીપુરૂષના વચનોને સાંભળ્યા પછી સ્ત્રીનું સજીવન શરીર અજીવનપણે ભાસ્યાવિના રહે નહિ.

૭૯૫ પ્રશ્ન—ધનાદિસંપત્તિ કેવી ભાસે?

ઉત્તર:—"ધનાદિસંપત્તિ ખરેખર, પૃથ્વીનો વિકાર ભાસ્યાવિના રહે નહિ.

૭૯૬ પ્રશ્ન:—જ્ઞાનીપુરૂષનાં વચનો સાંભળ્યા પછી આવા પુરૂ-ષનો આત્મા ક્યાં સ્થાયી થવા ઇચ્છે?

ઉત્તર.—જ્ઞાનીપુરૂષ સિવાય તેનો આત્મા બીજે ક્યાંય પણ ક્ષણભર સ્થાયી થવાને વિષે ઇચ્છે નહિ.

૭૯૭ પ્રશ્ન:—અમો મુમુક્ષુઓએ ધ્યાનમાં રાખવા યોગ્ય ઉપ-દેશ કહેવા કૃપા કરશો?

ઉત્તર:—અમારો આવો ઉપાધિજોગ જોઇ જીવમાં ક્લેશ પામ્યા વિના જેટલો બને તેટલો આત્માસબંધી અભ્યાસ વધારવાનો વિચાર કરજો. સર્વથી સ્મરણ જોગ વાત તો ઘણી છે, તથાપિ સંસારમાં સાવ ઉદાસીનતા, પરના અલ્પ ગુણમાં પણ પ્રીતિ, પોતાના અલ્પદોષને વિષે પણ અત્યત ક્લેશ, દોષના વિલયમા અત્યંત વીર્યનુ સ્ફુરવું, એ વાતો સત્સંગમા અખડ એક શરણાગતપણે ધ્યાનમા રાખવા યોગ્ય છે. જેમ બને તેમ નિવૃત્તિકાળ, નિવૃત્તિ-ક્ષેત્ર નિવૃત્તિ-દ્રવ્ય, અને નિવૃત્તિ-ભાવને ભજજો. તીર્થંકર ગૌતમ જેવા જ્ઞાનીપુરુષને પણ સંબોધતા હતા કે સમય માત્ર પણ પ્રમાદ યોગ્ય નથી

૭૯૮ પ્રશ્ન.—સર્વ પ્રકારની આશાની સમાધિ થઈ જીવના સ્વરૂપથી ક્યા જીવાય છે ?

ઉત્તર—ઘણું કરીને પ્રાણીઓ આશાથી જીવે છે. જેમ સંજ્ઞા વિશેષ હોય છે, તેમ તેમ વિશેષ આશાના બળથી જીવવુ થાય છે. એક માત્ર જ્યા આત્મવિચાર અને આત્મજ્ઞાનનો ઉદ્ભવ થાય છે ત્યા, સર્વ પ્રકારની આશાની સમાધિ થઈ જીવના સ્વરૂપથી જીવાય છે, જે કોઇ પણ મનુષ્ય ઇચ્છે છે, તે ભવિષ્યમાં તેની પ્રાપ્તિ ઇચ્છે છે, અને તે પ્રાપ્તિની ઇચ્છારૂપ આશાએ તેની કલ્પનાનુ જીવવું છે, અને તે કલ્પના ઘણું કરી કલ્પના જ રહ્યા કરે છે; જો તે કલ્પના જીવને ન હોય અને જ્ઞાન પણ ન હોય, તો તેની દુ:ખકારક ભયંકર સ્થિતિ અકથ્ય હોવી સંભવે છે. સર્વ પ્રકારની આશા, તેમા પણ આત્મા શિવાય બીજા અન્ય પદાર્થની આશામાં સમાધિ કેવા પ્રકારે થાય તે કહો ?

૭૯૯ પ્રશ્ન.—શ્રી કૃષ્ણાદિની ક્રિયા કેવી હતી ?

ઉત્તર:—શ્રીકૃષ્ણાદિકની ક્રિયા ઉદાસીન જેવી હતી.

૮૦૦ પ્રશ્ન:—જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા તેજ સમયે ન હોય એમ બને ?

ઉત્તર:—જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા તે જ સમયે ન હોય, એવો કંઈ નિયમ નથી.

૮૦૧ પ્રશ્ન.—સમ્યક્ત્વ ઉત્પન્ન થયા પછી સસારી ક્રિયા કેવી થવી સંભવે છે ?

ઉત્તર:—સમ્યક્ત્વ ઉત્પન્ન થવા પછી સંસારી ક્રિયા રસરહિતપણે થવી સંભવે છે.

૮૦૨ પ્રશ્ન:—સમ્યક્ત્વપ્રાપ્ત જીવથી કોઈ ક્રિયા એવી થાય કે પરમાર્થને વિષે ભ્રાંતિ થાય ?

ઉત્તરઃ—ઘણું કરી એવી કોઇ પણ ક્રિયા તે જીવથી હોતી નથી, કે જેથી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય, અને જ્યાંસુધી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય નહિ ત્યાંસુધી, બીજી ક્રિયાથી સમ્યક્ત્વને બાધ થાય નહિ.

૮૦૩ પ્રશ્નઃ—સમ્યગ્દૃષ્ટિ જીવ સંસારને કેવી રીતે ભજે છે.

ઉત્તરઃ—સર્પને આ જગતનાં લોકો પૂજે છે, તે વાસ્તવિકપણે પૂજ્યબુદ્ધિથી પૂજતાં નથી, પણ ભયથી પૂજે છે, ભાવથી પૂજતાં નથી; અને ઇષ્ટદેવને લોકો અત્યંતભાવે પૂજે છે, એમ સમ્યગ્દૃષ્ટિ જીવ તે સસારને ભજતો દેખાય છે, તે પૂર્વે નિબંધન કરેલાં એવાં પ્રારબ્ધ કર્મથી દેખાય છે, વાસ્તવ્યપણે ભાવથી તે સંસારમાં તેનો પ્રતિબંધ ઘટે નહિ; પૂર્વકર્મના ઉદયરૂપ ભયથી ઘટે છે. જેટલે અંશે ભાવ–પ્રતિબંધ ન હોય, તેટલે અંશે જ સમ્યગ્દૃષ્ટિપણું તે જીવને હોય છે.

૮૦૪ પ્રશ્નઃ—અનતાનુબંધીય ક્રોધાદિ સમ્યક્ત્વ શિવાય ગયાં સંભવે નહિ એમ કહેવાય છે તે યથાર્થ છે ?

ઉત્તરઃ—અનંતાનુબંધીય ક્રોધ, માન, માયા અને લોભ સમ્યક્ત્વ શિવાય ગયા સંભવે નહિ એમ જે કહેવાય છે તે યથાર્થ છે.

૮૦૫ પ્રશ્નઃ—અનતાબધીય ક્રોધ–માનાદિ શું કારણે હોય ?

ઉત્તરઃ—સંસારી પદાર્થોને વિષે જીવને તીવ્ર સ્નેહવિના એવાં ક્રોધ, માન, માયા અને લોભ હોય નહિ, કે જે કારણે તેને અનંત સંસારનો અનુબંધ થાય.

૮૦૬ પ્રશ્નઃ—અનંતાનુબધીય ચતુષ્કમાંથી કોઈ પણ ક્યાં સુધી ઉદય થવા સંભવે છે ?

ઉત્તરઃ—જે જીવને સંસારી પદાર્થો વિષે તીવ્ર સ્નેહ વર્તતો હોય, તેને કોઇ પ્રસગે પણ અનંતાનુબંધીય ચતુષ્કમાંથી કોઇ પણ ઉદય થવા સંભવે છે.

૮૦૭ પ્રશ્નઃ—જીવ ક્યાં સુધી પરમાર્થમાર્ગવાળો ન હોય ?

ઉત્તરઃ—જ્યાંસુધી તીવ્ર સ્નેહ તે પદાર્થોમા હોય ત્યાસુધી અવશ્ય પરમાર્થમાર્ગવાળો જીવ તે ન હોય.

૮૦૮ પ્રશ્નઃ—પરમાર્થમાર્ગનું લક્ષણ શું છે ?

ઉત્તરઃ—પરમાર્થમાર્ગનું લક્ષણ એ છે કે, અપરમાર્થને ભજતાં જીવ બધા પ્રકારે કાયર થયા કરે, સુખે અથવા દુઃખે, દુઃખમાં કાયરપણું કદાપિ બીજા જીવોનું પણ સંભવે છે, પણ સંસારસુખની પ્રાપ્તિમાં પણ કાયરપણું–તે સુખનું અણુગમવાપણું–નિરસપણું–પરમાર્થમાર્ગી પુરૂષને હોય છે.

૮૦૯ પ્રશ્નઃ—સુખનું નિરસપણું જીવને કેવી રીતે થવું સંભવે ?

ઉત્તર:–તેવું નિરસપણું જીવને પરમાર્થજ્ઞાને અથવા પરમાર્થ-જ્ઞાનીપુરૂષનાં નિશ્ચયે થવું સંભવે છે, બીજા પ્રકારે થવું સંભવતું નથી. પરમાર્થજ્ઞાને અપમાર્થરૂપ એવો આ સંસાર જાણી, પછી તે પ્રત્યે તીવ્ર એવો ક્રોધ, માન, માયા, કે લોભ કોણ કરે ? કે ક્યાંથી થાય ? જે વસ્તુનું મહાત્મ્ય દ્દષ્ટિમાંથી ગયું તે વસ્તુને અર્થે અત્યંત ક્લેશ થતો નથી. સંસારને વિષે ભ્રાંતિપણે જાણેલું સુખ તે પરમાર્થ-જ્ઞાને ભ્રાંતિ જ ભાસે છે, અને જેને ભ્રાંતિ ભાસી છે, તેને પછી તેનું મહાત્મ્ય શું લાગે ? એવી મહાત્મ્યદ્દષ્ટિ પરમાર્થજ્ઞાનીપુરૂષના નિશ્ચયવાળા જીવને હોય છે, તેનું કારણ પણ એ જ છે.

૮૧૦ પ્રશ્નઃ—જીવને શા કારણે વ્યવચ્છેદક જ્ઞાન ન થાય ? ન થાય તો કેવું જ્ઞાન થાય ?

ઉત્તરઃ—કોઈ જ્ઞાનના આવરણને કારણે જીવને વ્યવચ્છેદકજ્ઞાન થાય નહિ, તથાપિ સામાન્ય એવું જ્ઞાન જ્ઞાનીપુરૂષની શ્રદ્ધારૂપે થાય છે. વડના બીજની પેઠે પરમાર્થ થવાનું બીજ એ છે.

૮૧૧ પ્રશ્નઃ—તીવ્ર પરિણામે ભવભયરહિતપણે જ્ઞાનીપુરૂષ કે સમ્યગ્દ્દષ્ટિ જીવને ક્રોધાદિ હોય ?

ઉત્તરઃ—તીવ્ર પરિણામે, ભવભયરહિતપણે જ્ઞાનીપુરૂષ કે સમ્યક્-દ્દષ્ટિ જીવને ક્રોધ, માન, માયા કે લોભ હોય નહિ.

૮૧૨ પ્રશ્નઃ—સંસારાર્થે જીવ જે અનુબંધ કરે છે તે કરતાં પરમાર્થને નામે અનંત અનુબંધ કઈ રીતે થાય છે ?

ઉત્તરઃ—જે સંસાર અર્થે અનુબંધ કરે છે, તે કરતાં પરમાર્થને નામે, ભ્રાંતિગત પરિણામે અસદ્‌ગુરૂદેવધર્મને ભજે છે, તે જીવને ઘણું કરી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ થાય છે, કારણ કે બીજી સંસારની ક્રિયાઓ ઘણું કરી અનંત અનુબંધ કરવાવાળી નથી.

૮૧૩ પ્રશ્નઃ—અનંતાનુબંધી ક્રોધ, માન, માયા ને લોભનો આકાર કૃપા કરી કહેશો ?

ઉત્તરઃ—માત્ર અપરમાર્થને પરમાર્થ જાણી આગ્રહે જીવ ભજ્યા કરે તે, પરમાર્થ–જ્ઞાની એવા પુરૂષપ્રત્યે, દેવપ્રત્યે, ધર્મપ્રત્યે નિરાદર છે, એમ કહેવામાં ઘણું કરી યથાર્થ છે. તે સદ્‌ગુરૂ, દેવ, ધર્મપ્રત્યે અસત્ ગુરૂઆદિકના આગ્રહથી–માઠા બોધથી આશાતનાએ, ઉપેક્ષાએ પ્રવર્તે એવો સંભવ છે, તેમ જ તે માઠા સંગથી તેની સંસારવાસના પરિચ્છેદ નહિ થતી હોવા છતાં તે પરિચ્છેદ માની પરમાર્થપ્રત્યે ઉપે-ક્ષક રહે છે; એ જ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભનો આકાર છે.

૮૧૪ પ્રશ્નઃ—શારીરિક વેદના કેવા પ્રકારે અહિયાસવા યોગ્ય છે ?

ઉત્તરઃ—શારીરિક વેદનાને દેહનો ધર્મ જાણી અને બાંધેલાં એવાં કર્મોનું ફળ જાણી સમ્યક્ પ્રકારે અહિયાસવા યોગ્ય છે.

૮૧૫ પ્રશ્નઃ—જ્યારે શારીરિક વેદનાનું બળ વિશેષ વર્તતું હોય, ત્યારે તે વેદના દેહનો ધર્મ છે તેમજ બાંધેલા એવા કર્મોનું ફળ છે એવો નિશ્ચય આવી શકે?

ઉત્તરઃ—ઘણીવાર શારીરિક વેદનાનું બળ વિશેષ વર્તતું હોય છે ત્યારે, ઉપર જે કહ્યા છે તે સમ્યક્ પ્રકાર, રૂડા જીવોને પણ સ્થિર રહેવો કઠણ થાય છે, તથાપિ હૃદયને વિષે વારંવાર તે વાતનો વિચાર કરતાં અને આત્માને નિત્ય, અછેદ્ય, અભેદ્ય, જરા, મરણાદિ ધર્મથી રહિત ભાવતાં–વિચારતાં–કેટલીક રીતે તે સમ્યક્પ્રકારનો નિશ્ચય આવે છે.

૮૧૬ પ્રશ્નઃ—શારીરિક વેદનાના ક્ષયકાળે તે વેદના કઇ રીતે કોઈ કર્મનું કારણ નથી?

ઉત્તરઃ—મોટા પુરૂષોએ અહિયાસેલા એવા ઉપસર્ગ તથા પરિષહના પ્રસંગોની જીવમાં સ્મૃતિ કરી, તે વિષે તેમનો રહેલો અખંડ નિશ્ચય, તે ફરી ફરી હૃદયમાં સ્થિર કરવાયોગ્ય જાણવાથી જીવને તે સમ્યક્ પરિણામ ફળિભૂત થાય છે અને વેદના, વેદનાના ક્ષયકાળે નિવૃત્ત થયે, ફરી તે વેદના કોઇ કર્મનું કારણ થતી નથી.

૮૧૭ પ્રશ્નઃ—કંઈ પણ વ્યાધિ થયે નિષ્ફળ એવું કર્મબંધન કેમ ન થાય?

ઉત્તરઃ—વ્યાધિરહિત શરીર હોય તેવા સમયમા જીવે જો તેનાથી પોતાનું જૂદાપણું જાણી, તેનું અનિત્યાદિ સ્વરૂપ જાણી, તે પ્રત્યેથી મોહ, મમત્વાદિ ત્યાગ્યાં હોય, તો તે મોટું શ્રેય છે; તથાપિ તેમ ન બન્યું હોય, તો કઇ પણ વ્યાધિ ઉત્પન્ન થયે, તેવી ભાવના ભાવતાં જીવને નિષ્ફળ એવું, ઘણુંકરી કર્મબંધન થતું નથી.

૮૧૮ પ્રશ્નઃ—મહાવ્યાધિની ઉત્પત્તિકાળે કેમ વર્તવું?

ઉત્તરઃ—મહાવ્યાધિની ઉત્પત્તિકાળે તો દેહનું મમત્વ જીવે જરૂર ત્યાગી જ્ઞાનીપુરૂષના માર્ગની વિચારણાએ વર્તવું, એ રૂડો ઉપાય છે. જો કે દેહનું તેવું મમત્વ ત્યાગવું કે ઓછું કરવું એ મહા દુષ્કર વાત છે, તથાપિ જેનો તેમ કરવા નિશ્ચય છે તે, વહેલો મોડો ફળિભૂત થાય છે.

૮૧૯ પ્રશ્નઃ—દેહના રક્ષણાર્થે ઉપચાર કરવા કે નહિ?

ઉત્તરઃ—જ્યાંસુધી દેહાદિકથી કરી જીવને આત્મકલ્યાણનું સાધન કરવું રહ્યું છે, ત્યાંસુધી તે દેહને વિષે અપરિણામિક એવી મમતા ભજવી યોગ્ય છે; એટલે કે આ દેહના કોઈ ઉપચાર કરવા પડે તો તે ઉપચાર દેહના મમત્વાર્થે કરવાની ઇચ્છાએ નહિ, પણ એ દેહે

કરી જ્ઞાનીપુરૂષના માર્ગનું આરાધન થઇ શકે છે, એવો કોઈ પ્રકારે તેમાં રહેલો લાભ, તે લાભને અર્થે, અને તેવી જ બુદ્ધિએ તે દેહની વ્યાધિના ઉપચારે પ્રવર્ત્તવામાં બાધ નથી. જે કંઈ મમતા છે, તે અપરિણામિક મમતા છે, એટલે પરિણામે સમતા સ્વરૂપ છે, પણ તે દેહની પ્રિયતાર્થે, સાસારિક સાધનમાં પ્રધાનભોગનો એ હેતુ છે, તે ત્યાગવો પડે છે, એમાં આર્ત્તધ્યાને કોઈ પ્રકારે પણ તે દેહમાં બુદ્ધિ ન કરવી એવી જ્ઞાનીપુરૂષોના માર્ગની શિક્ષા જાણી, આત્મકલ્યાણનો તેવા પ્રસંગે લક્ષ રાખવો યોગ્ય છે. સર્વ પ્રકારે જ્ઞાનીના શરણમાં બુદ્ધિ રાખી નિર્ભયપણાને, નિઃખેદપણાને ભજવાની શિક્ષા શ્રી તીર્થંકર જેવાએ કરી છે, અને અમે પણ એ જ કહીએ છીએ. કોઇ પણ કારણે આ સસારમાં કલેશિત થવું યોગ્ય નથી.

૮૨૦ પ્રશ્નઃ—સર્વ કલેશ, મોહ અને માઠી ગતિનાં કારણો શું છે?

ઉત્તર:—અવિચાર અને અજ્ઞાન એ સર્વ કલેશનું, મોહનું અને માઠી ગતિનુ કારણ છે.

૮૨૧ પ્રશ્નઃ—આત્મગતિનાં કારણો કયાં છે?

ઉત્તરઃ—સદ્‌વિચાર અને આત્મજ્ઞાન તે આત્મગતિનાં કારણો છે. તેનો પ્રથમ સાક્ષાત્ ઉપાય જ્ઞાની પુરૂષની આજ્ઞાને વિચારવી એ જ જણાય છે.

૮૨૨ પ્રશ્નઃ—સસારના પ્રસગમા પ્રવર્ત્તવા પ્રત્યયનું આપનુ વીર્ય કેવી સ્થિતિમાં છે?

ઉત્તર:—કોઇ જીવ સામાન્ય મુમુક્ષુ થાય છે, તેને પણ આ સસારના પ્રસગમા પ્રવર્તવા પ્રત્યયીનુ વીર્ય મંદ પડી જાય છે, તો અમને તે પ્રત્યયી ઘણી મંદતા વર્તે તેમા આશ્ચર્ય લાગતું નથી, તથાપિ કોઈ પૂર્વે પ્રારબ્ધ ઉપાર્જન થવાનો એવો જ પ્રકાર હશે, કે જેથી તે પ્રસંગમાં પ્રવર્તવાનુ રહ્યા કરે, પણ તે કેવું રહ્યા કરે છે, કે જે ખાસ સંસારસુખની ઇચ્છાવાળા હોય, તેને પણ તેવું કરવું ન પોષાય એવું રહ્યા કરે છે. જો કે એ વાતનો ખેદ યોગ્ય નથી, અને ઉદાસીનતા જ ભજીએ છીએ, તથાપિ તે કારણે એક બીજો ખેદ ઉત્પન્ન થાય છે, તે એ કે, સત્સંગ, નિવૃત્તિનું અપ્રધાનપણું રહ્યા કરે છે, અને પરમ રૂચિ છે જેને વિષે, એવું આત્મજ્ઞાન અને આત્મવાર્ત્તા, કોઇ પણ પ્રકારની ઇચ્છા વિના કવચિત્ ત્યાગજેવાં રાખવાં પડે છે.

૮૨૩ પ્રશ્નઃ—આપ આપને આત્મજ્ઞાન વેદક માનો છો તો તે સંસાર પ્રસંગમાં મુંઝવતું નથી?

ઉત્તરઃ—આત્મજ્ઞાન વેદક હોવાથી મુંઝવતું નથી પણ આત્મવાર્ત્તાનો વિયોગ તે મુંઝવે છે.

૮૨૪ પ્રશ્નઃ—કયું આશ્ચર્ય વિચારવા યોગ્ય છે?

ઉત્તરઃ—જવાહિરી લોકોનું એમ માનવું છે કે, એક સાધારણ સોપારી જેવું સારા રંગનું, પાણીનું અને ઘાટનું માણેક (પ્રત્યક્ષ) એબરહિત હોય, તો તેની કરોડો રૂપિયા કિંમત ગણીએ, તો તે પણ ઓછું છે. જો વિચાર કરીએ તો માત્ર તેમા આંખનું ઠરવું, અને મનની ઇચ્છાની કલ્પિત માન્યતા સિવાય બીજું કઇ નથી, તથાપિ એક આંખના ઠરવાની એમાં મોટી ખુબીને માટે, અને દુર્લભ પ્રાપ્તિને કારણે, જીવો તેનું અદ્ભુત મહાત્મ્ય કહે છે. અને અનાદિ દુર્લભ-જેમાં આત્મા ઠરી રહે છે, એવું જે સત્સંગરૂપ સાધન તેને વિષે કંઈ આગ્રહ, રૂચિ નથી; તે આશ્ચર્ય વિચારવા યોગ્ય છે.

૮૨૫ પ્રશ્નઃ—આત્મસ્વરૂપ જેણે જાણ્યુ છે એવા પુરૂષને અને આ સંસારને મળતી પાણુ આવે? આપનો નિશ્ચય શું છે?

ઉત્તરઃ—આત્મસ્વરૂપ જેણે જાણ્યુ છે એવા પુરૂપને, અને આ સંસારને મળતી પાણુ આવે નહિ, એવો અધિક નિશ્ચય થયો છે.

૮૨૬ પ્રશ્નઃ—આપનો અનુભવ શું છે? જ્ઞાની પુરૂષ પણ અત્યંત અત્યત નિશ્ચય ઉપયોગે વર્ત્તતાં ક્વચિત્ પણ મંદ પરિણામ પામી જાય?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષ પણ અત્યંત અત્યંત નિશ્ચય ઉપયોગે વર્તતા ક્વચિત્ પણ મંદ પરિણામ પામી જાય, એવી આ સંસારની રચના છે.

૮૨૭ પ્રશ્નઃ—આપનો અનુભવ શું કહે છે? જ્ઞાનીપુરૂષને ઉપાધિ જોગથી આત્મસ્વરૂપ સંબંધી બોધનો નાશ ન થાય? નાશ ન થાય તો આત્મસ્વરૂપના બોધના વિશેપ પરિણામ પ્રત્યે કોઈ પ્રકારનુ આવરણ ન થાય?

ઉત્તરઃ—આત્મસ્વરૂપ સબંધી બોધનો તો જો કે નાશ ન થાય, તથાપિ આત્મસ્વરૂપના બોધનાં વિશેષ પરિણામ પ્રત્યે એક પ્રકારનુ આવરણ થવારૂપ ઉપાધિજોગ થાય છે. અમે તો તે ઉપાધિજોગથી હજુ ત્રાસ પામ્યા કરીએ છીએ, અને તે તે જોગે હૃદયમાં અને દુઃખમાં મધ્યમાવાચાએ પ્રભુનુ નામ રાખી, માંડ કંઇ પ્રવર્તન કરી સ્થિર રહી શકીએ છીએ.

૮૨૮ પ્રશ્નઃ—ઉપાધિજોગથી સમ્યક્ત્વ અર્થાત્ બોધને વિષે ભ્રાંતિ થતી નથી?

ઉત્તરઃ—સમ્યક્ત્વને વિષે, અર્થાત્ બોધને વિષે ભ્રાંતિ પ્રાયે થતી નથી, પણ બોધના વિશેષ પરિણામનો અનવકાશ થાય છે, એમ તો સ્પષ્ટ દેખાય છે અને તેથી ઘણીવાર આકુળવ્યાકુળપણાને પામી ત્યાગને

ભજતો હવો; તથાપિ ઉપાર્જિત કર્મની સ્થિતિને સમપરિણામે અદીનપણે, અવ્યાકુળપણે વેદવી એ જ જ્ઞાનીપુરૂષોનો માર્ગ છે, અને તે જ ભજવો છે, એમ સ્મૃતિ થઇ સ્થિરતા રહેતી આવી છે, એટલે આકુળાદિ ભાવની થતી વિશેષ મુઝવણ સમાપ્ત થતી હતી.

૮૨૯ પ્રશ્ન:—*હાલમા આપની સ્થિતિ કેવા પ્રકારે વર્ત્તે છે ?

ઉત્તર—આખો દિવસ, નિવૃત્તિના યોગે કાળ નહિ જાય ત્યાં સુધી સુખ રહે નહિ, એવી અમારી સ્થિત્તિ છે. 'આત્મા—આત્મા,' 'તેનો વિચાર,' 'જ્ઞાનીપુરૂષની સ્મૃતિ,' 'તેના મહાત્મ્યની કથા—વાર્તા,' 'તે પ્રત્યે અત્યંત ભક્તિ,' 'તેમના અનવકાશ આત્મચારિત્ર પ્રત્યે મોહ' એ અમને હજુ આકર્ષ્યા કરે છે; અને તે કાળ ભજીએ છીએ. પૂર્વ કાળમાં જે જે જ્ઞાની પુરૂષના પ્રસંગો વ્યતીત થયા છે, તે કાળ ધન્ય છે; તે ક્ષેત્ર અત્યંત ધન્ય છે. તે શ્રવણને, શ્રવણના કર્ત્તાને અને તેમાં ભક્તિભાવવાળા જીવોને ત્રિકાળ દંડવત્ છે. તે આત્મસ્વરૂપમા ભક્તિ, ચિંતન, આત્મવ્યાખ્યાની જ્ઞાનીપુરૂષની વાણી, અથવા જ્ઞાનીના શાસ્ત્રો કે માર્ગાનુસારી, જ્ઞાનીપુરૂષના સિદ્ધાંત, તેની અપૂર્વતાને પ્રણામ, અતિ ભક્તિએ કરીએ છીએ. અખંડ આત્મધુનના એકધાર પ્રવાહપૂર્વક તે વાત અમને હજી ભજવાની અત્યંત આતુરતા રહ્યા કરે છે, અને બીજી બાજુથી આવાં ક્ષેત્રો, આવા લોકપ્રવાહ, આવા ઉપાધિજોગ અને બીજા તેવા પ્રકાર જોઈ, વિચાર મૂર્છાવત્ થાય છે. ઇશ્વરેચ્છા!

૮૩૦ પ્રશ્ન.—દેહની શાતાને ભજવાની જીવ ક્યારે ઇચ્છા કરે છે?

ઉત્તર—અજ્ઞાનદશા પર્તતી હોય અને તે દશાને જ્ઞાનદશા જીવે ભ્રમાદિ કારણથી માની લીધી હોય ત્યારે, તેવા તેવા, દેહને દુઃખ થવાના પ્રસંગોમાં, અથવા તેવા બીજાં કારણોમાં, જીવ દેહની શાતાને ભજવાની ઇચ્છા કરે છે; અને તેમ વર્તવાનુ કરે છે.

૮૩૧ પ્રશ્ન:—સાચી જ્ઞાનદશા હોય તો દેહને દુઃખપ્રાપ્તિના કાકારણો વિષે વિષમતા થતી નથી ? દુઃખ ટાળવા ચીવટ હોતી નથી ?

ઉત્તર:—સાચી જ્ઞાનદશા હોય, તો તેને દેહને દુઃખપ્રાપ્તિનાં કારણો વિષે વિષમતા થતી નથી, અને તે દુઃખને ટાળવા એટલી બધી ચીવટ પણ હોતી નથી.

૮૩૨ પ્રશ્ન:—નિમિત્તવાસી જીવોનો સંગ આવી મળે ત્યારે કેમ કરવું ?

ઉત્તર:—નિમિત્તે કરીને જેને હર્ષ થાય છે, નિમિત્તે કરીને જેને શોક થાય છે, નિમિત્તે કરીને જેને ઇંદ્રિયજન્ય વિષય પ્રત્યે આકર્ષણ

---

* આ પ્રસંગ સંવત્ ૧૯૪૯ ના શ્રાવણ માસનો છે.—સંશોધક.

થાય છે, નિમિત્તે કરીને જેને ઇંદ્રિયને પ્રતિકૂળ એવા પ્રકારોને વિષે દ્વેષ થાય છે, નિમિત્તે કરીને જેને ઉત્કર્ષ આવે છે, નિમિત્તે કરીને જેને કષાય ઉદ્ભવે છે, એવા જીવને જેટલો બને તેટલો તે તે નિમિત્તવાસી જીવોનો સગ ત્યાગવો ઘટે છે; અને નિત્ય પ્રત્યે સત્સંગ કરવો ઘટે છે; સત્સંગના અયોગે તથાપ્રકારના નિમિત્તથી દૂર રહેવુ ઘટે છે, ક્ષણે ક્ષણે, પ્રસગે, પ્રસગે, નિમિત્તે નિમિત્તે, સ્વદશાપ્રત્યે ઉપયોગ દેવો ઘટે છે.

૮૩૩ પ્રશ્નઃ—શા કારણે જ્ઞાની પુરૂષને વિષે વિભ્રમ બુદ્ધિ થઈ આવે છે ? અથવા જ્ઞાની પુરૂષ પ્રત્યે તે ચેષ્ટાનો વિકલ્પ આવ્યા કરે છે ?

ઉત્તરઃ—અનાદિકાળથી વિપર્યયબુદ્ધિ હોવાથી, અને કેટલીક જ્ઞાની પુરૂષની ચેષ્ટા અજ્ઞાનીપુરૂષના જેવી જ દેખાતી હોવાથી જ્ઞાનીપુરૂષને વિષે વિભ્રમબુદ્ધિ થઈ આવે છે, અથવા જીવની જ્ઞાનીપુરૂષપ્રત્યે તે તે ચેષ્ટાનો વિકલ્પ આવ્યા કરે છે.

૮૩૪ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષની કોઇ વિકલ્પને ઉત્પન્ન કરવાવાળી ઉન્મત્તાદિ ભાવવાળી ચેષ્ટા જોવામાં આવે તો તેઓના પ્રત્યે નિશ્ચય રહી શકે ?

ઉત્તરઃ—બીજી બાજુઓથી જ્ઞાનીપુરૂષનો જો યથાર્થ નિશ્ચય થયો હોય, તો કોઇ વિકલ્પને ઉત્પન્ન કરવાવાળી એવી જ્ઞાનીની ઉન્મત્તાદિ ભાવવાળી ચેષ્ટા પ્રત્યક્ષ દીઠામાં આવે તોપણ બીજી બાજુના નિશ્ચયના બળને લીધે ચેષ્ટા અવિકલ્પપણાને ભજે છે, અથવા જ્ઞાનીપુરૂષની ચેષ્ટાનુ કોઇ અગમ્યપણુ જ એવું છે કે, અધુરી અવસ્થાએ કે અધુરા નિશ્ચયે જીવને વિભ્રમ તથા વિકલ્પનું કારણુ થાય છે, પણુ વાસ્તવ્યપણે તથા પુરા નિશ્ચયે, તે વિભ્રમ અને વિકલ્પ ઉત્પન્ન થવા યોગ્ય નથી; માટે આ જીવનો અધુરો જ્ઞાનીપુરૂષ પ્રત્યેનો નિશ્ચય છે, એ જ આ જીવનો દોષ છે. જ્ઞાનીપુરૂષ બધી રીતે અજ્ઞાની પુરૂષથી ચેષ્ટાપણે સરખા હોય નહિ અને જો હોય, તો પછી જ્ઞાની નથી, એવો નિશ્ચય કરવો તે યથાર્થ કારણ છે, તથાપિ જ્ઞાની અને અજ્ઞાની પુરૂષમાં કોઇ એવા વિલક્ષણ કારણોનો ભેદ છે કે, જેથી જ્ઞાનીનું અજ્ઞાનીનું એકપણું કોઇ પ્રકારે થાય નહિ. અજ્ઞાની છતા જ્ઞાનીનું સ્વરૂપ જે જીવ મનાવતો હોય, તે તે વિલક્ષણપણાદ્વારાએ નિશ્ચયમાં આવે છે; માટે જ્ઞાનીપુરૂષનું જે વિલક્ષણપણું છે, તે તો પ્રથમ નિશ્ચય વિચારવાયોગ્ય છે, અને જો તેવા વિલક્ષણુ કારણનું સ્વરૂપ જાણી જ્ઞાનીનો નિશ્ચય થાય છે, તો પછી અજ્ઞાની જેવી કવચિત્ જે જે જ્ઞાનીપુરૂષની ચેષ્ટા જોવામાં આવે છે, તેને વિષે નિર્વિકલ્પપણુ પ્રાપ્ત

ાય છે; તેમ નહિ તો જ્ઞાની પુરૂષની તે ચેષ્ટા તેને વિશેષ ભક્તિ અને સ્નેહનું કારણ થાય છે. પ્રત્યેક જીવ—એટલે જ્ઞાની, અજ્ઞાની જો બધી અવસ્થામાં સરખા જ હોય, તો પછી જ્ઞાની, અજ્ઞાની એ નામ માત્ર થાય છે, પણ તેમ હોવાયોગ્ય નથી. જ્ઞાનીપુરૂષ અને અજ્ઞાનીપુરૂષને વિષે અવસ્ય વિલક્ષણપણું હોવાયોગ્ય છે. જે વિલક્ષણપણું યથાર્થ નિશ્ચય થયે જીવને સમજવામાં આવે છે; જેનું કંઇક સ્વરૂપ અત્રે જણાવવાયોગ્ય છે; જ્ઞાનીપુરૂષ અને અજ્ઞાનીપુરૂષનું વિલક્ષણપણું જે પ્રકારે થાય છે, તે જણાવવાયોગ્ય છે; એક તો મૂળ દશા, અને બીજી ઉત્તરદશા. એવા બે ભાગ જીવની દશાના થઇ શકે છે.

૮૩૫ પ્રશ્ન.—પરમાર્થે-પરમાર્થ સ્વરૂપ જ્ઞાન તે શુ ?

ઉત્તરઃ—અમારો આશય તે જ્ઞાન વિષે લખવાનો વિશેષપણે અત્રે લાગ્યો છે. જે જ્ઞાનીપુરૂષે સ્પષ્ટ એવો આત્મા કોઇ અપૂર્વ લક્ષણે, ગુણે અને વેદનપણે અનુભવ્યો છે, અને તે જ પરિણામ જેના આત્માનુ થયુ છે, તે જ્ઞાની પુરૂષે, જો તે સુધારસસબંધી જ્ઞાન આપ્યુ હોય, તો તેનું પરિણામ પરમાર્થે પરમાર્થસ્વરૂપ છે.

૮૩૬ પ્રશ્ન—વ્યવહારે-પરમાર્થ સ્વરૂપજ્ઞાન તે શુ ?

ઉત્તર—જે પુરૂપ તે સુધારસને જ આત્મા જાણે છે, તેનાથી તે જ્ઞાનની પ્રાપ્તિ થઇ હોય, તો તે વ્યવહારે પરમાર્થસ્વરૂપ છે.

૮૩૭ પ્રશ્નઃ—પરમાર્થ-વ્યવહાર સ્વરૂપજ્ઞાન તે શુ ?

ઉત્તર—તે જ્ઞાન કદાપિ પરમાર્થ-પરમાર્થસ્વરૂપ એવા જ્ઞાનીએ ન આપ્યુ હોય, તોપણ તે જ્ઞાનીપુરૂષે, સન્માર્ગ સન્મુખ આકર્ષે એવો જે જીવને ઉપદેશ કર્યો હોય તે જીવનુ જ્ઞાન, તે પરમાર્થ-વ્યવહારસ્વરૂપ છે.

૮૩૮ પ્રશ્નઃ—વ્યવહારે-વ્યવહાર સ્વરૂપ જ્ઞાન તે શું ?

ઉત્તર.—તે સિવાય શાસ્ત્રાદિ જાણનાર સામાન્ય પ્રકારે માર્ગાનુસારી જેવી ઉપદેશક વાત કરે, તેવી શ્રદ્ધા, તે વ્યવહારે વ્યવહાર સ્વરૂપ છે. સુગમપણે સમજવા એમ ચાર પ્રકાર થાય છે.

૮૩૯ પ્રશ્નઃ—પરમાર્થ-પરમાર્થસ્વરૂપજ્ઞાનનું ફળ શું ?

ઉત્તરઃ—પરમાર્થ-પરમાર્થસ્વરૂપ એ નિકટ મોક્ષનો ઉપાય છે.

૮૪૦ પ્રશ્નઃ—પરમાર્થ-વ્યવહારસ્વરૂપ જ્ઞાનનુ ફળ શું ?

ઉત્તરઃ—પરમાર્થ-વ્યવહારસ્વરૂપ એ અનંતર-પરંપર સંબધે મોક્ષનો ઉપાય છે.

૮૪૧ પ્રશ્નઃ—વ્યવહાર-પરમાર્થસ્વરૂપ જ્ઞાનનું ફળ શું ?

ઉત્તર:—વ્યવહાર-વ્યવહારસ્વરૂપ તે, ઘણા કાળે કોઈ પ્રકારે પણ મોક્ષના સાધનના કારણભૂત થવાનો ઉપાય છે.

૮૪૨ પ્રશ્ન:—વ્યવહાર-વ્યવહારસ્વરૂપ જ્ઞાનનું ફળ શું ?

ઉત્તર:—વ્યવહાર-વ્યવહારસ્વરૂપનું ફળ આત્મપ્રત્યયી નથી સંભવતું. આ વાત હજુ કોઇ પ્રસંગે વિશેષપણે લખીશું એટલે વિશેષપણે સમજાશે, પણ આટલી સંક્ષેપતાથી વિશેષ ન સમજાય તો મુંઝાશો નહિ.

૮૪૩ પ્રશ્ન:—સુધારસ સબંધી જ્ઞાન કેવા પ્રકારના લક્ષણયુક્ત પુરૂષને ધ્યાનના એક ઉપાયરૂપ થાય છે ?

ઉત્તર:—લક્ષણથી, ગુણથી, અને વેદનથી જેને આત્મસ્વરૂપ જણાયું છે તેને ધ્યાનનો એ એક ઉપાય છે કે જેથી આત્મપ્રદેશની સ્થિરતા થાય છે, અને પરિણામ પણ સ્થિર થાય છે.

૮૪૪ પ્રશ્ન:—પવનની સ્થિરતા-શ્વાસોશ્વાસનો નિરોધ કોને કલ્યાણનો હેતુ થતો નથી.

ઉત્તર:—લક્ષણથી, ગુણથી, અને વેદનથી જેણે આત્મસ્વરૂપ જાણ્યુ નથી, એવા મુમુક્ષુ તેને, તે જ્ઞાનીપુરૂષે બતાવેલુ જો આ જ્ઞાન હોય, તો અનુક્રમે લક્ષણાદિનો બોધ સુગમપણે થાય છે.

૮૪૫ પ્રશ્ન:—મુખરસ અને તેનુ ઉત્પત્તિ ક્ષેત્ર કેવુ છે ?

ઉત્તર:—મુખરસ અને તેનું ઉત્પત્તિક્ષેત્ર એ કોઈ અપૂર્વ કારણરૂપ છે; એમ તમે નિશ્ચયપણે નિર્ધારજો.

૮૪૬ પ્રશ્ન:—પવનની સ્થિરતા-શ્વાસોશ્વાસનો નિરોધ કોને કલ્યાણનો હેતુ થતો નથી ?

ઉત્તર:—એક અજ્ઞાનપણે પવનની સ્થિરતા કરે છે, પણ શ્વાસોશ્વાસરોધ, નથી તેને કલ્યાણનો હેતુ થતો નથી.

૮૪૭ પ્રશ્ન:—શ્વાસોશ્વાસનો રોધ કેવા પ્રકારે કરવાથી આત્માને પ્રકટવાનો હેતુ થાય છે ?

ઉત્તર:—એક જ્ઞાનીની આજ્ઞાપૂર્વક શ્વાસોશ્વાસનો રોધ કરે છે તો તેને તે કારણથી જે સ્થિરતા આવે છે, તે આત્માને પ્રગટવાનો હેતુ થાય છે.

૮૪૮ પ્રશ્ન.—શ્વાસોશ્વાસની સ્થિરતા થવી સહજ વાત છે ? તેનો સુગમ ઉપાય શું ?

ઉત્તર:—શ્વાસોશ્વાસની સ્થિરતા થવી એ એક પ્રકારે ઘણી કઠણ વાત છે; તેનો સુગમ ઉપાય મુખરસ એકતાર કરવાથી થાય છે, માટે તે વિશેષ સ્થિરતાનું સાધન છે.

૮૪૯ પ્રશ્નઃ—સુધારસ સ્થિરતા પણ કયા કારણે કલ્યાણરૂપ થતી નથી ?

ઉત્તરઃ—સુધારસસ્થિરતા પણ તે અજ્ઞાનપણે ફળિભૂત થતી નથી, એટલે કલ્યાણરૂપ થતી નથી. તેમ તે બીજજ્ઞાનનું ધ્યાન પણ અજ્ઞાનપણે કલ્યાણરૂપ થતું નથી, એવો વિશેષ નિશ્ચય અમને ભાસ્યા કરે છે.

૮૫૦ પ્રશ્નઃ—સુધારસસ્થિરતા ક્યારે કલ્યાણરૂપ તેમ જ આત્મા પ્રગટવાનો ઉપાય થાય છે ?

ઉત્તર—જેણે વેદનપણે આત્મા જાણ્યો છે, તે જ્ઞાનીપુરૂષની આજ્ઞાએ તે કલ્યાણરૂપ થાય છે; અને આત્મા પ્રગટવાનો અત્યંત સુગમ ઉપાય થાય છે.

૮૫૧ પ્રશ્નઃ—આત્મા ચંદનવૃક્ષ છે એમ આપ કહો છો તે શી રીતે ?

ઉત્તરઃ—એક બીજી અપૂર્વ વાત પણ આ સ્થળે લખવાની સૂઝે છેઃ– આત્મા છે તે ચંદનવૃક્ષ છે. તેની સમીપે જે જે વસ્તુઓ વિશેષપણે રહી હોય, તે તે વસ્તુ તેની સુગંધનો (?) વિશેષ બોધ કરે છે. જે વૃક્ષ ચંદનથી વિશેષ સમીપ હોય તે વૃક્ષમાં, ચંદનની ગંધ વિશેષપણે સ્ફુરે છે. જેમ જેમ આઘેના વૃક્ષ હોય, તેમ તેમ સુગંધ મંદ પરિણામને ભજે છે; અને અમુક મર્યાદા પછી અસુગંધરૂપ વૃક્ષોનું ફળ આવે છે; અર્થાત્ ચંદન, પછી તે સુગંધપરિણામ કરતું નથી. તેમ આ આત્મા વિભાવ પરિણામને ભજે છે ત્યાંસુધી, તેને ચંદનવૃક્ષ કહીએ છીએ, અને સૌથી તેને અમુક અમુક સૂક્ષ્મ વસ્તુનો સબંધ છે, તેમાં તેની છાયા(?)રૂપ સુગંધ વિશેષ પડે છે; જેનુ ધ્યાન જ્ઞાનીની આજ્ઞાએ થવાથી આત્મા પ્રગટે છે. પવન કરતાં પણ સુધારસ છે તેમા, આત્મા વિશેષ સમીપપણે વર્તે છે; માટે તે. આત્માની વિશેષ છાયા (?) સુગંધનો ધ્યાન કરવાયોગ્ય ઉપાય છે. આ પણ વિશેષપણે સમજવા યોગ્ય છે.

૮૫૨ પ્રશ્નઃ—તીર્થંકર કોને પોતાના માર્ગથી બહાર કહે છે ?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષને મળીને જે સંસારને ભજે છે તેને, તીર્થંકર પોતાતા માર્ગથી બહાર કહે છે.

૮૫૩ પ્રશ્નઃ—"કદાપિ જ્ઞાનીપુરૂષને મળીને સંસાર ભજે છે તે સર્વ તીર્થંકરના માર્ગથી બહાર કહેવા યોગ્ય હોય તો શ્રેણિકાદિકને વિષે મિથ્યાત્વનો સંભવ થાય છે—અને વિસંવાદપણું પ્રાપ્ત થાય છે.

તે વિસંવાદપણાથી યુક્ત એવું વચન જો તીર્થંકરનું હોય તો તે તીર્થંકર કહેવાયોગ્ય નથી."–આપ આ વિચારને માટે શું કહો છો?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષને મળીને જે આત્મભાવે, સ્વછંદપણે, કામનાએ કરી, રસે કરી, જ્ઞાનીમાં વચનની ઉપેક્ષા કરી, અનુપયોગ પરિણામી થઇ સંસારને ભજે છે, તે પુરૂષ તીર્થંકરના માર્ગથી બહાર છે; એમ કહેવાનો તીર્થંકરનો આશય છે.

૮૫૪ પ્રશ્નઃ—જ્ઞાની પુરૂષને પણ પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતાં નથી? અભોગવ્યે નિવૃત્ત થાય એવી જ્ઞાનીની ઇચ્છા હોય છે?

ઉત્તરઃ—આટલી વાતનો નિશ્ચય રાખવો યોગ્ય છે કે, જ્ઞાનીપુરૂષને પણ પ્રારબ્ધકર્મ ભોગવ્યાવિના નિવૃત્ત થતા નથી, અને અભોગવ્યે નિવૃત્ત થવાને વિષે જ્ઞાનીને કંઈ ઇચ્છા નથી.

૮૫૫ પ્રશ્નઃ—જ્ઞાની શિવાય બીજા જીવને પ્રારબ્ધકર્મ નથી હોતાં? જ્ઞાની અને બીજા જીવના પ્રારબ્ધકર્મ વચ્ચે ભેદ છે? હોય તો કેવા પ્રકારે?

ઉત્તરઃ—જ્ઞાની શિવાય બીજા જીવને પણ એવાં કેટલાક કર્મ છે, કે જે ભોગવ્યે જ નિવૃત્ત થાય, અર્થાત્ તે પ્રારબ્ધ જેવાં હોય છે; તથાપિ ભેદ એટલો છે કે, જ્ઞાનીની પ્રવૃત્તિ પૂર્વોપાર્જિત કારણથી માત્ર છે, અને બીજાની પ્રવૃત્તિમાં ભવિષ્યસંસારનો હેતુ છે; માટે જ્ઞાનીનું પારબ્ધ જુદું પડે છે એ પ્રારબ્ધનો એવો નિર્ધાર નથી, કે તે નિવૃત્તિરૂપે જ ઉદય આવે. જેમ કૃષ્ણાદિક જ્ઞાનીપુરૂષ, કે જેને પ્રવૃત્તિરૂપ પ્રારબ્ધ છતા જ્ઞાનદશા હતી,–જેમ ગૃહઅવસ્થામા શ્રી તીર્થંકર.

૮૫૬ પ્રશ્નઃ—પ્રારબ્ધ નિવૃત્ત થવુ શાથી સંભવે છે?

ઉત્તરઃ—પ્રારબ્ધ નિવૃત્ત થવું તે માત્ર ભોગવ્યાથી સંભવે છે.

૮૫૭ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષની કેટલીક પ્રારબ્ધ સ્થિતિ એવી નથી હોતી કે જેથી જીવોને અંદેશાનો હેતુ થાય? આવી સ્થિતિમા જ્ઞાની પુરૂષો કેમ વર્ત્તે છે?

ઉત્તરઃ—કેટલીક પ્રારબ્ધસ્થિતિ એવી છે, કે જે જ્ઞાનીપુરૂષને વિષે તેના સ્વરૂપ માટે જીવોને અંદેશાનો હેતુ થાય, અને તે માટે થઈ જ્ઞાનીપુરૂષો ઘણું કરી જડ–મૌન–દશા રાખી પોતાનું જ્ઞાનીપણું અસ્પષ્ટ રાખે છે.

૮૫૮ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષની દશા કોઇને સ્પષ્ટ જાણવામાં આવે અને પાછું જ્ઞાનીપુરૂષનું વિચિત્ર પ્રારબ્ધ દેખાય તો તેને અંદેશાનો હેતુ થતો નથી?

ઉત્તરઃ—પ્રારબ્ધવશાત્ તે દશા કોઇને સ્પષ્ટ જાણવામાં આવે, તો પછી તે જ્ઞાનીપુરૂષનુ વિચિત્ર પ્રારબ્ધ, તેને અંદેશાનો હેતુ થતુ નથી.

૮૫૯ પ્રશ્નઃ—આપનો આત્મોપયોગ કોઈ પ્રસંગે અપ્રધાનપણું ભજતો જોવામાં આવે છે ?

ઉત્તરઃ—જે કઈ ઉપાધિ કરાય છે, તે કંઈ સ્વપણાને કારણે કરવામાં આવતી નથી, તેમ કરાતી નથી. જે કારણે કરાય છે, તે કારણ અનુક્રમે વેદવાયોગ્ય એવું પ્રારબ્ધકર્મ છે. જે કઇ ઉદય આવે તે, અવિસંવાદપરિણામે વેદવું એવું જે જ્ઞાનીનું બોધન છે તે, અમારે વિષે નિશ્ચળ છે, એટલે તે પ્રકારે વેદીએ છીએ; તથાપિ ઇચ્છા તો એમ રહે છે કે, અલ્પકાળને વિષે, એક સમયને વિષે જો તે ઉદય અસત્તાને પામતો હોય, તો અમે આ બધામાથી ઉઠી ચાલ્યા જઇએ; એટલી આત્માને મોકળાશ વર્તે છે, તથાપિ નિદ્રાકાળ, ભોજનકાળ, તથા અમુક છૂટક કાળ શિવાય ઉપાધિનો પ્રસંગ રહ્યા કરે છે, અને કંઈ ભિન્નાતર થતુ નથી, તોપણ આત્મોપયોગ કોઇ પ્રસગે પણ અપ્રધાનપણું ભજતો જોવામાં આવે છે, અને તે પ્રસંગે મૃત્યુના શોકથી અત્યંત અધિક શોક થાય છે, એમ નિઃસંદેહ છે.

૮૬૦ પ્રશ્ન—આપ શા કારણે ઉપાધિ ભજો છો ?

ઉત્તર.—ગૃહસ્થપ્રત્યયી પ્રારબ્ધ જ્યાસુધી ઉદયમા વર્તે ત્યાંસુધીમાં, સર્વથા અયાચકપણાને ભજતું ચિત્ત રહેવામાં જ્ઞાનીપુરૂષોનો માર્ગ રહેતો હોવાથી, આ ઉપાધિ ભજીએ છીએ. જો તે માર્ગની ઉપેક્ષા કરીએ તોપણ જ્ઞાનીને વિરાધીએ નહિ એમ છે, છતાં ઉપેક્ષા થઇ શકતી નથી. જો ઉપેક્ષા કરીએ તો ગૃહસ્થપણુ પણ વનવાસીપણે ભજાય એવો, આકરો વૈરાગ્ય વર્તે છે.

૮૬૧ પ્રશ્નઃ—તીર્થંકર વારંવાર શું ઉપદેશ કરતા હતા ?

ઉત્તરઃ—તીર્થંકર, વારવાર, નીચે કહ્યો છે તે, ઉપદેશ કરતા હતાઃ—"હે જીવો ! તમે બુઝો, સમ્યક્ પ્રકારે બુઝો, મનુષ્યપણું મળવું ઘણું દુર્લભ છે; અને ચારે ગતિને વિષે ભય છે એમ જાણો. અજ્ઞાનથી સદ્‌વિવેક પામવો દુર્લભ છે એમ, સમજો. આખો લોક એકાંત દુઃખે કરીને બળે છે એમ, જાણો; અને સર્વ જીવ પોતપોતાનાં કર્મે કરી વિપર્યાસપણું અનુભવે છે, તેનો વિચાર કરો."—(સુયગડાંગ, અધ્યયન ૭ મુ, ૧૩.) સર્વ દુઃખથી મુક્ત થવાનો અભિપ્રાય જેનો થયો હોય, તે પુરૂષે આત્માને ગવેષવો, અને આત્મા ગવેષવો હોય તેણે, યમનિયમાદિક સર્વ સાધનનો આગ્રહ અપ્રધાન કરી, સત્સંગને ગવેષવો; તેમ જ ઉપાસવો. સત્સંગની ઉપાસના કરવી હોય તેણે, સંસા-

રને ઉપાસવાનો આત્મભાવ સર્વથા ત્યાગવો. પોતાના સર્વ અભિપ્રાયનો ત્યાગ કરી, પોતાની સર્વ શક્તિએ તે સત્સગની આજ્ઞાને ઉપાસવી. તીર્થંકર એમ કહે છે કે, જે કોઇ તે આત્મા ઉપાસે છે તે, અવશ્ય સત્સંગને ઉપાસે છે; એમ જે સત્સંગને ઉપાસે છે તે, અવશ્ય આત્માને ઉપાસે છે, અને આત્માને ઉપાસનાર સર્વ દુઃખથી મુક્ત થાય છે.–(દ્વાદશાંગીનું સળંગ સૂત્ર.)

૮૬૨ પ્રશ્ન:—આપે પ્રથમમાં જે અભિપ્રાય દર્શાવ્યો છે તે ગાથા સૂયગડાંગમા કઇ છે?

ઉત્તર:—પ્રથમમાં જે અભિપ્રાય દર્શાવ્યો છે, તે ગાથા સૂયગડાગમાં નીચે પ્રમાણે છે:—

સંબુજ્ઝહા જંતવો માણુસત્તં, દુટ્ઠુંભયં યાલિસેણં અલંભો;
એગંતદુખ્ખે જરિએવ લોએ, સકમ્મણા વિપરિયા સુભિંતિ.

૮૬૩ પ્રશ્ન:—કયો પુરૂષ નમન કરવા યોગ્ય, કીર્તન કરવા યોગ્ય, પરમ પ્રેમે ગુણગ્રામ કરવા યોગ્ય, અને ફરી ફરી વિશિષ્ટ પરિણામે ધ્યાન કરવા યોગ્ય છે?

ઉત્તર:—તે પુરૂષ નમન કરવા યોગ્ય છે, કીર્તન કરવા યોગ્ય છે, પરમ પ્રેમે ગુણગ્રામ કરવા યોગ્ય છે, ફરી ફરી વિશિષ્ટ આત્મપરિણામે ધ્યાવન કરવા યોગ્ય છે, કે જે પુરૂપને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી કોઈ પણ પ્રકારનુ પ્રતિબધપણું વર્તતું નથી.

૮૬૪ પ્રશ્ન:—આપની નિશ્ચયદશા હાલમા કેવી વર્તે છે?

ઉત્તર:—ચિત્તને વિષે આ ઉપાધિયોગ આરાધીએ છીએ, ત્યારથી જેવું મુક્તપણું વર્તે છે, તેવુ મુક્તપણુ અનુપાધિપ્રસંગમાં પણ વર્તતું નહોતું. એવી નિશ્ચયદશા* માગશર શુદ ૬ થી એક ધારાએ વર્તી આવી છે.

૮૬૫ પ્રશ્ન:—મુમુક્ષુ જીવને આ કાળને વિષે સસારની પ્રતિકૂળ દશા પ્રાપ્ત થવાનુ ફળ શુ?

ઉત્તર:—અમારા ચિતમા તો એમ આવે છે કે, મુમુક્ષુજીવને આ કાળને વિષે સસારની પ્રતિકૂળ દશાઓ પ્રાપ્ત થવી તે, તેને સંસારથી તરવા બરાબર છે. અનંતકાળથી અભ્યાસેલો એવો આ સંસાર, સ્પષ્ટ વિચારવાનો વખત પ્રતિકૂળ પ્રસંગે વિશેષે હોય છે; એ વાત નિશ્ચય કરવાયોગ્ય છે.

૮૬૬ પ્રશ્ન:—વ્યવહારિક પ્રસંગોમાં સુખ દુઃખની કલ્પના થાય છે તેનું કેમ કરવું?

---

* આ પ્રસંગ સંવત્ ૧૯૪૯ ની સાલનો છે—સંશોધક.

ઉત્તરઃ—વ્યાવહારિક પ્રસંગોનું નિત્ય ચિત્રવિચિત્રપણું છે. માત્ર કલ્પનાએ તેમાં સુખ અને કલ્પનાએ દુઃખ; એવી તેની સ્થિતિ છે. અનુકૂળ કલ્પનાએ તે અનુકૂળ ભાસે છે; પ્રતિકૂળ કલ્પનાએ તે પ્રતિકૂળ ભાસે છે અને જ્ઞાનીપુરૂષે તે બેય કલ્પના કરવાની ના કહી છે; વિચારવાનને શોક ઘટે નહિ; એમ શ્રી તીર્થંકર કહેતા હતા.

૮૬૭. પ્રશ્નઃ—આપ કયા તીર્થંકરદેવને કઇ રીતે નમસ્કાર કરો છો?

ઉત્તરઃ—જે તીર્થંકરદેવે સ્વરૂપસ્થ આત્માપણે થઈ, વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે, તે તીર્થંકરને બીજી સર્વ અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ.

૮૬૮. પ્રશ્નઃ—શા કારણે આપ તીર્થંકરના વચનને નમસ્કાર કરો છો?

ઉત્તરઃ—પૂર્વે ઘણા શાસ્ત્રોનો વિચાર કરવાથી તે વિચારના ફળમાં સત્પુરૂષને વિષે જેના વચનોથી ભક્તિ ઉત્પન્ન થઇ છે, તે તીર્થંકરનાં વચનને નમસ્કાર કરીએ છીએ.

૮૬૯. પ્રશ્નઃ—શા કારણે આપ તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરો છો?

ઉત્તરઃ—ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપ પુરૂષવિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઇ, તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ.

૮૭૦. પ્રશ્નઃ—શા કારણે આપ તીર્થંકરનાં ઉદ્દેશવચનને નમસ્કાર કરો છો?

ઉત્તરઃ—ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે–તે જીવ પ્રાપ્ત થવા અર્થે–યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે, પ્રાપ્તિ ન થઇ, તે જીવ જેવડે સહજ પ્રાપ્ત થાય છે, તેજ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે, તે તીર્થંકરનાં ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છીએ.

૮૭૧. પ્રશ્નઃ—આપ આપના કોઈ આત્મિકબંધનથી સંસારમાં રહ્યા નથી?

ઉત્તર—કોઈપણ જાતનાં અમારાં આત્મિકબંધનને લઇને અમે સંસારમાં રહ્યા નથી. સ્ત્રી જે છે તેનાથી પૂર્વે બંધાયલું ભોગકર્મ નિવૃત્ત કરવું છે; કુટુંબ છે તેનું, પૂર્વનું કરેલું કરજ આપી નિવૃત્ત થવા અર્થે રહ્યા છીએ; તે સિવાયના જે જે કંઇ પ્રસંગ છે, તે તેની

અંદર શમાઇ જાય છે. તનને અર્થે, ધનને અર્થે, ભોગને અર્થે, સુખને અર્થે, સ્વાર્થને અર્થે કે કોઈ જાતનાં આત્મિકબંધનથી અમે સંસારમાં રહ્યા નથી. આવો જે અંતરનો ભેદ, તે જે જીવને નિકટપણે મોક્ષ વર્તતો ન હોય તે જીવ કેમ સમજી શકે? દુઃખના ભયથી પણ સંસારમાં રહેવું રાખ્યું છે, એમ નથી. માન અપમાનનો તો, કંઇ ભેદ છે તે, નિવૃત્ત થઈ ગયો છે.

૮૭૨. પ્રશ્નઃ—અમો *વ્રતપૂર્વક વર્તતા દંપતિએ કેમ વર્તવું?

ઉત્તરઃ—"જ્ઞાનીપુરૂષપ્રત્યે અભિન્ન બુદ્ધિ થાય એ, કલ્યાણવિષેનો મોટો નિશ્ચય છે," એવો સર્વ મહાત્મા પુરૂષોનો અભિપ્રાય જણાય છે. તમે તથા તે અન્ય વેદે જેનો દેહ હાલ વર્તે છે, તે બેય જ્ઞાનીપુરૂષપ્રત્યે જેમ અભિન્નતા વિશેષ નિર્મળપણે આવે તે પ્રકારની વાત પ્રસગોપાત કરો તે, યોગ્ય છે, અને પરસ્પરમાં એટલે, તેઓ અને તમ વચ્ચે, નિર્મળ હેત વર્તે તેમ પ્રવર્તવામા બાધ નથી, પણ તે હેત જાત્યાંતર થવું યોગ્ય છે. જેવુ સ્ત્રી, પુરૂષને કામાદિકારણે હેત હોય છે, તેવું હેત નહિ, પણ જ્ઞાનીપુરૂષપ્રત્યે બન્નેનો ભક્તિરાગ છે એવું. બેય, એક ગુરૂપ્રત્યેનુ શિષ્યપણું જોઇ, અને નિરંતરનો સત્સંગ રહ્યા કરે છે એમ જાણી, ભાઈ જેવી બુદ્ધિએ–તેવે હેતે–વર્તો તે વાત વિશેષ યોગ્ય છે. જ્ઞાનીપુરૂષપ્રત્યેનો ભિન્નભાવ સાવ ટાળવો યોગ્ય છે.

૮૭૩. પ્રશ્નઃ—આત્માને સમાધિ થવા માટે "સુધારસ" કેવો આધાર છે? તેને "બીજજ્ઞાન" કહી શકાય?

ઉત્તરઃ—આત્માને સમાધિ થવા માટે–આત્મસ્વરૂપમાં સ્થિતિ માટે "સુધારસ" કે જે મુખને વિષે વરસે છે, તે એક અપૂર્વ આધાર છે, માટે કોઇ રીતે તેને "બીજજ્ઞાન" કહો તો હરકત નથી; માત્ર એટલો ભેદ છે કે, તે જ્ઞાન જ્ઞાનીપુરૂષ, કે જે તેથી આગળ આત્મા છે એમ, જાણનાર હોવો જોઇએ.

૮૭૪. પ્રશ્નઃ—દ્રવ્યથી દ્રવ્ય મળતુ નથી એવા જ્ઞાને કર્તવ્ય કહી શકાય?

ઉત્તરઃ—દ્રવ્યથી દ્રવ્ય મળતુ નથી, એમ જાણનારને કંઇ કર્તવ્ય કહી શકાય નહિ. પણ તે ક્યારે? સ્વદ્રવ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે યથાવસ્થિત સમજાયે–સ્વદ્રવ્યસ્વરૂપ પરિણામે પરિણમી અન્ય દ્રવ્ય પ્રત્યે કેવળ ઉદાસ થઇ, કૃતકૃત્ય થયે–કંઈ કર્તવ્ય રહેતુ નથી; એમ ઘટે છે;–અને એમ જ છે.

---

* બ્રહ્મચર્ય વ્રત.

૮૭૫ પ્રશ્નઃ—સત્પુરૂષના વૈરાગ્યને સાંભળ્યા છતાં જીવ કાળનો વિશ્વાસ કરે છે તેનું શું કારણ?

ઉત્તરઃ—"માથે રાજા વર્તે છે," એટલા વાક્યના ઉહાપોહ (વિચાર)થી ગર્ભશ્રીમંત એવા શ્રી શાલીભદ્ર, તે કાળથી સ્ત્રિયાદિ પરિચયને ત્યાગવારૂપ પ્રારંભ ભજતા હવા. "નિત્ય પ્રત્યે એકેક સ્ત્રીને ત્યાગી, અનુક્રમે બત્રીસ સ્ત્રીઓને ત્યાગવા ઇચ્છે છે એવો, બત્રીસ દિવસ સુધીનો કાળપારધીનો ભરૂંસો, શ્રીશાલીભદ્ર કરે છે, એ મોટું આશ્ચર્ય છે," એવાં વચનો શ્રીધનાભદ્રથી સ્વાભાવિક વૈરાગ્યે ઉદ્ભવ થતાં હવાં. "તમે એમ કહો છો, તે જો કે મને માન્ય છે, તથાપિ તે પ્રકારે આપ પણ ત્યાગવાને દુર્લભ છો;" એવાં સહજ વચન તે ધનાભદ્રપ્રત્યે શાલીભદ્રની બ્હેન અને તે ધનાભદ્રની પત્ની કહેતી હવી. જે સાભળી કોઇ પ્રકારના ચિત્તક્લેશ પરિણમવ્યા વગર તે શ્રી-ધનાભદ્ર તે જ સમયે ત્યાગને ભજતા હવા, અને શ્રી શાલીભદ્ર કહેતા હવા કે 'તમે શા વિચારે કાળના વિશ્વાસને ભજો છો?' તે શ્રવણ કરી જેનું ચિત્ત આત્મારૂપ છે, એવા તે શ્રીશાલીભદ્ર અને ધનાભદ્ર 'જાણે કોઈ દિવસે કંઈ પોતાનું કર્યું નથી,' એવા પ્રકારથી ગૃહાદિ ત્યાગ કરી ચાલ્યા જતા હવા. આવા સત્પુરૂષના વૈરાગ્યને સાંભળ્યા છતાં આ જીવ ઘણા વર્ષના આગ્રહે કાળનો વિશ્વાસ કરે છે, તે કિયા બળે કરતો હશે? તે વિચારી જોવાયોગ્ય છે.

૮૭૬ પ્રશ્નઃ—આપ વ્યવહારમાં બેઠાં વાણીનું સંયમન રાખો છો?

ઉત્તરઃ—વાણીનું સંયમન શ્રેયરૂપ છે, તથાપિ વ્યવહારનો સંબંધ એવા પ્રકારનો વર્તે છે કે, કેવલ તેવું સંયમન રાખીએ તો પ્રસંગમાં આવતા જીવોને ક્લેશનો હેતુ થાય; માટે બહુ કરી સપ્રયોજન સિવા-યમાં સંયમન રાખવું થાય, તો તેનું પરિણામ કોઇ પ્રકારે શ્રેયરૂપ થવું સંભવે છે. "જીવનું મૂઢપણું ફરી ફરી, ક્ષણે ક્ષણે પ્રસંગે પ્રસંગે, વિચારવામાં જો સચેતપણું ન રાખવામાં આવ્યું, તો આવો જોગ બન્યો તે, વૃથા છે."

૮૭૭ પ્રશ્નઃ—આપ હાલમાં કંઈ લખવાનું કરો છો?

ઉત્તરઃ—હાલ વિશેષપણેકરી લખવાનું થતું નથી તેમાં, ઉપાધિ કરતાં ચિત્તનું સંક્ષેપપણું વિશેષ કારણરૂપ છે. (ચિત્તનું ઇચ્છારૂપ-માં કંઈ પ્રવર્ત્તન થવું, પ્રાયે સંક્ષેપ—ન્યૂન—થાય તે સંક્ષેપપણું અત્રે કહ્યું છે.)

૮૭૮ પ્રશ્નઃ—આપે એમ વેદ્યું છે કે, જ્યાં કંઇ પણ પ્રમત્ત-દશા હોય ત્યાં જગત્પ્રત્યયી કામનો આત્માને અવકાશ ઘટે છે? અને

જ્યાં કેવળ અપ્રમત્તતા વર્તે છે ત્યાં આત્મા સિવાય કોઇ ભાવનો અવકાશ વર્તે નહિ ?

ઉત્તરઃ—અત્રે એમ વેદ્યું છે કે, જ્યાં કંઇ પણ પ્રમત્તદશા હોય છે ત્યાં, જગત્પ્રત્યયી કામનો આત્માને વિષે અવકાશ ઘટે છે. જ્યાં કેવળ અપ્રમત્તતા વર્તે છે, ત્યાં આત્મા સિવાય બીજા કોઇ પણ ભાવનો અવકાશ વર્તે નહિ.

૮૭૯ પ્રશ્નઃ—આપને સ્વાનુભવપૂર્વક એમ લાગે છે કે, તીર્થંકરાદિને સંપૂર્ણ જ્ઞાન પામ્યા પછી દેહક્રિયાએ દેખાવા છતા અવકાશ પામી શકે એવી ક્રિયા ન હોય ?

ઉત્તરઃ—તીર્થંકરાદિક, સંપૂર્ણ એવું જ્ઞાન પામ્યા પછી, કોઈ જાતની દેહક્રિયાઓ સહિત દેખાવાનું બન્યુ છે, તથાપિ આત્મા, એ ક્રિયાનો અવકાશ પામે તો જ કરી શકે એવી કોઈ ક્રિયા, તે જ્ઞાન પછી હોઇ શકે નહિ; અને તો જ તા સંપૂર્ણ જ્ઞાન ઘટે; એવો અસંદેહ જ્ઞાનીપુરૂષોનો નિર્ધાર છે, એમ અમને લાગે છે. જ્વરાદિ સંગમાં કંઈ સ્નેહ જેમ ચિત્તને નથી થતો, તેમ આ ભાવોને વિષે પણ વર્તે છે;—લગભગ સ્પષ્ટ વર્તે છે, અને તેના પ્રતિબંધના રહિતપણાનો વિચાર થયા કરે છે.

૮૮૦ પ્રશ્નઃ—કવિતા કયા અર્થે આરાધવા યોગ્ય છે ?

ઉત્તરઃ—કવિતા કવિતાર્થે આરાધવાયોગ્ય નથી,—સંસારાર્થે આરાધવાયોગ્ય નથી. ભગવદ્ભજનાર્થે—આત્મકલ્યાણાર્થે-જો તેનુ પ્રયોજન થાય, તો જીવને તે ગુણની ક્ષયોપશમતાનુ ફળ છે.

૮૮૧ પ્રશ્નઃ—કેવી વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી ?

ઉત્તરઃ—જે વિદ્યાથી ઉપશમ ગુણ પ્રગટયો નહિ, કે સમાધિ થઈ નહિ, તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી.

૮૮૨ પ્રશ્નઃ—તીર્થંકરદેવ 'કર્મ' અને અકર્મ કોને કહે છે ? અજ્ઞાની જ્ઞાનીનું સ્વરૂપ આ ભેદથી છે ?

ઉત્તરઃ—"પ્રમાદને તીર્થંકરદેવ 'કર્મ' કહે છે, અને અપ્રમાદને તેથી બીજુ એટલે અકર્મરૂપ એવું 'આત્મસ્વરૂપ' કહે છે. તેવા ભેદના પ્રકારથી અજ્ઞાની અને જ્ઞાનીનુ સ્વરૂપ છે. (કહ્યુ છે.)"

૮૮૩ પ્રશ્નઃ—કયો જીવ જે કુળમાં જન્મ થયો છે તેમાં નિમગ્ન રહે છે ?

ઉત્તરઃ—"જે કુળને વિષે જન્મ થયો છે, અને જેના સહવા-

સમાં જીવ વસ્યો છે ત્યાં, અજ્ઞાની એનો આ જીવ તે, મમતા કરે છે; અને તેમાં નિમગ્ન રહ્યા કરે છે."

૮૮૪ પ્રશ્ન:—જ્ઞાનીપુરૂષોએ સર્વ ધર્મનો આધાર કોને કહ્યો છે?

ઉત્તર:—" જે જ્ઞાનીપુરૂષો ભૂતકાળને વિષે થઈ ગયા છે, અને જે જ્ઞાનીપુરૂષો ભાવિકાળને વિષે થશે, તે સર્વ પુરૂષોએ 'શાંતિ' ( બધા વિભાવપરિણામથી થાકવું-નિવૃત્ત થવું-તે ) ને સર્વ ધર્મનો આધાર કહ્યો છે. જેમ ભૂતમાત્રને પૃથ્વી આધારભૂત છે; અર્થાત્ પ્રાણીમાત્ર પૃથ્વીના આધારથી સ્થિતિવાળાં છે-તેનો આધાર પ્રથમ તેમને હોવો યોગ્ય છે-તેમ, સર્વ પ્રકારનાં કલ્યાણનો આધાર, પૃથ્વીની પેઠે, 'શાંતિ'ને જ્ઞાનીપુરૂષે કહ્યો છે."

૮૮૫ પ્રશ્ન:—આપે કોઇ સહેજાનંદ સંપ્રદાયનો "શિક્ષાપત્ર ગ્રંથ" જોયો છે? તેમા શાનું પ્રયોજન છે? તે એકંદરે કેવો ગ્રંથ છે?

ઉત્તર:—" શિક્ષાપત્ર ગ્રંથ "માં ભક્તિનું પ્રયોજન છે. ભક્તિના આધારરૂપ એવા વિવેક, ધૈર્ય અને આશ્રય એ ત્રણ ગુણનુ તેમાં વિશેષ પોષણ કર્યું છે, તેમાં ધૈર્ય અને આશ્રયનું પ્રતિપાદન વિશેષ સમ્યક્ પ્રકારે છે; જે વિચારી મુમુક્ષુ જીવે સ્વગુણ કરવા યોગ્ય છે.

૮૮૬ પ્રશ્ન:—આ " શિક્ષાપત્રગ્રંથ "મા શ્રી કૃષ્ણાદિકનો પ્રસંગ આવે છે તે યોગ્ય છે?

ઉત્તર:—શ્રીકૃષ્ણાદિનો પ્રસગ એમા જે જે આવે છે તે, કવ-ચિત્ સંદેહનો હેતુ થાય એવો છે, તથાપિ તેમા શ્રીકૃષ્ણનું સ્વરૂપ સમજ્યાફેર ગણી, ઉપેક્ષિત રહેવાયોગ્ય છે. કેવળ હિતબુદ્ધિથી વાંચવા-વિચારવામાં મુમુક્ષુનું પ્રયોજન હોય છે.

૮૮૭ પ્રશ્ન:—" શિક્ષાપત્રગ્રંથ " વાચવા-વિચારવામાં કંઈ અડચણ નથી?

ઉત્તર:—' શ્રી શિક્ષાપત્ર ગ્રંથ ' વાંચવા-વિચારવામાં કઇ અડ-ચણ નથી; જ્યા કોઈ અંદેશાનો હેતુ હોય, ત્યા વિચારવું અથવા સમાધાન પૂછાવવાયોગ્ય હોય, તો પૂછવામાં પ્રતિબંધ નથી.

૮૮૮ પ્રશ્ન:—સુદર્શન શેઠનો જે પ્રસંગ જૈનશાસ્ત્રોમા છે તે સુદર્શન શેઠ પુરૂષ હતા છતાં તેઓ રાણીના વિશેષ આગ્રહે કામથી અજાગ્રત રહી શકત?

ઉત્તર:—સુદર્શન શેઠ પુરૂષ ધર્મમા હતા, તથાપિ રાણીના સ-માગમમાં તે અવિકળ હતા. અત્યંત આત્મબળે કામ ઉપશમાવવાથી કામેંદ્રિયને વિષે અજાગ્રતપણું જ સંભવે છે, અને તે વખતે રાણીએ,

કદાપિ તેના દેહનો પરિચય કરવા ઇચ્છા કરી હોત તોપણ કામની જાગ્રતિ શ્રી સુદર્શનમાં જોવામાં આવત નહિ, એમ અમને લાગે છે.

૮૮૯ પ્રશ્ન:—ગૃહવ્યવહારમાં વર્તતા મુમુક્ષુથી અખંડ નીતિ-પૂર્વક ન વર્તાય તો કેમ? તો શું ઉપદેશાદિનું નિષ્ફળપણું થાય?

ઉત્તર:—જે મુમુક્ષુ જીવ, ગૃહસ્થવ્યવહારમાં વર્તતા હોય, તેણે તો અખંડ નીતિનુ મૂળ પ્રથમ આત્મામાં સ્થાપવું જોઇએ; નહિ તો ઉપદેશાદિનુ નિષ્ફળપણું થાય છે.

૮૯૦ પ્રશ્ન:—" નીતિ " એટલે શુ?

ઉત્તર:—દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમાં સાંગોપાંગ ન્યાયસંપન્ન રહેવુ તેનું નામ 'નીતિ' છે.

૮૯૧ પ્રશ્ન:—" નીતિ " કઈ હદ સુધી પ્રાપ્ત થાય તો ત્યાગ વૈરાગ્ય ખરા સ્વરૂપમાં ક્યારે પ્રગટે છે? શુ ' નીતિ 'થી જ સર્વ વૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે?

ઉત્તર:—એ નીતિ મૂકતાં પ્રાણ જાય એવી દશા આવ્યે ત્યાગ, વૈરાગ્ય ખરા સ્વરૂપમાં પ્રગટે છે; અને તે જ જીવને સત્પુરૂષના વચનનું તથા આજ્ઞાધર્મનુ અદ્દભુત સામર્થ્ય, મહાત્મ્ય અને રહસ્ય સમજાય છે. અને સર્વ વૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

૮૯૨ પ્રશ્ન:—દેશ, કાળ, સગ આદિનો મને વિપરીત ગેગ હોઇ નીતિ આદિ ધર્મોમાં વર્તવું બહુ મુશ્કેલ પડે છે તેનુ કેમ કરવુ?

ઉત્તર:—દેશ, કાળ, સંગ આદિનો વિપરીત ગેગ ઘણું કરીને તમને વર્તે છે, માટે વારંવાર-પળે પળે, તથા કાર્યે કાર્યે સાવચેતીથી નીતિ આદિ ધર્મોમાં વર્તવું ઘટે છે.

૮૯૩ પ્રશ્ન:—જે જીવ કલ્યાણની ઇચ્છા રાખે છે તેને સર્વથા નીતિ જોઇએ જ? શું આપ પ્રથમ ભૂમિકામાં નીતિને મુખ્ય આ-ધાર ગણો છો?

ઉત્તર:—તમારી પેઠે જે જીવ કલ્યાણની આકાંક્ષા રાખે છે, અને પ્રત્યક્ષ સત્પુરૂષનો નિશ્ચય છે તેને, પ્રથમ ભૂમિકામાં એ નીતિ મુખ્ય આધાર છે.

૮૯૪ પ્રશ્ન:—આપ નીતિને અંગે સત્પુરૂષને વંચવા બરોબર કહો છે તે કેવા પ્રકારે? સત્પુરૂષનો નિશ્ચય છે એમ પોતાને માન-નારને વિષે નીતિનું બળવાનપણું ન હોય તો તેને આપ જ્ઞાની પુરૂષને છેતરવાપણું કહો છો?

ઉત્તર:—જે જીવ સત્પુરૂષનો નિશ્ચય થયો છે એમ માને છે,

તેને વિષે ઉપર કહી તે નીતિનું જો બળવાનપણું ન હોય, અને કલ્યાણની યાચના કરે તથા વાર્ત્તા કરે, તો એ નિશ્ચય માત્ર સત્પુરૂષને વંચવા બરોબર છે; જો કે, સત્પુરૂષ તો નિરાકાંક્ષી છે એટલે, તેને છેતરવાપણું કંઈ છે નહિ, પણ એવા પ્રકારે પ્રવર્તતા જીવ, તે અપરાધ યોગ્ય થાય છે. આ વાત પર, વારંવાર તમારે તથા તમારા સમાગમને ઇચ્છતા હોય તે મુમુક્ષુઓએ, લક્ષ કર્તવ્ય છે. કઠણ વાત છે માટે, ન બને એ કલ્પના મુમુક્ષુને અહિતકારી છે, અને છોડી દેવા યોગ્ય છે.

૮૯૫ પ્રશ્નઃ—યોગવાસિષ્ઠ ગ્રંથ વાંચવામાં હરકત છે?

ઉત્તરઃ—'યોગવાસિષ્ઠ' વાંચવામાં હરકત નથી.

૮૯૬ પ્રશ્નઃ—મુમુક્ષુતાનું મુખ્ય લક્ષણ શું?

ઉત્તરઃ—આત્માને વારંવાર સંસારનું સ્વરૂપ કારાગૃહ જેવું ક્ષણે ક્ષણે ભાસ્યાં કરે એ, મુમુક્ષુતાનું મુખ્ય લક્ષણ છે.

૮૯૭ પ્રશ્નઃ—શા કારણે 'યોગવાસિષ્ઠાદિ' ગ્રંથ વિચારવામાં હરકત નથી?

ઉત્તરઃ—યોગવાસિષ્ઠાદિ જે જે ગ્રંથ તે (આત્માને વારંવાર સંસારનું સ્વરૂપ કારાગૃહજેવું ક્ષણે ક્ષણે ભાસ્યાં કરે તે) કારણનાં પોષક છે, તે વિચારવામા હરકત નથી.

૮૯૮ પ્રશ્ન.—પ્રથમ ટાળવા યોગ્ય શુ છે?

ઉત્તરઃ—મૂળ વાત તો એ છે કે, જીવને વૈરાગ્ય આવતાં છતાં પણ જે તેનું અત્યંત શિથિલપણું-ઢીલાપણુ છે તે ટાળતાં તેને અત્યંત વસમુ લાગે છે; અને ગમે તે પ્રકારે પણ એ જ પ્રથમ ટાળવા યોગ્ય છે.

૮૯૯ પ્રશ્નઃ—જે વ્યવસાયે કરી ભાવનિદ્રાનું ઘટવું ન થાય તે વ્યવસાય કોઈ પ્રારબ્ધયોગે કરવો પડતો હોય ત્યારે કેવો નિશ્ચય કરી કયા પ્રકારે પ્રવર્ત્તવાથી બોધનું ફળવું સંભવે છે?'

ઉત્તરઃ—જે વ્યવસાયે કરી જીવને ભાવનિદ્રાનું ઘટવું ન થાય, તે વ્યવસાય કોઇ પ્રારબ્ધયોગે કરવો પડતો હોય, તો તે ફરી ફરી પાછા હઠીને, 'મોટું ભયંકર હિંસાવાળું દુષ્ટ કામ જ આ કર્યા કરૂં છું' એવું ફરી ફરી વિચારીને અને 'જીવમાં ઢીલાપણાથી જ ઘણું કરી મને આ પ્રતિબંધ છે,' એમ ફરી ફરી નિશ્ચય કરીને, જેટલો બને તેટલો વ્યવસાય સંક્ષેપ કરતાં જઇ પ્રવર્ત્તવું થાય, તો બોધનું ફળવું થવું સંભવે છે; ચિત્તનો લખવા વગેરેમાં વધારે પ્રયાસ થઇ શકતો નથી તેથી પત્તું લખ્યું છે.

૯૦૦ પ્રશ્ન:—આપને વ્યવહારનો પ્રતિબંધ ક્યાં સુધી રહેવો ઘટે છે?

ઉત્તર:—અત્રે ઉપાધિરૂપ વ્યવહાર વર્તે છે. ઘણું કરી આત્મ-સમાધિની સ્થિતિ રહે છે, તોપણ તે વ્યવહારના પ્રતિબંધથી છૂટ-વાનું વારંવાર સ્મૃતિમા આવ્યા કરે છે. તે પ્રારબ્ધની નિવૃત્તિ થતાં સુધી તો વ્યવહારનો પ્રતિબંધ રહેવો ઘટે છે, માટે સમચિત્ત થઈ સ્થિતિ રહે છે.

૯૦૧ પ્રશ્ન:—યોગવાસિષ્ઠાદિ ગ્રંથની વાચના હિતકારી છે?

ઉત્તર:—'યોગવાસિષ્ઠાદિ' ગ્રંથની વાચના થતી હોય, તો તે હિતકારી છે.

૯૦૨ પ્રશ્ન:—જિનાગમમાં અને વેદાંતમાં આત્મામમાં કેવા પ્રકારે કહ્યો છે? શું જિનાગમમાં પ્રત્યેક આત્મા માની પરિણામે અનંત આત્મા કહ્યા છે. અને વેદાતમાં પ્રત્યેક આત્મા કહી, સર્વત્ર ચેતન સત્તા દેખાય છે તે એકજ આત્માની છે અને આત્મા એકજ છે એમ પ્રતિપાદન કર્યું છે?

ઉત્તર:—જિનાગમમાં 'પ્રત્યેક આત્મા' માની પરિણામમાં 'અનંત આત્મા' કહ્યા છે, અને વેદાંતમાં 'પ્રત્યેક' કહેવામાં આવી, સર્વત્ર ચેતનસત્તા દેખાય છે તે, એકજ આત્માની છે, અને 'આત્મા એકજ છે,' એમ પ્રતિપાદન કર્યું છે.

૯૦૩ પ્રશ્ન:—'આત્મા' એક છે કે અનંત છે એ વાત મુમુક્ષુ જીવે વિચારવા જેવી અને નિર્ધાર કરવા યોગ્ય છે કે નહિ?

ઉત્તર:—તે બેય વાત મુમુક્ષુ પુરૂષે જરૂર કરી વિચારવા જેવી છે, અને યથાપ્રયત્ને તે વિચારી, નિર્ધાર કરવા યોગ્ય છે, એ વાત નિઃસંદેહ છે.

૯૦૪ પ્રશ્ન:—ક્યાંસુધી આ પ્રકારના વિચાર (પ્રશ્નોથી) ચિત્તનું સમાધાન થવાને બદલે ચંચળપણું થાય છે?

ઉત્તર:—જ્યાંસુધી પ્રથમ વૈરાગ્ય અને ઉપશમનું બળ દૃઢપણે જીવમાં આવ્યું ન હોય ત્યાંસુધી, તે વિચારથી ચિત્તનુ સમાધાન થવાને બદલે ચંચળપણું થાય છે.

૯૦૫ પ્રશ્ન:—બીજું શું થાય છે?

ઉત્તર:—અને તે વિચારનો નિર્ધાર પ્રાપ્ત થતો નથી, તથા ચિત્ત વિક્ષેપ પામી યથાર્થપણે પછી વૈરાગ્ય, ઉપશમને ધારણ કરી શકતું નથી.

૯૦૬ પ્રશ્ન:—ત્યારે શું કરવા યોગ્ય છે?

ઉત્તર:—માટે તે પ્રશ્નનું સમાધાન જ્ઞાની પુરૂષોએ કર્યું છે તે સમજવા આ જીવમાં વૈરાગ્યાદિ બળ વધવાનાં સાધન આરાધવાને નિત્યપ્રતિ વિશેષ પુરૂષાર્થ યોગ્ય છે.

૯૦૭ પ્રશ્નઃ—શ્રી વર્ધમાન સ્વામીએ વિચારની ઉત્પત્તિ પછી શું વિચાર્યું ?

ઉત્તરઃ—વિચારની ઉત્પત્તિ થવા પછી વર્ધમાન સ્વામી જેવા મહાત્માપુરૂષે ફરી ફરી વિચાર્યું કે, આ જીવનું અનાદિ કાળથી ચારે ગતિ વિષે અનંતથી અનંતવાર જન્મવું, મરવું થયા છતાં, હજુ તે જન્મમરણાદિ સ્થિતિ ક્ષીણ થતી નથી; તે હવે કેવા પ્રકારે ક્ષીણ કરવાં ? અને એવી કઇ ભૂલ આ જીવની રહ્યા કરી છે કે, જે ભૂલનું આટલાસુધી પરિણમવું થયુ છે.

૯૦૮ પ્રશ્નઃ—ભગવાને દીઠેલી આ ભૂલ જિનાગમમાં કહી છે ? કહી હોય તો શા માટે ?

ઉત્તર.—આ પ્રકારે ફરી ફરી અત્યંત એકાગ્રપણે સદ્બોધનાં વર્દ્ધમાનપરિણામે વિચારતાં વિચારતાં જે ભૂલ ભગવાને દીઠી છે તે, જિનાગમમાં ઠામ ઠામ કહી છે;–કે જે ભૂલ જાણીને તેથી રહિત મુમુક્ષુ જીવ થાય.

૯૦૯ પ્રશ્નઃ—જીવની ભૂલ કેટલી લાગે છે ? સર્વ ભૂલની બીજભૂત ભૂલથી કેમ છૂટાય ?

ઉત્તર —જીવની ભૂલ જોતાં તો અનંતવિશેષ લાગે છે, પણ સર્વ ભૂલની બીજભૂત ભૂલ તે જીવે પ્રથમમાં પ્રથમ વિચારવી ઘટે છે, કે જે ભૂલનો વિચાર કર્યાથી સર્વ ભૂલનો વિચાર થાય છે, અને જે ભૂલના મટવાથી સર્વ ભૂલ મટે છે. કોઈ જીવ કદાપિ નાના પ્રકારની ભૂલનો વિચાર કરી તે ભૂલથી છૂટવા ઇચ્છે, તો પણ તે કર્ત્તવ્ય છે, અને તેવી અનેક ભૂલથી છૂટવાની ઇચ્છા, મૂળ ભૂલથી છૂટવાનું સહેજે કારણ થાય છે.

૯૧૦ પ્રશ્નઃ—શાસ્ત્રમાં જે જ્ઞાન પ્રગટ થયુ છે તે કેટલા પ્રકારનુ વિચારવાયોગ્ય છે ?

ઉત્તરઃ—શાસ્ત્રમા જે જ્ઞાન પ્રગટ થયું છે તે જ્ઞાન, બે પ્રકારમાં વિચારવા યોગ્ય છે.

૯૧૧ પ્રશ્નઃ—આ બે પ્રકાર કયા ?

ઉત્તરઃ—એક પ્રકાર ઉપદેશનો, અને બીજો પ્રકાર સિદ્ધાંતનો છે.

૯૧૨ પ્રશ્નઃ—ઉપદેશજ્ઞાનની વ્યાખ્યા કૃપા કરી કહેશો ?

ઉત્તરઃ—"જન્મ મરણાદિ ક્લેશવાળા આ સંસારને ત્યાગવો ઘટે છે; અનિત્ય પદાર્થમાં વિવેકીને રૂચિ કરવી હોય નહિ; માત, પિતા સ્વજનાદિક સર્વનો સ્વાર્થરૂપ સંબંધ છતાં આ જીવ તે જાળનો

આશ્રય કર્યા કરે છે, એ જ તેનો અવિવેક છે; પ્રત્યક્ષ રીતે ત્રિવિધતાપરૂપ આ સંસાર જણાતાં છતાં મૂર્ખ એવો જીવ તેમાં જ વિશ્રાંતિ ઇચ્છે છે; પરિગ્રહ, આરંભ અને સંગ એ સૌ અનર્થના હેતુ છે;" એ આદિ જે શિક્ષા છે, તે 'ઉપદેશજ્ઞાન' છે.

૫૧૩ પ્રશ્ન:—સિદ્ધાંતજ્ઞાનની વ્યાખ્યા પણ કૃપાપૂર્વક જણાવશો?

ઉત્તર:—'આત્માનું હોવાપણું,' 'નિત્યપણું,' 'એકપણું' અથવા 'અનેકપણું,' 'બંધાદિ ભાવ,' 'મોક્ષ,' 'આત્માની સર્વ પ્રકારની અવસ્થા,' 'પદાર્થ' અને 'તેની અવસ્થા' એ આદિને દૃષ્ટાંતાદિથી કરી જે પ્રકારે સિદ્ધ કર્યા હોય છે, તે 'સિદ્ધાંતજ્ઞાન' છે.

૫૧૪ પ્રશ્ન:—વેદાંત અને જિનાગમ એ સૌનું અવલોકન શા માટે કરવું ઘટે છે?

ઉત્તર:—વેદાંત અને જિનાગમ એ સૌનું અવલોકન પ્રથમ તો "ઉપદેશજ્ઞાનપ્રાપ્તિ" અર્થે જ મુમુક્ષુ જીવે કરવું ઘટે છે.

૫૧૫ પ્રશ્ન:—શા માટે ઉપદેશજ્ઞાનપ્રાપ્તિ અર્થે જ એમ કહેવામાં આવ્યું? શું સિદ્ધાંતજ્ઞાન જિનાગમ અને વેદાંતમા ભેદ પામતું છે?

ઉત્તર:—કારણ કે 'સિદ્ધાંતજ્ઞાન' જિનાગમ અને વેદાંતમાં પરસ્પર ભેદ પામતું જોવામાં આવે છે.

૫૧૬ પ્રશ્ન:—જિનાગમ અને વેદાંતમાં સિદ્ધાંત જ્ઞાન પરસ્પર ભેદ પામતું હોવાથી મુમુક્ષુ જીવ અંદેશો ન પામે? તેના ચિત્તને અસમાધિપણું ન કરે? કરે તો તે સિદ્ધાંત જ્ઞાન કેવી રીતે ઉદ્‌ભવે છે?

ઉત્તર:—અને તે પ્રકારે જોઇ મુમુક્ષુ જીવ અંદેશો–શંકા–પામે છે, અને તે શંકા ચિત્તનું અસમાધિપણું કરે છે; એવું ઘણું કરીને બનવા યોગ્ય જ છે, કારણ કે, 'સિદ્ધાંતજ્ઞાન' તો જીવને કોઈ અત્યંત ઉજ્વળ ક્ષયોપશમે અને સદ્‌ગુરૂના વચનની આરાધનાએ ઉદ્‌ભવે છે.

૫૧૭ પ્રશ્ન:—સિદ્ધાંતજ્ઞાનનુ કારણ ઉપદેશજ્ઞાન છે? ઉપદેશજ્ઞાન કેવી રીતે દૃઢ કરી શકાય? ઉપદેશજ્ઞાનનાં ફળો શું?

ઉત્તર:—'સિદ્ધાંતજ્ઞાન'નું કારણ 'ઉપદેશજ્ઞાન' છે. સદ્‌ગુરૂથી કે સત્શાસ્ત્રથી પ્રથમ જીવમાં એ જ્ઞાનનું દૃઢ થવું ઘટે છે, કે જે ઉપદેશજ્ઞાનનાં ફળ 'વૈરાગ્ય' અને 'ઉપશમ' છે.

૫૧૮ પ્રશ્ન:—જીવને વિષે ક્ષયોપશમનું નિર્મળપણું કેમ થાય છે? તે ક્ષયોપશમનું નિર્મળપણું સિદ્ધાંતજ્ઞાન થવાનું કારણ થાય છે?

ઉત્તર:—વૈરાગ્ય અને ઉપશમનું બળ વધવાથી જીવને વિષે સહેજે ક્ષયોપશમનું નિર્મળપણું થાય છે; અને સહેજ સહેજમાં 'સિદ્ધાંતજ્ઞાન' થવાનું કારણ થાય છે.

૯૧૯ પ્રશ્ન:—આત્મસ્વરૂપ સમજવું કઇ રીતે સુલભ થાય છે? અસંગ દશાનો હેતુ શું છે? જિનાગમ તથા વેદાંતશાસ્ત્રોમાં વૈરાગ્ય અને ઉપશમ વિસ્તારેલ છે?

ઉત્તર:—જો જીવમાં અસંગદશા આવે, તો આત્મસ્વરૂપ સમજવું સાવ સુલભ થાય છે, અને તે અસંગદશાનો હેતુ 'વૈરાગ્ય,' 'ઉપશમ' છે; જે ફરી ફરી જિનાગમમાં તથા વેદાંતાદિ ઘણાં શાસ્ત્રોમાં કહેલ છે,–વિસ્તારેલ છે; માટે નિઃસંશયપણે વૈરાગ્ય, ઉપશમના હેતુ એવા 'યોગવાસિષ્ઠાદિ' સદ્ગ્રંથો વિચારવા યોગ્ય છે.

૯૨૦ પ્રશ્ન:—આપની* પાસે આવવામાં મારા પરિચયીનું મન અટકાતું હતું તે કોઇ પ્રકારે તેમની નિર્બળતા ન ગણાય? આપે ધર્મસંબંધી સંગમાં લૌકિક–લોકોના પ્રકારે શા માટે ભળવાપણું કર્યું નથી?

ઉત્તર:—અમારી પાસે આવવામાં કોઈ કોઇ રીતે તમારી સાથેના પરિચયી * * * * શ્રીનુ મન અટકતું હતું; અને તેમ અટકવું થવું સ્વાભાવિક છે, કારણ કે અમારા વિષે અંદેશો સહેજે ઉત્પન્ન થાય એવો વ્યવહાર પ્રારબ્ધવશાત્ અમને ઉદયમા વર્તે છે; અને તેવા વ્યવહારનો ઉદય દેખી ઘણું કરી ધર્મસબધી સંગમાં અમે લૌકિક, લોકોત્તર પ્રકારે ભળવાપણું કર્યું નથી, કે જેથી લોકોને આ અમારો વ્યવહારનો પ્રસગ વિચારવાનો પ્રસંગ ઓછો આવે. તમને અથવા * * * * શ્રીને અથવા કોઇ બીજા મુમુક્ષુને કોઈ પ્રકારની કંઈ પણ પરમાર્થની વાર્ત્તા કરી હોય તેમાં, માત્ર પરમાર્થ સિવાય બીજો કોઇ હેતુ નથી. વિષમ અને ભયકર, આ સંસારનું સ્વરૂપ જોઇ, તેની નિવૃત્તિ વિષે અમને બોધ થયો, જે બોધવડે જીવમા શાંતિ આવી, સમાધિદશા થઇ તે બોધ, આ જગતમાં કોઇ અનંત પુણ્યજોગે જીવને પ્રાપ્ત થાય છે; એમ મહાત્મા પુરૂષો ફરી ફરી કહી ગયા છે.

૯૨૧ પ્રશ્ન:—આ કાળને વિષે આપને દેહજોગ બન્યો છે તે વિષે આપના ચિત્તમાં કંઈ રહે છે?

ઉત્તર:—આ દુષમ કાળને વિષે અંધકાર પ્રગટી બોધના માર્ગને આવરણ પ્રાપ્ત થયા જેવું થયુ છે, તે કાળમાં અમને દેહજોગ બન્યો, તેથી કોઈ રીતે ખેદ થાય છે, તથાપિ પરમાર્થથી તે ખેદ પણ સમાધાન રાખ્યા કર્યો છે; પણ તે દેહજોગમાં કોઈ કોઈ વખત કોઇ મુમુક્ષુપ્રત્યે વખતે લોક માર્ગનો પ્રતિકાર ફરી ફરી કહેવાનું થાય છે;

* આ એક જૈનમુનિનો પ્રસંગ છે.–સંશોધક.

જે જોગમાંનો જોગ તમારા અને * * * * ઓના સંબંધમાં સહેજે બન્યો છે; પણ તેથી તમે અમારૂં કહેવું માન્ય કરો એવા આગ્રહ માટે કંઇ પણ નથી કહેવાનું થતું; માત્ર હિતકારી જાણી તે વાતનો આગ્રહ થયો હોય છે, કે થાય છે, એટલો લક્ષ રહે, તો સંગનું ફળ કોઇ રીતે થવું સંભવે છે. જેમ બને તેમ જીવના પોતાના દોષપ્રત્યે લક્ષ કરી, બીજા જીવપ્રત્યે નિર્દોષદૃષ્ટિ રાખી વર્તવું, અને વૈરાગ્યોપશમનું જેમ આરાધન થાય તેમ કરવું એ, પ્રથમ સ્મરણવાયોગ્ય વાત છે.

૯૨૨ પ્રશ્નઃ—'સર્વ વિરતિ' સાધુને જિનાગમમાં પત્ર-સમાચારાદિ લખવાની આજ્ઞા છે?

ઉત્તરઃ—ઘણું કરીને જિનાગમમાં 'સર્વવિરતિ' એવા સાધુને પત્ર-સમાચારાદિ લખવાની આજ્ઞા નથી.

૯૨૩ પ્રશ્નઃ—સર્વવિરતિ ભૂમિકામાં રહી પત્ર-સમાચારાદિ કરવા ઇચ્છે તો તે અતિચારયોગ્ય ગણાય?

ઉત્તર—જો તેમ, સર્વવિરતિ ભૂમિકામા રહી કરવા ઇચ્છે, તો તે અતિચારયોગ્ય ગણાય.

૯૨૪ પ્રશ્નઃ—આ શાસ્ત્રોદ્દેશ સાધારણપણે છે? તે ધોરીમાર્ગે યથાયોગ્ય છે?

ઉત્તરઃ—આ પ્રમાણે સાધારણપણે શાસ્ત્રઉદ્દેશ છે; અને તે ધોરીમાર્ગે તો યથાયોગ્ય લાગે છે.

૯૨૫ પ્રશ્નઃ—કોઇપણ પ્રકારથી સર્વવિરતિ સાધુને પત્રસમાચારાદિ લખવાની આજ્ઞા જિનાગમમાં નથી?

ઉત્તર—જિનાગમની રચના પૂર્વાપર અવિરોધવાળી જણાય છે, અને તેવો અવિરોધ રહેવા, પત્ર-સમાચારાદિ લખવાની આજ્ઞા કોઇ પ્રકારથી જિનાગમમા છે.

૯૨૬ પ્રશ્નઃ—જિનની જે જે આજ્ઞા છે તે કેવી રીતે-કેવા આશયપૂર્વક કરવામાં આવી છે?

ઉત્તરઃ—જિનની જે જે આજ્ઞા છે તે તે આજ્ઞા, સર્વ પ્રાણી, અર્થાત્ આત્માના કલ્યાણને અર્થે જેની કંઇ ઇચ્છા છે તે સર્વને, તે કલ્યાણનું જેમ ઉત્પન્ન થવું થાય, અને જેમ વર્દ્ધમાનપણું થાય, તથા તે કલ્યાણ જેમ રક્ષાય તેમ, (તે આજ્ઞાઓ) કરી છે.

૯૨૭ પ્રશ્નઃ—જિનાગમમાં અમુક આજ્ઞા કરી હોય તે અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને લીધે ન પળી શકે તેવું હોય તો તેને માટે કઇ રસ્તો બતાવ્યો છે?

ઉત્તર:—એક આજ્ઞા એવી જિનાગમમાં કહી હોય કે, તે આજ્ઞા અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને સંયોગે ન પળી શકતાં આત્માને બાધકારી થતી હોય, તો ત્યાં તે આજ્ઞા ગૌણ કરી–નિષેધી–ને બીજી આજ્ઞા શ્રી તીર્થંકરે કહી છે.

૯૨૮ પ્રશ્ન:—સર્વવિરતિ કરતી વખતે સાધુને શું વ્રતો લેવાં પડે છે?

ઉત્તર:—સર્વવિરતિ કરી છે એવા મુનિને સર્વવિરતિ કરતી વખતના પ્રસંગમાં "સવ્વાઇ પાણાઈ વાયં પચ્ચખામિ, સવ્વાઇ મુસાવાયં પચ્ચખામિ, સવ્વાઇ અદત્તાદાણાઇ પચ્ચખામિ, સવ્વાઈ મેહુણાઈ પચ્ચખામિ, સવ્વાઇ પરિગ્ગહાઇ પચ્ચખામિ" આ ઉદ્દેશનાં વચનો ઉચ્ચારવાનાં કહ્યાં છે; અર્થાત્ 'પ્રાણાતિપાતથી હું નિવૃત્તું છું,' 'સર્વ પ્રકારના મૃષાવાદથી હું નિવૃત્તું છું,' 'સર્વ પ્રકારના અદત્તાદાનથી હું નિવૃત્તું છું,' 'સર્વ પ્રકારના મૈથુનથી નિવૃત્તું છું,' 'અને સર્વ પ્રકારના પરિગ્રહથી નિવૃત્તું છું.' (સર્વ પ્રકારના રાત્રિભોજનથી તથા બીજાં તેવાં તેવા કારણોથી નિવૃત્તું છુ, એમ તે સાથે ઘણાં ત્યાગનાં કારણો જાણવાં)

૯૨૯ પ્રશ્ન:—આ વચનો સર્વ વિરતિની ભૂમિકાના લક્ષણો છે?

ઉત્તર:—એમ જે વચનો કહ્યાં છે તે, 'સર્વ વિરતિની ભૂમિકાનાં લક્ષણો કહ્યાં છે.

૯૩૦ પ્રશ્ન:—પાંચ મહાવ્રતોમાં બીજી કોઇ આજ્ઞા કરી છે? કરી હોય તો તે મહાવ્રતને બાધકારી નથી? બાધકારી ન હોય તો રક્ષણકારી છે? હોય તો કઇ દૃષ્ટિથી?

ઉત્તર:—તથાપિ તે પાંચ મહાવ્રતમા ચાર મહાવ્રત–મૈથુનત્યાગ શિવાય–માં ભગવાને પાછી બીજી આજ્ઞા કરી છે, કે જે આજ્ઞા પ્રત્યક્ષ તો મહાવ્રતને બાધકારી લાગે, પણ જ્ઞાનદૃષ્ટિથી જોતાં તો રક્ષણકારી છે.

૯૩૧ પ્રશ્ન:—મહાવ્રત છતાં તેને અંગે છૂટ આપનારી બીજી આજ્ઞા આપવાના ઉદાહરણો આપ આપી શકશો? 'સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી હું નિવૃત્તું છું, એવા પચ્ચખાણ છતાં નદી ઉતરવાની આજ્ઞા આપવામાં આવી છે તે શા કારણથી?

ઉત્તર:—'સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી નિવૃત્તું છુ,' એવાં પચ્ચખાણ છતાં નદી ઉતરવા જેવા પ્રાણાતિપાતરૂપ પ્રસંગની આજ્ઞા કરવી પડી છે; જે આજ્ઞા લોકસમુદાયને વિશેષ સમાગમે કરી સાધુ આરાધશે

તો પંચમહાવ્રત નિર્મૂળ થવાનો વખત આવશે એવું જાણી, નદીનું ઉતરવું ભગવાને કહ્યું છે તે, પ્રાણાતિપાતરૂપ પ્રત્યક્ષ છતાં, પાંચ મહાવ્રતની રક્ષાના અમૂલ્ય હેતુરૂપ હોવાથી પ્રાણાતિપાતની નિવૃત્તિરૂપ છે, કારણ કે પાંચ મહાવ્રતની રક્ષાનો હેતુ–એવું જે કારણ–તે પ્રાણાતિપાતની નિવૃત્તિનો પણ હેતુજ છે.

૫૩૨ પ્રશ્નઃ—પ્રાણાતિપાત કરતાં અપ્રાણાતિપાતરૂપ નદીના ઉતરવાની આજ્ઞા 'સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી હું નિવૃત્તું છું' એ વાક્યને આંચકો નથી આવતો ? આંચકો આવતો હોય તો તે કેવા પ્રકારે સમજવો ?

ઉત્તરઃ—પ્રાણાતિપાત છતાં અપ્રાણાતિપાતરૂપ એમ નદીના ઉતરવાની આજ્ઞા થાય છે, તથાપિ 'સર્વ પ્રકારનાં પ્રાણાતિપાતથી નિવૃત્તુ છું' એ વાક્યને તે કારણથી એકવાર આંચકો આવે છે,–જે આંચકો ફરીથી વિચાર કરતાં તો તેની વિશેષ દ્રઢતા માટે જણાય છે.

૫૩૩ પ્રશ્નઃ—બીજાં વ્રતો માટે પણ એમ જ છે ? તેના દ્રષ્ટાંતો આપશો ?

ઉત્તરઃ—તેમ જ બીજા વ્રતો માટે છે.

૫૩૪ પ્રશ્નઃ—'પરિગ્રહની સર્વથા નિવૃત્તિ કરૂં છું' એવું વ્રત છતાં વસ્ત્ર, પાત્ર, પુસ્તકાદિ રાખવામાં આવે છે તે અપરિગ્રહરૂપ શા કારણે ગણવામા આવે ?

ઉત્તરઃ—'પરિગ્રહની સર્વથા નિવૃત્તિ કરૂં છું,' એવું વ્રત છતાં વસ્ત્ર, પાત્ર, પુસ્તકનો સબંધ જોવામા આવે છે;–તે અંગીકાર કરવામાં આવે છે તે પરિગ્રહની સર્વથા નિવૃત્તિના કારણને કોઈ પ્રકારે રક્ષણરૂપ હોવાથી કહ્યાં છે, અને તેથી પરિણામે અપરિગ્રહરૂપ હોય છે.

૫૩૫ પ્રશ્નઃ—સાધુઓને પુસ્તકનો અંગીકાર શા માટે અને કેવી રીતે કરવો કહ્યો છે ?

ઉત્તરઃ—મૂર્ચ્છારહિતપણે નિત્ય આત્મદશા વધવાને માટે પુસ્તકનો અંગીકાર કરવો કહ્યો છે.

૫૩૬ પ્રશ્નઃ—સાધુઓને વસ્ત્રપાત્રાદિનું ગ્રહણ શું કારણે અને શા અર્થે કહ્યું છે ?

ઉત્તરઃ—શરીરસંઘયણનુ આ કાળનુ હીનપણું દેખી, ચિત્તસ્થિતિ પ્રથમ સમાધાન રહેવા અર્થે વસ્ત્રપાત્રાદિનુ ગ્રહણ કહ્યું છે.

૫૩૭ પ્રશ્નઃ—આપનો કહેવાનો આશય શું એવો છે કે જેમા આત્મહિત દીઠું તેમાં પરિગ્રહ રાખવાનુ કહ્યું છે ?

ઉત્તરઃ—આત્મહિત દીઠું તો પરિગ્રહ રાખવાનું કહ્યું છે.

૯૩૮ પ્રશ્નઃ—શું આ પ્રકારે પ્રાણાતિપાત ક્રિયા પ્રવર્તન કહ્યું છે તેમાં ભાવનો આકાર ફેર છે ?

ઉત્તરઃ—પ્રાણાતિપાત–ક્રિયાપ્રવર્ત્તન કહ્યું છે, પણ ભાવનો આકાર ફેર છે.

૯૩૯ પ્રશ્નઃ—શું આપ એમ કહેવા માંગો છો કે, ભગવાને એમાનું કંઇ પણ કયારેય પરિગ્રહબુદ્ધિથી કે પ્રાણાતિપાત બુદ્ધિથી કરવાનું કહ્યું નથી ?

ઉત્તરઃ—પરિગ્રહબુદ્ધિથી કે પ્રાણાતિપાતબુદ્ધિથી એમાંનું કંઇ પણ કરવાનુ કયારે પણ ભગવાને કહ્યુ નથી.

૯૪૦ પ્રશ્નઃ—ભગવાને પાચ મહાવ્રત સર્વથા નિવૃત્તિરૂપ બોધ્યા તે પણ બીજા જીવના હિતાર્થે છે ? અને તેમાં ત્યાગ જેવો દેખાવ દેનાર અપવાદ પણ આત્માર્થે છે ? કયા હેતુએ ત્યાગ કરેલી ક્રિયા ગ્રહણ કરાવી છે ?

ઉત્તરઃ—પાંચ મહાવ્રત, સર્વથા નિવૃત્તિરૂપ ભગવાને જયાં બોધ્યાં ત્યા પણ બીજા જીવના હિતાર્થે કહ્યાં છે; અને તેમાં તેના ત્યાગ જેવો દેખાવ દેનાર એવો અપવાદ પણ આત્મહિતાર્થે કહ્યો છે; અર્થાત્ એક પરિણામ હોવાથી ત્યાગ કહેલી ક્રિયા ગ્રહણ કરાવી છે.

૯૪૧ પ્રશ્નઃ—મૈથુનત્યાગમાં શા કારણે અપવાદ કહ્યો નથી ? શુ રાગદ્વેષ વિના મૈથુનત્યાગવ્રતનો ભંગ ન થઈ શકે ? અનપવાદ વ્રત મૈથુનત્યાગને શા કારણે કહ્યુ છે ? બીજા વ્રતમા અપવાદ શા અર્થે કહ્યો છે ?

ઉત્તરઃ—મૈથુનત્યાગમા જે અપવાદ નથી, તેનો હેતુ એવો છે કે, રાગ–દ્વેષવિના તેનો ભંગ થઈ શકે નહીં; અને રાગ–દ્વેષ છે તે, આત્માને અહિતકારી છે; જેથી, તેમા કોઇ અપવાદ ભગવાને કહ્યો નથી. નદીનું ઉતરવુ રાગ–દ્વેષવિના પણ થઇ શકે; પુસ્તકાદિકનું ગ્રહણ પણ તેમ થઈ શકે; પણ મૈથુનસેવન તેમ ન થઇ શકે; માટે ભગવાને અનપવાદ એ વ્રત કહ્યુ છે; અને બીજામાં અપવાદ આત્મહિતાર્થે કહ્યા છે.

૯૪૨ પ્રશ્નઃ—ત્યારે જિનાગમ જેમ જીવનું–જીવના સંયમનુ–રક્ષણ થાય એમ કહેવાને અર્થે છે ?

ઉત્તરઃ—આમ હોવાથી જિનાગમ જેમ જીવનુ–સયમનું–રક્ષણ થાય તેમ કહેવાને અર્થે છે.

૫૪૩ પ્રશ્ન:—પત્ર–લખવાનું કે સમાચારાદિ કહેવાનું જિનશાસ્ત્રોમાં નિષિદ્ધ કર્યું છે તે પણ જીવ અને જીવના સંયમના હેતુએજ છે?

ઉત્તર:—પત્ર લખવાનું, કે સમાચારાદિ કહેવાનુ જે નિષિદ્ધ કર્યું છે, તે પણ એ જ હેતુએ છે.

૫૪૪ પ્રશ્ન:—ત્યારે આપનું એમ કહેવું છે કે, અનંત કારણો પૂર્વક પત્રાદિ લખવાનો નિષેધ કર્યો છે, પણ તે અપવાદ સહિત છે?

ઉત્તર:—લોકસમાગમ વધે, પ્રીતિ, અપ્રીતિનાં કારણો વધે, સ્ત્રિયાદિના પરિચયમાં આવવાનો હેતુ થાય, સંયમ ઢીલો થાય, તે તે પ્રકારનો પરિગ્રહ વિનાકારણે અંગીકૃત થાય, એવાં સાન્નિપાત અનંત કારણો દેખી પત્રાદિનો નિષેધ કર્યો છે, તથાપિ તે પણ અપવાદસહિત છે.

૫૪૫ પ્રશ્ન:—શું 'બૃહત્કલ્પ'મા અનાર્યભૂમિમા વિચરવાની ના કહી છે? અને શું ત્યા ક્ષેત્રમર્યાદા કરી છે?

ઉત્તર:—અનાર્ય ભૂમિમાં વિચરવાની 'બૃહત્કલ્પ'મા ના કહી છે, અને ત્યાં ક્ષેત્રમર્યાદા કરી છે.

૫૪૬ પ્રશ્ન:—શું 'બૃહત્કલ્પ'મા અનાર્ય ભૂમિમાં વિચરવાની ના કહી છે, અને ત્યાં ક્ષેત્રમર્યાદા કરી છે, છતાં ત્યાં જ્ઞાન, દર્શન, ને સંયમના હેતુએ વિચરવાની હા કહી છે?

ઉત્તર:—જ્ઞાન, દર્શન, સંયમના હેતુએ ત્યા વિચરવાની પણ હા કહી છે.

૫૪૭ પ્રશ્ન:—આ ઉપરથી આપને એમ જણાય છે કે, આત્મહિતાર્થે જ પત્ર–સમાચારાદિ અમુક નિયમોપૂર્વક કરવાનો નિષેધ જિનાગમમા નથી? જો એમ હોય તો સમાચારાદિ લખવામા આત્મહિત કઈ રીતે ઘટે છે? તે માટે કયા નિયમો સેવવા યોગ્ય છે?

ઉત્તર:—તે જ અર્થ ઉપરથી એમ જણાય છે કે, કોઈ જ્ઞાનીપુરુષનું દૂર રહેવું થતું હોય, તેમનો સમાગમ થવો મુશ્કેલ હોય, અને પત્ર–સમાચાર શિવાય બીજો કોઈ ઉપાય ન હોય, તો પછી આત્મહિત શિવાય બીજા સર્વ પ્રકારની બુદ્ધિનો ત્યાગ કરી, તેવા જ્ઞાનીપુરુષની આજ્ઞાએ કે કોઈ મુમુક્ષુ–સત્સંગી–ની સામાન્યઆજ્ઞાએ તેમ કરવાનો જિનાગમથી નિષેધ થતો નથી એમ જણાય છે, કારણ કે પત્ર–સમાચાર લખવાથી આત્મહિત નાશ પામતું હતું ત્યાં જ તે ના સમજાવી છે. જ્યાં આત્મહિત, પત્ર–સમાચાર નહીં હોવાથી નાશ પામતું હોય, ત્યાં પત્ર–સમાચારનો નિષેધ હોય એમ જિનાગમથી બને કે કેમ? તે હવે વિચારવાયોગ્ય છે.

૫૪૮ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષપ્રત્યે તેઓની આજ્ઞાએ નિત્યપ્રતિ પત્રાદિ વ્યવહાર ઘટે છે કે? લૌકિક જીવનાં કારણોમાં શું પત્રાદિ વ્યવહાર સાવ નિષેધરૂપ છે?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષપ્રત્યે તેની આજ્ઞાએ નિત્યપ્રતિ પત્રાદિ વ્યવહાર પણ ઘટે છે, તથાપિ બીજા લૌકિક જીવનાં કારણોમાં તો સાવ નિષેધ સમજાય છે. વળી કાળ એવો આવ્યો છે કે, જેમાં આમ કહેવાથી પણ વિષમ પરિણામ આવે.

૫૪૯ પ્રશ્નઃ—શું આપનું ત્યારે એમ કહેવું છે કે, નિત્યપ્રતિ અને સાધારણ પ્રસંગમાં સાધુને પત્ર–વ્યવહાર ઘટે નહિ?

ઉત્તરઃ—નિત્યપ્રતિ અને સાધારણ પ્રસંગમાં પત્ર–સમાચારાદિ વ્યવહાર ઘટે નહિ.

૫૫૦ પ્રશ્નઃ—આ પ્રકારે વિચારવાથી જિનાગમમાં જ્ઞાન, દર્શન, સંયમના સંરક્ષણાર્થે પત્ર સમાચારાદિ વ્યવહારનો સમાવેશ થાય છે, તથાપિ આપનું એમ કહેવું છે કે, તે કોઇક કાળ અર્થે; કોઈ મોટા પ્રયોજને, મહાત્માપુરૂષોની આજ્ઞાથી કે કેવળ જીવના કલ્યાણના જ કારણમાં તેનો ઉપયોગ કોઇક પાત્રને માટે છે?

ઉત્તરઃ—એ પ્રકારે વિચારવાથી જિનાગમમાં જ્ઞાન, દર્શન, સંયમના સંરક્ષણાર્થે પત્ર–સમાચારાદિ વ્યવહાર પણ સ્વીકારવાનો સમાવેશ થાય છે, તથાપિ તે કોઇક કાળ અર્થે, કોઇ મોટા પ્રયોજને, મહાત્મા પુરૂષોની આજ્ઞાથી, કે કેવળ જીવના કલ્યાણના જ કારણમાં તેનો ઉપયોગ કોઇક પાત્રને અર્થે છે, એમ સમજવા યોગ્ય છે.

૫૫૧ પ્રશ્નઃ—મારે એક સાધુ તરીકે કોઈ પણ આત્માર્થી પ્રત્યે પત્રાદિ વ્યવહાર કરવાની સામે કંઈ પણ કારણો છે? શું વ્યવહારમાર્ગનો નાશ થવો ભાસ્યમાન થાય તેટલા માટે તેમ જ સાધારણ દ્રવ્યત્યાગ ગણાય તેટલા માટે પણ આત્માર્થીપ્રત્યે પત્રાદિવ્યવહાર ન કરવો? તેથી પણ શું વ્યવસાય વધવા સંભવ છે?

ઉત્તરઃ—લોક માર્ગમાં વર્તતા એવા સાધુ આદિના મનમાં આ વ્યવહારમાર્ગનો નાશ કરનાર ભાસ્યમાન થાય તે, સંભવિત છે તેમ આ માર્ગ સમજાવવાથી પણ અનુક્રમે, વગર કારણે, પત્ર–સમાચારાદિ ચાલુ થાય, કે જેથી વગર કારણે સાધારણ દ્રવ્યત્યાગ પણ હણાય એવું જાણી એ વ્યવહાર ઘણુંકરી * * * * થી પણ કરવો નહિ, કારણ કે તેમ કરવાથી પણ વ્યવસાય વધવા સંભવ છે.

૫૫૨ પ્રશ્નઃ—મને–એક સાધુને–મારા બીજા સહચારી સાધુએ એક ઉત્તમ મુમુક્ષુપ્રત્યે પત્રાદિવ્યવહાર ન કરવાના પચ્ચખાણ આપ્યાં

છે, તે યોગ્ય છે? પચ્ચખાણ અપાય ખરાં? મેં સાધુવ્રત લીધું ત્યારે સર્વ પચ્ચખાણ લીધાં હતા, તો પછી આવા નવા પચ્ચખાણ અપાય ખરાં? આથી મારે કાંઈ હરકત ગણવી?

ઉત્તર.—તમને સર્વ પચ્ચખાણ હોય, તો પછી પત્ર ન લખવાના જે પચ્ચખાણ સાધુએ આપ્યા છે તે અપાય નહિ, તથાપિ આપ્યાં તોપણ હરકત ગણવી નહિ.

૯૫૩ પ્રશ્નઃ—મને–એક સાધુને–આ નવાં આપેલાં પચ્ચખાણ યોગ્યપણે આપ્યાં નથી એવા વિચારથી મેં તે રૂપાન્તર કર્યાં છે, તો તેને માટે આપની શું આજ્ઞા છે?

ઉત્તરઃ—તે પચ્ચખાણ પણ જ્ઞાની પુરૂષની વાણીથી રૂપાંતર થયા હોત, તો હરકત નહોતી, પણ સાધારણપણે રૂપાંતર થયા છે, તે ઘટારત નથી થયું.

૯૫૪ પ્રશ્ન—આપ આ મૂળ–સ્વાભાવિક–પચ્ચખાણને માટે કહો છો કે લોકપચ્ચખાણને માટે કહો છો? શું લોકપચ્ચખાણ પણ સાધારણપણે પોતાની ઇચ્છાએ તોડવાં નહિ?

ઉત્તરઃ—મૂળ–સ્વાભાવિક–પચ્ચખાણનો અત્રે વ્યાખ્યાઅવસર નથી. લોકપચ્ચખાણની વાતનો અવસર છે, તથાપિ તે પણ સાધારણપણે પોતાની ઇચ્છાએ તોડવાં ઘટે નહિ; એવો હમણાં તો દૃઢ વિચાર જ રાખવો.

૯૫૫ પ્રશ્નઃ—ક્યારે અને કેવા સયોગોમા કેવા પ્રકારે પચ્ચખાણ આકારફેર થવા દેવાં?

ઉત્તરઃ—ગુણ પ્રકટવાના સાધનમાં જ્યારે રોધ થતો હોય ત્યારે, તે પચ્ચખાણ જ્ઞાની પુરૂષની વાણીથી કે મુમુક્ષુ જીવના પ્રસંગથી સહજ આકારફેર થવા દઇ, રસ્તાપર લાવવાં, કારણ કે વગર કારણે લોકોમા અદેશો થવા દેવાની વાર્ત્તા યોગ્ય નથી; બીજા પામર જીવને વગર કારણે તે જીવ અનહિતકારી થાય છે, એ વગેરે ઘણા હેતુ ધારી બનતાંસુધી પત્રાદિ વ્યવહાર ઓછો કરવો એજ યોગ્ય છે.

૯૫૬ પ્રશ્નઃ—આપના પ્રત્યે પત્ર વ્યવહાર કરવો હોય તો કેમ કરવું?

ઉત્તરઃ—અમપ્રત્યે ક્યારેક તેવો વ્યવહાર તમને હિતકારીરૂપ છે, માટે કરવો યોગ્ય લાગતો હોય, તો તે પત્ર શ્રી * * * * જેવા કોઈ સત્સંગીને વંચાવીને મોકલવો.

૯૫૭ પ્રશ્નઃ—શા માટે કોઇ સત્સંગીને આપના પ્રત્યેનો પત્ર પણ આપને મોકલતાં પહેલાં બતાવવો?

ઉત્તરઃ—કે જેથી જ્ઞાનચર્ચા શિવાય એમાં કાંઈ બીજી વાર્તા નથી એવું તેમનું શાક્ષીપણું તે તમારા આત્માને બીજા પ્રકારનો પત્ર-વ્યવહાર કરતાં અટકાવવાને સંભવિત થાય.

૯૫૮ પ્રશ્નઃ—આપના પ્રત્યે પત્રવ્યવહાર કરૂં તે પ્રકારમાં મારા સહવાસી વિરોધ સમજે છે તો તે માટે મારે શું કરવું ?

ઉત્તરઃ—મારા વિચાર પ્રમાણે એવા પ્રકારમાં શ્રી * * * * વિરોધ નહિ સમજે; કદાપિ તેમને તેમ લાગતું હોય, તો કોઈ પ્રસંગમાં તેમનો તે અંદેશો અમે નિવૃત્ત કરીશું, તથાપિ તમારે ઘણું કરી વિશેષ પત્રવ્યવહાર કરવો યોગ્ય નહિ તે લક્ષ ચુકશો નહિ

૯૫૯ પ્રશ્નઃ—પત્રવ્યવહાર સાધુએ કોઇ પ્રસંગે હિતકારી સંયોગોમાં કરવાનુ આપે કહ્યું છે, છતાં વિશેષ પત્રવ્યવહાર નજ કરવો એમ આપ શા માટે કહો છો ?

ઉત્તરઃ—ઘણું કરી શબ્દનો અર્થ માત્ર હિતકારી પ્રસગે પત્રનુ કારણ કહ્યુ છે તેને બાધ ન થાય તે છે, વિશેષ પત્રવ્યવહાર કરવાથી, તે જ્ઞાનચર્ચારૂપ હશે તોપણ, લોકવ્યવહારમાં ઘણા અંદેશાનો હેતુ થશે. માત્ર જે પ્રમાણે પ્રસગે પ્રસગે આત્માહિતાર્થ હોય તે વિચારવું, અને વિમાસવું યોગ્ય છે.

૯૬૦ પ્રશ્ન —આપે કહ્યુ કે શ્રી * * * * ને પૂછીને મારે પત્ર લખવો તેનુ શુ કારણ ?

ઉત્તરઃ—અમપ્રત્યે કોઇ જ્ઞાનપ્રશ્નાર્થેને પત્ર લખવાની તમારી ઇચ્છા હોય, તો તે શ્રી * * * * ને પૂછીને લખવો કે જેથી તમને ગુણ ઉત્પન્ન થવામાં બાધ ઓછો થાય.

૯૬૧ પ્રશ્નઃ—મેં એક આત્માર્થીને પત્ર લખ્યાથી અમારા સમુદાયમાં ચર્ચા કરવામાં આવી છે અને મને પ્રાયશ્ચિત લેવાનું કહે છે તો મારે પ્રાયશ્ચિત લેવું ? અને તેમને મારે તે માટે કાઇ જણાવવું ?

ઉત્તરઃ—તમે * * * * ને પત્ર લખ્યા વિષેમાં ચર્ચા થઈ તે, જો કે ઘટારત થયું નથી. તમને કાંઈ પ્રાયશ્ચિત્ત આપે, તો તે લેવું. પણ કોઇ જ્ઞાનવાર્ત્તા લખવાને બદલે લખાવવામાં તમારે અડચણ કરવી ન જોઈએ, એમ સાથે યથાયોગ્ય, નિર્મળ અંતઃકરણથી જણાવવું યોગ્ય છે, કે જે વાત માત્ર જીવના હિતને અર્થે કરવા માટે છે.

૯૬૨ પ્રશ્નઃ—પર્યુષણાદિમાં સાધુઓ પત્રવ્યવહાર કરાવે છે તેમાં આત્મહિત છે ? તે પણ જાતે પત્ર લખવા બરોબર છે એમ હું તો માનું છું. લોકો તેનો શા માટે નિષેધ કરતા નથી ?

૧૧૪૭ પ્રશ્ન:—આપની સ્થિરતાની હીલચાલ કેવા પ્રકારે રહેવા સંભવ છે? આપ આપની જન્મભૂમિકાપ્રત્યે પ્રતિગમન કરવાના છો? આપ આપના વ્યવહારમાં છૂટી શકો તેમ નથી? આપની જન્મભૂમિમાં કેટલો સમય સ્થિતિ થવાનો સંભવ છે? વચમાં કયાંય નિવૃત્તિ જોગ લેશો?

ઉત્તર:—અત્રેથી નિવૃત્તવા પછી ઘણુંકરી કાઠિયાવાડમાં, એટલે આ ભવના જન્મગામમાં* સાધારણ વ્યાવહારિક પ્રસંગે જવાનું કારણ છે. ચિત્તમાં ઘણા પ્રકારે તે પ્રસંગથી છૂટી શકવાનું વિચારતાં છૂટી શકાય તેમ પણ બને, તથાપિ, કેટલાક જીવોને અલ્પ કારણમાં વિશેષ અસમાધાન વખતે થવાનો સંભવ રહે છે; જેથી અપ્રતિબંધ–ભાવને વિશેષ દૃઢ કરી જવાનો વિચાર રહે છે. ત્યાં ગયે વખતે એક માસથી વિશેષ વખત જવાનો સંભવ છે. વખતે બે માસ પણ થાય. ત્યાર પછી પાછું ત્યાંથી વળી આ ક્ષેત્ર તરફ આવવાનું કરવું પડે તેમ છે, છતાં બને ત્યાંસુધી વચ્ચે બેએક મહિના એકાંત જેવો નિવૃત્તિ–જોગ બને, તો તેમ કરવાની ઇચ્છા રહે છે, અને તે જોગ અપ્રતિબદ્ધપણે થઈ શકે તે માટે વિચારૂં છું.

૧૧૪૮ પ્રશ્ન.—આપનું કેવા પ્રવાહમા રહેવું થાય છે? સર્વે વ્યવહારથી નિવૃત્ત થવા રૂપ અપ્રતિબંધ–અસંગભાવને વિષે? આપને કોઇ પ્રકારે પ્રતિબંધ નથી?

ઉત્તર:—સર્વે વ્યવહારથી નિવૃત્ત થયા વિના ચિત્ત ઠેકાણે બેસે નહિ એવો અપ્રતિબદ્ધ–અસંગભાવ ચિત્તે બહુ વિચાર્યો હોવાથી તેજ પ્રવાહમા રહેવું થાય છે; પણ ઉપાર્જિત પ્રારબ્ધ નિવૃત્ત થયે તેમ બની શકે એટલો પ્રતિબંધ પૂર્વકૃત છે.

૧૧૪૯ પ્રશ્ન:—આ પ્રતિબંધ શુ આપના પોતાના આત્માની ઇચ્છાનો નથી?

ઉત્તર:—આત્માની ઇચ્છાનો પ્રતિબધ નથી.

૧૧૫૦ પ્રશ્ન:—સર્વસામાન્ય લોકવ્યવહારની નિવૃત્તિનો વિચાર ક્યારે જણાવશો? મુબઇથી ક્યારે નિવૃત્તિ થશો?

ઉત્તર:—સર્વસામાન્ય લોકવ્યવહારની નિવૃત્તિસંબંધી પ્રસંગનો વિચાર બીજે પ્રસંગે જણાવવો રાખી, આ ક્ષેત્રથી નિવૃત્તવા વિષે વિશેષ અભિપ્રાય રહે છે; તે પણ ઉદય આગળ બનતું નથી, તો પણ

---

* શ્રીમદ્નું આ ભવનું જન્મગામ કાઠિયાવાડમા આવેલ મોરબી સંસ્થાનનું "વવાણીઆ" બંદર નામનું નાનું ગામ છે.–સંશોધક.

અહોનિશ એજ ચિંતન રહે છે, તો તે વખતે થોડા કાળમાં બનશે એમ રહે છે.

૧૧૫૧ પ્રશ્નઃ—મુંબઇ ક્ષેત્ર પ્રત્યે આપ હમેશાં અરૂચિ બતાવો છો, તો તે પ્રત્યે આપનાં કંઇ દ્વેષ પરિણામ નથી? દ્વેષપરિણામ ન હોય તો શા કારણે આપ તેવી અરૂચિ રાખો છો?

ઉત્તરઃ—આ ક્ષેત્રપ્રત્યે કંઇ દ્વેષપરિણામ નથી, તથાપિ સંગનું વિશેષ કારણ છે.

૧૧૫૨ પ્રશ્નઃ—મુંબઇમાં રહેવું આપને કોઇ પ્રકારે લાભનું કારણ જણાતું નથી? શામાટે ત્યાંથી નિવૃત્તવાનો વિચાર રાખો છો? આપને પ્રવૃત્તિ કોઇ પ્રકારે પ્રયોજનભૂત લાગે છે?

ઉત્તરઃ—નિવૃત્તિના પ્રયોજન વિના અત્રે રહેવું કંઇ આત્માને તેવા લાભનું કારણ નથી એમ જાણી, આ ક્ષેત્રેથી નિવૃત્તવાનો વિચાર રહે છે. પ્રવૃત્તિ પણ નિજબુદ્ધિથી પ્રયોજનભૂત કોઇ પણ પ્રકારે લાગતી નથી, તથાપિ ઉદય પ્રમાણે વર્ત્તવાનો જ્ઞાનીનો ઉપદેશ અંગીકાર કરી ઉદય વેદવાના પ્રવૃત્તિજોગ વેઠીએ છીએ.

૧૧૫૩ પ્રશ્નઃ—શા કારણે આપ સર્વસંગથી નિવૃત્ત થવાય એવી ઇચ્છા રાખો છો? સર્વસંગ આપને આશ્રવરૂપ લાગે છે? શું તે નિજભાવને વિસ્મરણ કરાવે છે? આપને તેવું પ્રત્યક્ષ જોવામા આવ્યું છે? સર્વસંગથી નિવૃત્તિ થાય એવા પ્રકારની ઇચ્છા આપને કેવી રહે છે?

ઉત્તરઃ—જ્ઞાને કરીને આત્મામાં ઉત્પન્ન થયેલો એવો નિશ્ચય બદલાતો નથી કે, સર્વસંગ મોટા આશ્રવ છે; ચાલતાં, જોતાં, પ્રસંગ કરતાં, સમયમાત્રમા નિજભાવને વિસ્મરણ કરાવે છે; અને તે વાત કેવળ પ્રત્યક્ષ જોવામા આવી છે, આવે છે, અને આવી શકે તેવી છે; તેથી અહોનિશ તે મોટા આશ્રવરૂપ એવા સર્વસંગમાં ઉદાસપણું રહે છે; અને તે, દિવસ દિવસ પ્રત્યે વધતા પરિણામને પામ્યા કરે છે; તે તેથી વિશેષ પરિણામને પામી સર્વસંગથી નિવૃત્તિ થાય એવી અનન્ય કારણયોગે ઇચ્છા રહે છે. આ પત્ર પ્રથમથી વ્યાવહારિક આકૃતિમા લખાયો હોય એમ વખતે લાગે, પણ તેમાં તે સહજમાત્ર નથી. અસંગપણાનો, આત્મભાવનાનો માત્ર અલ્પ વિચાર લખ્યો છે.

૧૧૫૪ પ્રશ્નઃ—આપની હાલની દશા કેવા પ્રકારે પ્રવર્ત્તે છે? આપના ચિત્તમાં હાલમા મુખ્ય વિચાર શું વર્ત્તે છે તે કૃપા કરી જણાવશો?

ઉત્તરઃ—ચિત્તમાં કંઇ પણ વિચારવૃત્તિ પરિણામી છે તેમ જાણીને, હૃદયમાં આનંદ થયો છે. અસાર અને ક્લેશરૂપ આરંભપરિગ્રહના

કાર્યમાં વસતાં જો આ જીવ કંઇ પણ નિર્ભય કે અજાગૃત રહે, તો ઘણા વર્ષનો ઉપાસેલો વૈરાગ્ય પણ નિષ્ફળ જાય એવી દશા થઇ આવે છે; એવો નિત્યપ્રત્યે નિશ્ચય સંભારીને નિરૂપાય પ્રસંગમાં કંપતા ચિત્તે ન જ છૂટયે પ્રવર્ત્તવું ઘટે છે; એ વાતનો મુમુક્ષુજીવે કાર્યે કાર્યે, ક્ષણે ક્ષણે અને પ્રસંગે પ્રસંગે લક્ષ રાખ્યા વિના મુમુક્ષુતા રહેવી દુર્લભ છે, અને એવી દશા વેદ્યાવિના મુમુક્ષપણું પણ સંભવે નહિ. મારા ચિત્તમાં મુખ્ય વિચાર હાલ એ વર્તે છે.

૧૧૫૫ પ્રશ્નઃ—પ્રારબ્ધ જ્ઞાનીને પણ વેદવું પડે છે?

ઉત્તરઃ—જે પ્રારબ્ધ વેદ્યાવિના બીજો કોઇ ઉપાય નથી, તે પ્રારબ્ધ જ્ઞાનીને પણ વેદવુ પડે છે.

૧૧૫૬ પ્રશ્નઃ—ત્યારે જ્ઞાની અજ્ઞાનીને વિષે ભિન્નપણું શું?

ઉત્તરઃ—અંત સુધી જ્ઞાની આત્માર્થનો ત્યાગ કરવા ઇચ્છે નહિ; એટલું ભિન્નપણું જ્ઞાનીને વિષે હોય એમ મોટા પુરુષોએ કહ્યું છે, તે સત્ય છે.

૧૧૫૭ પ્રશ્નઃ—ઉદાસભાવના કઇ રીતે થઈ શકે?

ઉત્તરઃ—તમે પત્રમાં જે કંઈ લખ્યું છે, તે પર વારંવાર વિચાર કરવાથી, જાગૃતિ રાખવાથી, જેમાં પંચવિષયાદિનું અશુચિસ્વરૂપ વર્ણ-વ્યુ હોય એવાં શાસ્ત્રો અને સત્પુરુષોનાં ચરિત્રો વિચારવાથી, તથા કાર્યે કાર્યે લક્ષ રાખી પ્રવર્ત્તવાથી જે કંઈ ઉદાસભાવના થવી ઘટે તે થશે.

૧૧૫૮ પ્રશ્નઃ—આપશ્રીને વ્યવહાર વર્ત્તે છે તે પરત્વે કેવા પ્રકારે ભાવ રહે છે?

ઉત્તરઃ—અશરણ એવા સંસારને વિષે નિશ્ચિતબુદ્ધિએ વ્યવહાર કરવો જેને યોગ્ય જણાતો ન હોય, અને તે વ્યવહારનો સંબંધ નિવૃત્ત કરતા, તથા ઓછો કરતાં, વિશેષ કાળ વ્યતીત થયા કરતો હોય, તો તે કામ અલ્પકાળમાં કરવા માટે જીવને શું કરવું ઘટે? સમસ્ત સંસાર મૃત્યુ આદિ ભયે અશરણ છે, તે શરણનો હેતુ થાય એવું કલ્પવું તે મૃગજળ જેવું છે. વિચારી વિચારીને શ્રી તીર્થંકર જેવાએ પણ તેથી નિવૃત્તવું—છૂટવું—એ જ ઉપાય શોધ્યો છે.

૧૧૫૯ પ્રશ્નઃ—સંસારના મુખ્ય કારણો જ્ઞાનીઓએ કેટલા સ્વી-કાર્યા છે અને કયાં કયાં?

ઉત્તરઃ—તે સંસારનાં મુખ્ય કારણો પ્રેમબંધન તથા દ્વેષબંધન સર્વ જ્ઞાનીએ સ્વીકાર્યા છે.

૧૧૬૦ પ્રશ્નઃ—શું આપને પણ આ પ્રેમબંધન અને દ્વેષબંધનના કારણોરૂપ મુંઝવણથી નિજવિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત થતો નથી એમ આપ માનો છો?

ઉત્તરઃ—તેની મુંઝવણે જીવને નિજ–વિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત થતો નથી.

૧૧૬૧ પ્રશ્નઃ—નિજવિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત થાય એવા યોગે આ બંધનોના કારણથી આપશ્રીને પણ આત્મવીર્ય પ્રવર્ત્તી શકતું નથી? આપ આ સૌને પ્રમાદનો હેતુ માનો છો?

ઉત્તરઃ—અથવા (નિજવિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત) થાય એવા યોગે તે બંધનના કારણથી આત્મવીર્ય પ્રવર્તી શકતું નથી, અને તે સૌ પ્રમાદનો હેતુ છે.

૧૧૬૨ પ્રશ્નઃ—આપશ્રી આપના પોતાને માટે પણ એમ માનો છો કે, આવા પ્રમાદે નિર્ભય રહેવુ કે અજાગૃત રહેવુ તે મારૂ પોતાનું નિર્બળપણું, અવિવેકતા, ભ્રાંતિ અને મોહ છે?

ઉત્તરઃ—અને તેવા પ્રમાદે લેશમાત્ર સમયકાળ પણ નિર્ભય રહેવુ, કે અજાગૃત રહેવું તે આ જીવનું અતિશય નિર્બળપણું છે, અવિવેકતા છે, ભ્રાંતિ છે, અને ટાળતાં અત્યંત કઠણ એવો મોહ છે.

૧૧૬૩ પ્રશ્નઃ—સંસાર કેટલા અને કયા પ્રવાહથી વહે છે?

ઉત્તરઃ—સમસ્ત સંસાર બે પ્રવાહથી વહે છેઃ પ્રેમથી અને દ્વેષથી.

૧૧૬૪ પ્રશ્નઃ—શું કર્યા વિના દ્વેષથી છૂટાય નહિ?

ઉત્તરઃ—પ્રેમથી વિરક્ત થયા વિના દ્વેષથી છૂટાય નહિ.

૧૧૬૫ પ્રશ્નઃ—પ્રેમથી વિરક્ત થાય તેણે સર્વસંગથી વિરક્ત થયા વિના વ્યવહારમાં વર્ત્તી અપ્રેમ દશા રાખવી તે કેવું વ્રત આપ ગણો છો! આ સ્થિતિ આપની પોતાની છે?

ઉત્તરઃ—પ્રેમથી વિરક્ત થાય તેણે, સર્વસંગથી વિરક્ત થયા વિના વ્યવહારમાં વર્ત્તી અપ્રેમ (ઉદાસ) દશા રાખવી તે 'ભયંકર–વ્રત છે'

૧૧૬૬ પ્રશ્નઃ—આપ એમ માનો છો કે, જો આપ પ્રેમનો કેવળ ત્યાગ કરી વ્યવહારમા પ્રવર્ત્તવું કરો તો કેટલાક જીવોની દયાનો, ઉપકારનો અને સ્વાર્થનો ભંગ કરવા જેવું છે? અને દયા, ઉપકારાદિ કારણે આપને પ્રેમદશા રાખતાં ક્લેશ થાય છે?

ઉત્તરઃ—જો કેવળ પ્રેમનો ત્યાગ કરી વ્યવહારમા પ્રવર્ત્તવું કરાય, તો કેટલાક જીવોની દયાનો, ઉપકારનો અને સ્વાર્થનો, ભંગ કરવા જેવું થાય છે; અને તેમ વિચારી જો દયા, ઉપકારાદિ કારણે કંઈ પ્રેમદશા રાખતાં ચિત્તમાં વિવેકીને ક્લેશ પણ થયા વિના રહેવો ન જોઈએ, ત્યારે તેનો વિશેષ વિચાર કયા પ્રકારે કરવો?

૧૧૬૭ પ્રશ્નઃ—શું આપ આત્મજ્ઞાનને સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય કહો છો?

ઉત્તરઃ—સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે.

૧૧૬૮ પ્રશ્નઃ—આત્મજ્ઞાન શાના વિના ન થાય ?

ઉત્તરઃ—વિચાર વિના આત્મજ્ઞાન થાય નહિ.

૧૧૬૯ પ્રશ્નઃ—શું કારણથી જીવનું વિચારબળ પ્રવર્તતું નથી ?

ઉત્તરઃ—અસત્સંગ તથા અસત્-પ્રસંગથી જીવનુ વિચારબળ પ્રવર્ત્તતુ નથી; એમાં કિંચિત્માત્ર સંશય નથી.

૧૧૭૦ પ્રશ્નઃ—અસત્સંગનુ બળ શી રીતે ઘટે છે ?

ઉત્તરઃ—આરંભ, પરિગ્રહનું અલ્પત્વ કરવાથી અસત્સંગનુ બળ ઘટે છે.

૧૧૭૧ પ્રશ્નઃ—આત્મવિચાર થવાનો અવકાશ કઈ રીતે પ્રાપ્ત થાય છે ?

ઉત્તરઃ—અસત્સંગનુ બળ ઘટવાથી આત્મવિચાર થવાનો અવકાશ પ્રાપ્ત થાય છે.

૧૧૭૨ પ્રશ્નઃ—આત્મજ્ઞાન શું થવાથી થાય છે ?

ઉત્તરઃ—આત્મવિચાર થવાથી આત્મજ્ઞાન થાય છે.

૧૧૭૩ પ્રશ્નઃ—આપ એમ કહો છો કે, આત્મજ્ઞાનથી નિજસ્વભાવરૂપ સર્વ ક્લેશ અને સર્વ દુઃખથી રહિત એવો મોક્ષ થાય છે ?

ઉત્તરઃ—આત્મજ્ઞાનથી નિજસ્વભાવસ્વરૂપ સર્વ ક્લેશ અને સર્વ દુઃખથી રહિત એવો મોક્ષ થાય છે; એ વાત કેવળ સત્ય છે.

૧૧૭૪ પ્રશ્નઃ—અમુનિ કોણ છે ?

ઉત્તરઃ—જે જીવો મોહનિદ્રામાં સુતા છે તે અમુનિ છે.

૧૧૭૫ પ્રશ્નઃ—મુનિ કેવા પ્રકારે રહે ?

ઉત્તરઃ—નિરંતર આત્મવિચારે કરી મુનિ તો જાગૃત રહે.

૧૧૭૬ પ્રશ્નઃ—કોને ભય છે ? અને કોને નથી ?

ઉત્તરઃ—પ્રમાદીને સર્વથા ભય છે; અપ્રમાદીને કોઈ રીતે ભય નથી, એમ શ્રી જિને કહ્યું છે.

૧૧૭૭ પ્રશ્નઃ—શું સર્વ પદાર્થ જાણવાનો હેતુ માત્ર આત્મજ્ઞાન કરવું એ છે ?

ઉત્તરઃ—સર્વ પદાર્થ જાણવાનો હેતુ માત્ર આત્મજ્ઞાન કરવું એ છે.

૧૧૭૮ પ્રશ્નઃ—આત્માજ્ઞાન ન થાય તો સર્વ પદાર્થના જ્ઞાનનું નિષ્ફળપણું છે ?

ઉત્તરઃ—જો આત્મજ્ઞાન ન થાય, તો સર્વ પદાર્થના જ્ઞાનનું નિષ્ફળપણું છે.

૧૧૭૯ પ્રશ્નઃ—આત્મજ્ઞાનના પ્રમાણમાં આત્મસમાધિ પ્રગટે ?

ઉત્તરઃ—જેટલું આત્મજ્ઞાન થાય એટલી આત્મસમાધિ પ્રગટે.

૧૧૮૦ પ્રશ્નઃ—મોક્ષ કોને દૂર નથી ?

ઉત્તરઃ—કોઈ પણ તથારૂપ જોગને પામીને જીવને એક ક્ષણ પણ અંતર્ભેદજાગૃતિ થાય, તો તેને મોક્ષ વિશેષ દૂર નથી.

૧૧૮૧ પ્રશ્નઃ—જીવથી મોક્ષ કેટલો દૂર છે એવું માપ શી રીતે કાઢી શકાય ?

ઉત્તરઃ—અન્ય પરિણામમા જેટલી તાદાત્મ્યવૃત્તિ છે, તેટલો જીવથી મોક્ષ દૂર છે.

૧૧૮૨ પ્રશ્નઃ—શું આત્મજોગ બને તો જ મનુષ્યપણાનું મૂલ્ય કોઈ રીતે ન થઈ શકે એવુ છે ?

ઉત્તરઃ—જો કોઇ આત્મજોગ બને તો આ મનુષ્યપણાનું મૂલ્ય કોઈ રીતે ન થઇ શકે તેવું છે.

૧૧૮૩ પ્રશ્ન—મનુષ્યદેહ વિના આત્મજોગ બનતો નથી ? મનુષ્યદેહ વિના આત્મજોગ બનતો નથી એમ જાણી શું કરવું ઘટે ?

ઉત્તરઃ—પ્રાયે મનુષ્યદેહ વિના આત્મજોગ બનતો નથી એમ જાણી, અસત નિશ્ચય કરી, આજ દેહમાં આત્મજોગ ઉત્પન્ન કરવો ઘટે.

૧૧૮૪ પ્રશ્નઃ—શુ કરવાથી સહજમાં આત્મજોગ પ્રગટે ?

ઉત્તરઃ—વિચારની નિર્મળતાએ કરી, જો આ જીવ અન્ય પરિચયથી પાછો વળે, તો સહજમાં હમણા જ તેને આત્મજોગ પ્રગટે.

૧૧૮૫ પ્રશ્નઃ—જીવ શુ કરવાથી વિચારદશાને પામે ?

ઉત્તરઃ—અસત્સંગ-પ્રસંગનો ઘેરાવો વિશેષ છે, અને આ જીવ તેથી અનાદિ કાળનો હીનસત્વ થયો હોવાથી તેથી અવકાશ પ્રાપ્ત કરવા, તેની નિવૃત્તિ કરવા, જેમ બને તેમ સત્સંગનો આશ્રય કરે, તો કોઈ રીતે પુરુષાર્થયોગ્ય થઇ વિચારદશાને પામે.

૧૧૮૬ પ્રશ્નઃ—કયા પ્રકારના પ્રમાણમાં આત્મવિચાર ઉત્પન્ન થાય ?

ઉત્તરઃ—જે પ્રકારે અનિત્યપણું, આ સંસારનું અત્યંતપણે ભાસે, તે પ્રકારે કરી આત્મવિચાર ઉત્પન્ન થાય.

૧૧૮૭ પ્રશ્નઃ—આપને આપના ઉપાધિકાર્યથી છૂટવાની વૃત્તિ કેવી રહે છે ? આપને ઉપાધિથી છૂટતાં વખત જાય છે તેને આપનું શિથિલપણું માનો છો ?

ઉત્તરઃ—હવે આ ઉપાધિકાર્યથી છૂટવાની વિશેષ વિશેષ આર્ત્તિ

થયા કરે છે, અને છૂટવા વિના જે કંઇ પણ કાળ જાય છે તે, આ જીવનું શિથિલપણું જ છે, એમ લાગે છે; અથવા એવો નિશ્ચય રહે છે.

૧૧૮૮ પ્રશ્ન:—શ્રી જનકવિદેહી ઉપાધિમાં વસતા રહ્યા છતાં આત્મસ્વભાવમાં વસતા હતા એવું આલંબન લઇ આપ આપનો વ્યવહાર પ્રવર્ત્તાવવા માગતા નથી ?

ઉત્તર:—જનકાદિ ઉપાધિમા રહ્યા છતાં આત્મસ્વભાવમાં વસતા હતા એવા આલંબનપ્રત્યે ક્યારેય બુદ્ધિ થતી નથી.

૧૧૮૯ પ્રશ્ન:—શું આપને એમ રહે છે કે આપને પણ શ્રી-જિન જેવા જન્મત્યાગી છોડીને ચાલી નીકળ્યા એવા ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ કરતાં વખત લાગશે તો અશ્રેય થશે ?

ઉત્તર:—શ્રી જિનજેવા જન્મત્યાગી પણ છોડીને ચાલી નીકળ્યા એવા ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ આ પામર જીવ કરતાં કરતાં કાળ વ્યતીત કરશે, તો અશ્રેય થશે, એવો ભય જીવના ઉપ-યોગ પ્રત્યે પ્રવર્તે છે, કેમકે એમજ કર્ત્તવ્ય છે. જે રાગદ્વેષાદિ પરિ-ણામ અજ્ઞાન વિના સંભવતાં નથી, તે રાગદ્વેષપરિણામનુ પરિક્ષીણ-પણુંજ કર્ત્તવ્ય છે.

૧૧૯૦ પ્રશ્ન:—શુ હોવ ત્યા અત્યંત ત્યાગ સભવે છે? અત્યંત ત્યાગ વિના અત્યત જ્ઞાન ન હોય ?

ઉત્તર:—અત્યંત જ્ઞાન હોય ત્યા અત્યંત ત્યાગ સભવે છે. અત્યંત ત્યાગ પ્રગટયા વિના અત્યંત જ્ઞાન ન હોય એમ, શ્રી તીર્થંકરે સ્વીકાર્યું છે.

૧૧૯૧ પ્રશ્ન:—શ્રી જિન ત્યાગ કોને કહે છે ?

ઉત્તર:—આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય-અધ્યાસ નિવૃર્તવો તેને શ્રી જિન 'ત્યાગ' કહે છે.

૧૧૯૨ પ્રશ્ન:—શું બાહ્યત્યાગનો ત્યાગનો અર્થે અંતર્ત્યાગ કહ્યો છે કે આપ બાહ્ય પ્રસંગની નિવૃત્તિને આપને પોતાને માટે ઉપકારી માનો છો?

ઉત્તર:—તે તાદાત્મ્ય–અધ્યાસની નિવૃત્તિરૂપ ત્યાગ થવા અર્થે આ બાહ્ય–પ્રસંગના ત્યાગનો અર્થે અંતર્ત્યાગ કહ્યો નથી, એમ છે, તોપણ આ જીવે અંતર્ત્યાગને અર્થે બાહ્યપ્રસગની નિવૃત્તિને કંઈ પણ ઉપકારી માનવી યોગ્ય છે.

૧૧૯૩ પ્રશ્ન:—શુ આપ ઉપાધિ–બાહ્યપ્રસંગથી છૂટવાનો નિત્ય વિચાર કરો છો ? તેમ કરવાનો જાપ જપો છો ?

ઉત્તર:—નિત્ય છૂટવાનો વિચાર કરીએ છીએ, અને જેમ તે કાર્ય તરત બને તેમ જાપ જપીએ છીએ.

૧૧૯૪ પ્રશ્નઃ—આપને એમ લાગે છે કે, આપનો તે વિચાર અને જાપ હજુ તથારૂપ નથી? શિથિલ છે? જો શિથિલ હોય તો તેને ઉગ્રપણે આપ આરાધવા માંગો છો?

ઉત્તરઃ—જો કે, એમ લાગે છે કે, તે વિચાર અને જાપ હજી તથારૂપ નથી, શિથિલ છે; માટે અત્યંત વિચાર, અને તે જાપને ઉગ્રપણે આરાધવાનો અલ્પકાળમાં યોગ કરવો ઘટે છે એમ વર્ત્યા કરે છે. પ્રસંગથી કેટલાક અરસપરસ-સંબંધજેવા વચનો આ પત્રમાં લખ્યાં છે, તે વિચારમાં સ્ફુરી આવતાં સ્વવિચારને અર્થે લખ્યાં છે.

૧૧૯૫ પ્રશ્નઃ—જીવ, પ્રદેશ, પર્યાય, તથા સંખ્યાત, અસંખ્યાત અનંત, આદિ, વિષેના પ્રશ્નો તથા રસનાવ્યાપકપણા વિષેનો સંદેહ ક્યારે ટાળશો?

ઉત્તરઃ—જીવ, પ્રદેશ, પર્યાય તથા સંખ્યાત, અસંખ્યાત, અનંત, આદિ વિષે તથા રસના વ્યાપકપણાવિષે ક્રમેકરી સમજવુ યોગ્ય થશે.

૧૧૯૬ પ્રશ્નઃ—સમાધિસુખ કેમ પ્રગટે છે?

ઉત્તરઃ—જેમ જેમ ઉપાધિનો ત્યાગ થાય, તેમ તેમ સમાધિ-સુખ પ્રગટે છે.

૧૧૯૭ પ્રશ્નઃ—સમાધિસુખ કેમ હાનિ પામે છે?

ઉત્તરઃ—જેમ જેમ ઉપાધિનું ગ્રહણ થાય, તેમ તેમ સમાધિસુખ હાનિ પામે છે.

૧૧૯૮ પ્રશ્નઃ—આ વાત પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે?

ઉત્તરઃ—વિચાર કરીએ તો આ વાત પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે.

૧૧૯૯ પ્રશ્નઃ—શું કરવાથી સંસારના પદાર્થો પ્રત્યે વૈરાગ્ય આવ્યા વિના ન રહે? શું કારણથી તેમાં મોહબુદ્ધિ રહે છે?

ઉત્તરઃ—જો કંઇ પણ આ સંસારના પદાર્થોનો વિચાર કરવામાં આવે, તો તે પ્રત્યે વૈરાગ્ય આવ્યા વિના રહે નહિ, કેમકે માત્ર અ-વિચારે કરીને તેમા મોહબુદ્ધિ રહે છે.

૧૨૦૦ પ્રશ્નઃ—કોને 'વિવેકજ્ઞાન' અથવા 'સમ્યગ્દર્શનની પ્રાપ્તિ' ગણવાનું શ્રી જિને નિરૂપણ કર્યું છે?

ઉત્તરઃ—"આત્મા છે," "આત્મા નિત્ય છે," "આત્મા કર્મનો કર્તા છે," "આત્મા કર્મનો ભોક્તા છે," "તેથી તે નિવૃત્ત થઈ શકે છે," "અને નિવૃત્ત થઈ શકવાનાં સાધન છે," એ છ કારણો જેને વિચાર કરીને સિદ્ધ થાય, તેને 'વિવેકજ્ઞાન' અથવા 'સમ્યગ્દર્શનની પ્રાપ્તિ' ગણવી એમ શ્રી જિને નિરૂપણ કર્યું છે. જે નિરૂપણ મુમુક્ષુ જીવે વિશેષકરી અભ્યાસ કરવાયોગ્ય છે.

૧૨૦૧ પ્રશ્ન:—(૧) આત્મા છે, (૨) આત્મા નિત્ય છે, (૩) આત્મા કર્મનો કર્તા છે, (૪) આત્મા કર્મનો ભોક્તા છે, (૫) તેથી તે નિવૃત્ત થઇ શકે છે; (૬) અને નિવૃત્ત થઈ શકવાનાં સાધન છે એ ૭ કારણોનો વિચાર કેવી રીતે ઉત્પન્ન થાય છે?

ઉત્તર:—પૂર્વના કોઈ વિશેષ અભ્યાસબળથી એ ૭ કારણોનો વિચાર ઉત્પન્ન થાય છે, અથવા સત્સંગના આશ્રયથી તે વિચાર ઉત્પન્ન થવાનો યોગ બને છે.

૧૨૦૨ પ્રશ્ન:—ક્યા કારણથી જીવને આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, અને અવ્યાબાધ સમાધિસુખ ભાનમાં આવતા નથી?

ઉત્તર:—અનિત્ય પદાર્થપ્રત્યે મોહબુદ્ધિ હોવાને લીધે આત્માનુ 'અસ્તિત્વ' 'નિત્યત્વ' અને 'અવ્યાબાધ સમાધિસુખ' ભાનમાં આવતું નથી.

૧૨૦૩ પ્રશ્ન:—નિત્ય, શાશ્વત, સુખસ્વરૂપ એવું આત્મજ્ઞાન કઈ રીતે આવિર્ભાવ થઈ શકે છે?

ઉત્તર:—તેની મોહબુદ્ધિમાં જીવને અનાદિથી એવુ એકાગ્રપણું ચાલ્યું આવે છે કે, તેનો વિવેક કરતાં જીવને મુઝાઇને પાછું વળવું પડે છે, અને તે મોહગ્રંથી છેદવાનો વખત આવવા પહેલાં તે વિવેક છોડી દેવાનો યોગ પૂર્વકાળે ઘણીવાર બન્યો છે, કેમકે જેનો અનાદિકાળથી અભ્યાસ છે, તે અત્યત પુરૂષાર્થ વિના અલ્પકાળમાં છોડી શકાય નહિ; માટે ફરી ફરી સત્સગ, સત્શાસ્ત્ર અને પોતામાં સરળ વિચારદશા કરી તે વિષયમાં વિશેષ શ્રમ લેવો યોગ્ય છે, કે જેના પરિણામમા 'નિત્ય,' 'શાશ્વત,' 'સુખસ્વરૂપ' એવું 'આત્મજ્ઞાન' થઈ સ્વરૂપ–આવિર્ભાવ થાય છે.

૧૨૦૪ પ્રશ્ન:—આવો આવિર્ભાવ થવામા પ્રથમથી ઉત્પન્ન થતાં સંશયનું શુ કરવુ?

ઉત્તર:—એમાં પ્રથમથી ઉત્પન્ન થતા સંશય ધીરજથી અને વિચારથી શાંત થાય છે. અધીરજથી અથવા આડી કલ્પના કરવાથી માત્ર જીવને પોતાના હિતનો ત્યાગ કરવાનો વખત આવે છે; અને અનિત્ય પદાર્થનો રાગ રહેવાથી તેના કારણે ફરી ફરી સંસારપરિભ્રમણનો યોગ રહ્યા કરે છે.

૧૨૦૫ પ્રશ્ન:—મને આત્મવિચાર કરવાની ઇચ્છા વર્તે છે તેથી આપને કેવા પ્રકારે સંતોષ થાય છે?

ઉત્તર:—કંઇ પણ આત્મવિચાર કરવાની ઇચ્છા તમને વર્તે છે એમ જાણી, ઘણો સંતોષ થયો છે; તે સંતોષમાં મારો કંઇ સ્વાર્થ

નથી. માત્ર તમે સમાધિને રસ્તે ચડવા ઇચ્છો છો તેથી, સંસાર-ક્લેશથી નિવર્તવાનો તમને પ્રસંગ પ્રાપ્ત થશે એવા પ્રકારનો સંભવ દેખી સ્વભાવે સંતોષ થાય છે.

૧૨૦૬ પ્રશ્ન:—શ્રી જિને તીવ્રજ્ઞાનદશા કોને કહી છે ?

ઉત્તર:—સર્વ વિભાવથી ઉદાસીન, અને અત્યંત શુદ્ધ નિજપર્યાયને સહજપણે આત્મા ભજે તેને શ્રી જિને 'તીવ્રજ્ઞાનદશા' કહી છે.

૧૨૦૭ પ્રશ્ન:—આવી તીવ્રજ્ઞાનદશા આવ્યા વિના કોઇ પણ જીવ બંધનમુક્ત થાય નહિ, એવો સિદ્ધાંત શ્રી જિને પ્રતિપાદન કરેલો છે તેને માટે આપ શું કહો છો ?

ઉત્તર:—જે દશા આવ્યા વિના કોઈ પણ જીવ બંધનમુક્ત થાય નહિ, એવો સિદ્ધાંત શ્રી જિને પ્રતિપાદન કર્યો છે, જે અખંડ સત્ય છે.

૧૨૦૮ પ્રશ્ન—આવી ગહનદશાનો વિચાર સર્વથી થઈ શકવા યોગ્ય નથી ? થઈ શકવા યોગ્ય નથી તો શા કારણથી ?

ઉત્તર:—કોઇકિ જીવથી એ ગહન દશાનો વિચાર થઈ શકવાયોગ્ય છે, કેમકે અનાદિથી અત્યંત અજ્ઞાનદશાએ આ જીવે પ્રવૃત્તિ કરી છે.

૧૨૦૯ પ્રશ્ન:—આવી પ્રવૃત્તિ એકદમ અસત્ય અને અસાર સમજાઇ તેની નિવૃત્તિ સૂજે ?

ઉત્તર:—તે પ્રવૃત્તિ એકદમ અસત્ય અને અસાર સમજાઇ, તેની નિવૃત્તિ સૂજે એમ બનવું બહુ કઠણ છે.

૧૨૧૦ પ્રશ્ન:—તે પ્રવૃત્તિ એકદમ અસત્ય અને અસાર સમજાઇ તેની ને નિવૃત્તિ સૂજે એમ બનવું કઠણ છે તો તે માટે કંઈ સાધન નિરૂપણ કરવામા આવ્યુ છે ? જ્ઞાનદશા શુ કરવાથી સુલભપણે પ્રાપ્ત થાય ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષનો આશ્રય કરવારૂપ ભક્તિમાર્ગ જિને નિરૂપણ કર્યો છે, કે જે માર્ગ આરાધવાથી સુલભપણે જ્ઞાનદશા ઉત્પન્ન થાય છે.

૧૨૧૧ પ્રશ્ન:—એ ભક્તિમાર્ગ શા કારણે સિદ્ધ થતો નથી ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષના ચરણને વિષે મન સ્થાપ્યા વિના એ ભક્તિમાર્ગ સિદ્ધ થતો નથી. જેથી ફરી ફરી જ્ઞાનીની આજ્ઞા આરાધવાનું જિનાગમમા ઠેકાણે ઠેકાણે કથન કર્યુ છે.

૧૨૧૨ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષના ચરણમાં મનનું સ્થાપન થવું શી રીતે સુલભ થાય છે ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષના ચરણમાં મનનું સ્થાપન થવું પ્રથમ કઠણ પડે છે, પણ વચનની અપૂર્વતાથી, તે વચનનો વિચાર કર-

વાથી, તથા જ્ઞાનીપ્રત્યે અપૂર્વદૃષ્ટિએ જોવાથી, મનનું સ્થાપન થવું સુલભ થાય છે.

૧૨૧૩ પ્રશ્ન:—જ્ઞાનીપુરુષના આશ્રયમાં વિરોધ કરનારા ક્યા ક્યા દોષો છે ?

ઉત્તર:—જ્ઞાનીપુરુષના આશ્રયમાં વિરોધ કરનારા પંચવિષયાદિ દોષો છે. તે દોષ થવાનાં સાધનથી જેમ બને તેમ દૂર રહેવું; અને પ્રાપ્ત–સાધનમાં પણ ઉદાસીનતા રાખવી, અથવા તે તે સાધનોમાંથી અહંબુદ્ધિ છોડી દઇ રોગરૂપ જાણી પ્રવર્તવું ઘટે.

૧૨૧૪ પ્રશ્ન:—કેવા દોષનો વિશેષ ઉદય હોય છે ? આત્મા તે દોષને છેદવા પોતાની સન્મુખ કરે છે ત્યારે તે દોષ શું કરે છે ?

ઉત્તર:—અનાદિ–દોષનો એવા પ્રસંગમા વિશેષ ઉદય થાય છે, કેમકે આત્મા તે દોષને છેદવા પોતાની સન્મુખ લાવે છે, કે તે સ્વરૂપાંતર કરી તેને આકર્ષે છે. અને જાગ્રતિમા શિથિલ કરી નાંખી પોતાને વિષે એકાગ્રબુદ્ધિ કરાવી દે છે.

૧૨૧૫ પ્રશ્ન:—આ એકાગ્રબુદ્ધિ કેવા પ્રકારની હોય છે ?

ઉત્તર:—તે એકાગ્રબુદ્ધિ, એવા પ્રકારની હોય છે કે "મને આ પ્રવૃત્તિથી તેવો વિશેષ બાધ નહિ થાય; હું અનુક્રમે તેને છોડીશ; અને કરતા જાગ્રત રહીશ" એ આદિ ભ્રાંતદશા તે દોષ કરે છે; જેથી તે દોષનો સંબંધ જીવ છોડતો નથી, અથવા તે દોષ વધે છે, તેનો લક્ષ તેને આવી શકતો નથી.

૧૨૧૬ પ્રશ્ન:—આ વિરોધી સાધનનો કેટલા પ્રકારથી ત્યાગ થઇ શકે છે ? એ બન્ને પ્રકારની વ્યાખ્યા કૃપા કરી કહેશો ?

ઉત્તર:—એ વિરોધી સાધનનો બે પ્રકારથી ત્યાગ થઈ શકે છે; એક તે સાધનના પ્રસંગની નિવૃત્તિ; બીજો પ્રકાર, વિચારથી કરી તેનું તુચ્છપણું સમજાવું.

૧૨૧૭ પ્રશ્ન:—વિચારનો અવકાશ કેવી રીતે પ્રાપ્ત થાય છે ?

ઉત્તર:—વિચારથી કરી તુચ્છપણું સમજાવવા માટે પ્રથમ તે પંચવિષયાદિના સાધનની નિવૃત્તિ કરવી વધારે યોગ્ય છે, કેમકે તેથી વિચારનો અવકાશ પ્રાપ્ત થાય છે.

૧૨૧૮ પ્રશ્ન:—તીવ્રજ્ઞાનદશા પ્રગટી જીવ મુક્ત થાય એના સાધનની શ્રેણી બતાવવા દયા કરશો ?

ઉત્તર:—તે પંચવિષયાદિ સાધનની નિવૃત્તિ સર્વથા કરવાનું જીવનું બળ ન ચાલતું હોય ત્યારે, ક્રમે ક્રમે, દેશે દેશે તેનો ત્યાગ કરવો ઘટે. પરિગ્રહ તથા ભોગોપભોગ પદાર્થનો અલ્પ પરિચય કરવો

ઘટે. એમ કરવાથી અનુક્રમે તે દોષ મોળા પડે, અને આશ્રયભક્તિ દૃઢ થાય; તથા જ્ઞાનીનાં વચનોનું આત્મામાં પરિણામ થઇ 'તીવ્રજ્ઞાન-દશા' પ્રગટી જીવ મુક્ત થાય.

૧૨૧૯ પ્રશ્નઃ—આશ્રયભક્તિમાર્ગ કેમ સિદ્ધ થાય ?

ઉત્તરઃ—જીવ કોઇકવાર આવી વાતનો વિચાર કરે તેથી, અનાદિ-અભ્યાસનું બળ ઘટવું કઠણ પડે, પણ દિન દિન પ્રત્યે, પ્રસંગે પ્રસંગે, અને પ્રવૃત્તિ પ્રવૃત્તિએ, ફરી ફરી વિચાર કરે, તો અનાદિ-અભ્યાસનુ બળ ઘટી, અપૂર્વઅભ્યાસની સિદ્ધિ થઈ, સુલભ એવો આશ્રયભક્તિમાર્ગ સિદ્ધ થાય.

૧૨૨૦ પ્રશ્નઃ—જ્ઞાની પુરુષનો માર્ગ સમજવાનો સમય સમીપ કેમ પ્રાપ્ત થાય ?

ઉત્તરઃ—જે પ્રકારે બંધનથી છૂટાય તે પ્રકારે પ્રવર્ત્તવું એ, હિત-કર કાર્ય છે. બાહ્યપરિચયને વિચારીને નિવૃત્ત કરવો, એ છૂટવાનો એક પ્રકાર છે. જીવ આ વાત જેટલી વિચારશે તેટલો જ્ઞાનીપુરૂષોનો માર્ગ સમજવાનો સમય સમીપ પ્રાપ્ત થશે.

૧૨૨૧ પ્રશ્નઃ—કોણ નિર્ભય થયા છે તથા કોણ આત્મ સ્વભા-વને પામ્યા છે ?

ઉત્તર.—જન્મ, જરા મરણાદિ દુઃખે કરી સમસ્ત સંસાર અ-શરણ છે. સર્વ પ્રકારે જેણે તે સંસારની આશા તજી ને જ નિર્ભય થયા છે, અને આત્મસ્વભાવને પામ્યા છે.

૧૨૨૨ પ્રશ્નઃ—આવી સ્થિતિ જીવને શાના વિના પ્રાપ્ત થતી નથી ?

ઉત્તરઃ—વિચાર વિના તે સ્થિતિ જીવને પ્રાપ્ત થઈ શકતી નથી.

૧૨૨૩ પ્રશ્નઃ—શું કારણે જીવને વિચાર પ્રાપ્ત થવો દુર્લભ છે ?

ઉત્તરઃ—સંગના મોહે પરાધીન એવા આ જીવને વિચાર પ્રાપ્ત થવો દુર્લભ છે.

૧૨૨૪ પ્રશ્નઃ—આપશ્રીની ચિત્ત દશા હાલમાં કેમ વર્તે છે તે જણાવવા કૃપા થશે ?

ઉત્તરઃ—આજે પત્ર ૧ પહોચ્યુ છે. પત્ર લખતાં લખતાં, અથવા કંઈ કહેતાં કહેતાં વાર વાર ચિત્તની અપ્રવૃત્તિ થાય છેઃ—અને 'કલ્પિતનું આટલું બધું મહાત્મ્ય શું ? કહેવું શું ? જણાવવું શું ? શ્રવણ કરવું શું ? પ્રવૃત્તિ શી ?' એ આદિ વિક્ષેપથી ચિત્તની તેમાં અપ્રવૃત્તિ થાય છે; અને પરમાર્થસંબંધી કહેતાં, લખતાં, તેથી બીજા પ્રકારના વિક્ષેપની ઉત્પત્તિ

થાય છે. જે વિક્ષેપમાં મુખ્ય અતીવ્રપ્રવૃત્તિના નિરોધ વિના તેમાં—પરમાર્થકથનમાં–પણ અપ્રવૃત્તિ હાલ શ્રેયભૂત લાગે છે. આ કારણ વિષે આગળ એક પત્ર સવિગત લખ્યુ છે, એટલે વિશેષ લખવા જેવું અત્રે નથી, માત્ર ચિત્તમાં અત્રે વિશેષ સ્ફુર્તિ થવાથી લખ્યું છે.

૧૨૨૫ પ્રશ્ન:—આપશ્રી મોતીના વેપારની પ્રવૃત્તિ હજુ વધારે કરવા ધારો છો ?

ઉત્તર:—મોતીના વેપાર વગેરેની પ્રવૃત્તિ વધારે ન કરવા સબંધીનુ બને તો સારૂં અને ચિત્તની નિત્ય ઇચ્છા એમ રહ્યા કરે છે.

૧૨૨૬ પ્રશ્ન:—આપશ્રી મોતીના વેપારની પ્રવૃત્તિ લોભહેતુથી તો કરતા નથી ?

ઉત્તર:—લોભહેતુથી તે પ્રવૃત્તિ થાય છે કે કેમ ? એમ વિચારના લોભનુ નિદાન જણાતું નથી.

૧૨૨૭ પ્રશ્ન:—મોતીના વેપારની પ્રવૃત્તિ વિષયાદિની ઇચ્છાએ આપનાથી થાય છે ?

ઉત્તર:—વિષયાદિની ઇચ્છાએ પ્રવૃત્તિ થાય છે એમ પણ જણાતુ નથી. તથાપિ પ્રવૃત્તિ થાય છે એમા સદેહ નથી.

૧૨૨૮ પ્રશ્ન:—આપશ્રી જગતની પેઠે આ વેપારની પ્રવૃત્તિ કરો છો કે શી રીતે ?

ઉત્તર:—જગત્ કંઈ લેવાને માટે પ્રવૃત્તિ કરે છે; આ પ્રવૃત્તિ દેવાને માટે થતી હશે એમ લાગે છે. અત્રે એ લાગે છે તે, યથાર્થ હશે કે કેમ ? તે માટે વિચારવાન પુરૂષ જે કહે તે પ્રમાણ છે.

૧૨૨૯ પ્રશ્ન:—ચેતનને ચેતનપર્યાય અને જડને જડપર્યાય હોય જ ? શું પદાર્થની સ્થિતિ એમ જ છે ?

ઉત્તર:—ચેતનને ચેતનપર્યાય હોય, અને જડને જડપર્યાય હોય એ જ પદાર્થની સ્થિતિ છે.

૧૨૩૦ પ્રશ્ન:—પર્યાય એટલે શુ ?

ઉત્તર:—પ્રત્યેક સમયે જે જે પરિણામ થાય છે, તે તે પર્યાય છે. વિચાર કરવાથી આ વાત યથાર્થ લાગશે.

૧૨૩૧ પ્રશ્ન:—શા કારણે સ્પષ્ટપણે કહેવાનું હાલ આપનાથી બનતું નથી ?

ઉત્તર:—લખવાનું હાલ ઓછું બની શકે છે તેથી, કેટલાક વિચારો જણાવવાનુ બની શકતું નથી. તેમ કેટલાક વિચારો ઉપશમ કરવારૂપ પ્રકૃતિનો ઉદય હોવાથી કોઇને સ્પષ્ટતાથી કહેવાનુ બની શકતું નથી. હાલ અત્રે એટલી બધી ઉપાધિ રહેતી નથી, તોપણ પ્રવૃત્તિ-

રૂપ સંગ હોવાથી, તથા ક્ષેત્ર[1] ઉતાપરૂપ હોવાથી થોડા દિવસ અત્રેથી નિવૃત્ત થવાનો વિચાર થાય છે; હવે તે વિષે જે બને તે ખરૂં.

૧૨૩૨ પ્રશ્ન:—આત્મવીર્ય પ્રવર્તાવવામાં અને સંકોચવામાં કેવી રીતે પ્રવર્તવું ઘટે છે?

ઉત્તર:—આત્મવીર્ય પ્રવર્તાવવામાં અને સંકોચવામાં બહુ વિચાર કરી પ્રવર્તવું ઘટે છે.

૧૨૩૩ પ્રશ્ન:—[2]ભાવનગર આવવા માટે કૃપા કરશો?

ઉત્તર:—વિશેષ વિનંતિ કે, તમારૂં લખેલું પત્તુ ૧ પ્રાપ્ત થયું છે. તે તરફ આવવા સંબંધીમાં નીચે પ્રમાણે સ્થિતિ છે:—

લોકોને અંદેશો પડે એવી જાતનો બાહ્ય-વ્યવહારનો ઉદય છે, અને તેવા વ્યવહાર સાથે બળવાન નિર્ગ્રંથ પુરૂષ જેવો ઉપદેશ કરવો તે, માર્ગનો નિરોધ કરવા જેવું છે;—અને તેમ જાણીને, તથા તેના જેવાં બીજાં કારણોનું સ્વરૂપ વિચારી ઘણું કરીને લોકોને અંદેશાનો હેતુ થાય તેવા પ્રસંગમા મારૂં આવવું થતું નથી. વખતે ક્યારેક કોઈ સમાગમમાં આવે છે, અને કંઈ સ્વાભાવિક કહેવા કરવાનું થાય છે, એમાં પણ ચિત્તની ઇચ્છિત પ્રવૃત્તિ નથી. પૂર્વે યથાસ્થિત વિચાર કર્યા વિના જીવે પ્રવૃત્તિ કરી તેથી, આવા વ્યવહારનો ઉદય પ્રાપ્ત થયો છે, જેથી ઘણીવાર ચિત્તમા શોચ રહે છે; પણ યથાસ્થિત સમપરિણામે વેદવું ઘટે છે એમ જાણી, ઘણું કરી તેવી વૃત્તિ રહે છે. આ વ્યાપારાદિ ઉદયવ્યવહારથી જે જે સંગ થાય છે, તેમાં ઘણું કરી અસંગ-પરિણામવત્ પ્રવૃત્તિ થાય છે, કેમકે તેમાં સારભૂતપણું કંઈ લાગતું નથી, પણ જે ધર્મવ્યવહારના પ્રસંગમાં આવવું થાય ત્યા, તે પ્રવૃત્તિ પ્રમાણે વર્તવુ ઘટે નહિ. તેમ બીજો આશય વિચારી પ્રવૃત્તિ કરવામાં આવે તો તેટલું સમર્થપણું હાલ નથી. તેથી તેવા પ્રસંગમા ઘણુંકરીને મારૂં આવવુ ઓછુ થાય છે, અને એ ક્રમ ફેરવવાનું ચિત્તમાં હાલ બેસતું નથી, છતાં તે તરફ આવવાના પ્રસંગમાં તેમ કરવા કંઈ પણ વિચાર મે કર્યો હતો, તથાપિ તે ક્રમ ફેરવતાં બીજાં વિષમ કારણોનો આગળપર સંભવ થશે એમ પ્રત્યક્ષ દેખાવાથી ક્રમ ફેરવવા સંબંધીની વૃત્તિ ઉપશમ કરવી યોગ્ય લાગવાથી તેમ કર્યું છે. આ આશય સિવાય ચિત્તમા બીજા આશય પણ તે

---

૧ મુંબઇક્ષેત્રને ઉદ્દેશી લખ્યુ છે:—સંશોધક.

૨ ભાવનગર આવવા માટે ભાવનગરનિવાસી ભાઈ કુંવરજી આણંદજીએ આમંત્રણ કરેલું તેના ઉત્તરમાં શ્રીમદે આ પ્રમાણે પોતાના વિચારો બતાવેલા. સંશોધક.

તરફ હાલ નહિ આવવાના સંબંધમાં છે; પણ કોઈ લોકવ્યવહારરૂપ કારણથી આવવા વિષેનો વિચાર વિસર્જન કર્યો નથી. ચિત્તપર વધારે દબાણ કરીને આ સ્થિતિ લખી છે. તેપર વિચાર કરી જો કંઈ અગત્ય જેવું લાગે તો વખતે * * * * ને ખુલાસો કરશો. મારા આવવા, નહિ આવવા વિષે જો કંઈ વાત નહિ ઉચ્ચારવાનું બને તે. તેમ કરવા વિનંતિ છે.

૧૨૩૪ પ્રશ્ન:—ધન વગેરેથી જીવને તથારૂપ સુખવૃત્તિ થાય એમ મને રહે છે તો તે માટે હું પ્રવૃત્તિઓ કર્યા કરૂં ?

ઉત્તર:—સર્વ કરતાં જેમાં અધિક સ્નેહ રહ્યા કરે છે એવી આ કાયા તે, રોગ, જરાદિથી સ્વાત્મને જ દુઃખરૂપ થઇ પડે છે, તોપછી તેથી દૂર એવાં ધનાદિથી જીવને તથારૂપ (યથાયોગ્ય) સુખવૃત્તિ થાય એમ માનતાં વિચારવાનની બુદ્ધિ જરૂર ક્ષોભ પામવી જોઇએ; અને કોઈ બીજા વિચારમા જવી જોઇએ; એવો જ્ઞાનીપુરૂષોએ નિ-ર્ણય કર્યો છે તે, યથાતથ્ય છે.

૧૨૩૫ પ્રશ્ન:—સર્વ જ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે શાને કહ્યો છે?

ઉત્તર:—આત્મા અત્યંત-સહજ-સ્વસ્થતા પામે એ જ સર્વ જ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે કહ્યો છે.

૧૨૩૬ પ્રશ્ન:—શા કારણે જીવને સ્વસ્થતા પ્રત્યે આવવું દુર્ગમ પડે છે?

ઉત્તર:—અનાદિ કાળથી જીવે અસ્વસ્થતા નિરંતર આરાધી છે, જેથી સ્વસ્થતા પ્રત્યે આવવુ તેને દુર્ગમ પડે છે.

૧૨૩૭ પ્રશ્ન:—શુ શ્રી જિને એમ કહ્યું છે કે, જીવ યથાપ્રવૃત્તિ-કરણ સુધી અનંતિ વાર આવ્યો છે, છતાં તે સંસારપરિણામી થયા કર્યો છે? સંસારપરિણામી થયા કર્યો છે તો શા કારણે?

ઉત્તર—શ્રી જિને એમ કહ્યુ છે કે, યથાપ્રવૃત્તિકરણ સુધી જીવ અનંતિવાર આવ્યો છે, પણ જે સમયે ગ્રંથીભેદ થવા સુધી આવ-વાનુ થાય છે ત્યારે, ક્ષોભ પામી પાછો સંસારપરિણામી થયા કર્યો છે.

૧૨૩૮ પ્રશ્ન:—ગ્રંથીભેદ થવામાં જે વીર્યગતિ જોઇએ તે થ-વાને માટે જીવે શુ કરવુ શ્રેયભૂત છે?

ઉત્તર:—ગ્રંથીભેદ થવામા જે વીર્યગતિ જોઇએ તે થવાને અર્થે જ જીવે નિત્યપ્રત્યે સત્સમાગમ, સદ્દવિચાર અને સદ્ગ્રંથનો પરિ-ચય નિરંતરપણે કરવો શ્રેયભૂત છે.

૧૨૩૯ પ્રશ્ન:—આપશ્રીનુ આયુષ્ય ઉપાધિયોગે વ્યતીત થાય છે તે આપને યોગ્ય લાગે છે?

ઉત્તરઃ—આ દેહનું આયુષ્ય પ્રત્યક્ષ ઉપાધિયોગે વ્યતીત થતું જાય છે, એ માટે અત્યંત શોક થાય છે, અને તેનો અલ્પકાળમાં જો ઉપાય ન કર્યો તો અમજેવા અવિચારી પણ થોડા સમજવા.

૧૨૪૦ પ્રશ્નઃ—આપ કયા જ્ઞાનને અત્યંત ભક્તિપૂર્વક નમસ્કાર કરો?

ઉત્તરઃ—જે જ્ઞાનથી 'કામ' નાશ પામે તે જ્ઞાનને અત્યંત ભક્તિએ નમસ્કાર હો.

૧૨૪૧ પ્રશ્નઃ—એક સમયમાં વધારેમાં વધારે કેટલા જીવ મુક્ત થાય?

ઉત્તરઃ—વધારેમાં વધારે એક સમયે ૧૦૮ જીવ મુક્ત થાય.

૧૨૪૨ પ્રશ્ન—૧૦૮ કરતા વિશેષ ન થાય?

ઉત્તરઃ—એથી વિશેષ ન થાય એવી લોકસ્થિતિ જિનાગમમાં સ્વીકારેલી છે.

૧૨૪૩ પ્રશ્નઃ—જો આ પ્રમાણે જીવો મોક્ષપ્રાપ્ત થયા કરે, તો સસારનો ઉચ્છેદ ન થઈ જાય? અને થઈ જાય તો બધ–મોક્ષ વ્યવસ્થામાં વિપર્યય ન થાય?

ઉત્તરઃ—અનેક પ્રત્યેક સમયે એકસો આઠ જીવ મુક્ત થયા જ કરે છે એમ ગણીએ, તો પરિણામે ત્રણે કાળમા જેટલા જીવ મોક્ષપ્રાપ્ત થાય તેટલા જીવની જ અનંત સંખ્યા થાય. તે કરતા સંસારનિવાસી જીવોની સખ્યા અનંતપણે જિનાગમમા નિરૂપી છે. અર્થાત્ ત્રણે કાળમા મુક્તજીવ જેટલા થાય તે કરતા સસારમા અનતગણા જીવ રહે, કેમકે તેનુ પરિમાણ એટલુ વિશેષ છે, અને તેથી મોક્ષમાર્ગનો પ્રવાહ વહ્યા કરતા છતાં સંસારમાર્ગ ઉચ્છેદ થઈ જવો સંભવતો નથી, અને તેથી બધ–મોક્ષ-વ્યવસ્થામા વિપર્યય થતું નથી. આ વિષે વધારે ચર્ચા સમાગમમા કરશો તો અડચણ નથી. જીવના બધ–મોક્ષની વ્યવસ્થા વિષે સંક્ષેપમાં પત્ર લખ્યુ છે.

૧૨૪૪ પ્રશ્નઃ—આપશ્રી એમ ધારો છો કે, આપ ઉપાધિ કરો છો, છતા અસંગદશામા રહી શકો છો? ઉપાધિ કરતાં આત્મપરિણામ ચચળ ન થાય એમ ન બને? અમારે અને આપે આ સબંધમા કેવી રીતે વિચારવુ ઘટે છે?

ઉત્તરઃ—સૌ કરતા વિચારવાયોગ્ય વાત તો હાલ એ જ છે કે, ઉપાધિ કરવામા આવે, અને કેવળ અસંગદશા રહે એમ બનવું અત્યંત કઠણ છે; અને ઉપાધિ કરતાં આત્મપરિણામ ચંચળ ન થાય એમ બનવુ અસંભવિત જેવું છે. ઉત્કૃષ્ટ જ્ઞાનીને બાદ કરતાં આપણે સૌએ

તો આત્મામાં જેટલું અસંપૂર્ણ અસમાધિપણું વર્તે છે તે, અથવા વર્તી શકે તેવું હોય તે, ઉચ્છેદ કરવું એ વાત લક્ષમા વધારે લેવા યોગ્ય છે.

૧૨૪૫ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષોએ સમ્યગદર્શનના નિવાસનાં કેટલા અને કયા કયા પદને સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યાં છે?

ઉત્તર:—શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાનીપુરુષોએ નીચે કહ્યાં છે તે છ પદને સમ્યગ્દર્શનના નિવાસનાં સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યાં છે. ૧. પ્રથમ પદ આત્મા છે. ૨ બીજુ પદ આત્મા નિત્ય છે. ૩. ત્રીજું પદ આત્મા કર્ત્તા છે. ૪. ચોથુ પદ આત્મા ભોક્તા છે. ૫. પાંચમુ પદ મોક્ષ પદ છે, અને ૬ છઠું પદ મોક્ષનો ઉપાય છે.

૧૨૪૬ પ્રશ્ન:—"આત્મા છે" એમ આપ કહો છો તે શી રીતે?

ઉત્તર—**પ્રથમપદ:—"આત્મા છે."** જેમ ઘટપટઆદિ પદાર્થો છે તેમ આત્મા પણ છે. અમુક ગુણ હોવાને લીધે જેમ ઘટપટાદિ હોવાનું પ્રમાણ છે, તેમ સ્વપરપ્રકાશક એવી ચૈતન્ય—સત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનુ પ્રમાણ છે.

૧૨૪૭ પ્રશ્ન:—આત્મા નિત્ય છે એમ આપ કહો છો તે કઇ રીતે તે સમજાવવા કૃપા કરશો?

ઉત્તર:—**બીજું પદ:—"આત્મા નિત્ય છે."** ઘટપટઆદિ પદાર્થો અમુક કાળવર્ત્તિ છે. આત્મા ત્રિકાળવર્ત્તિ છે. ઘટપટાદિ 'સંયોગે કરી' પદાર્થ છે. આત્મા 'સ્વભાવે કરીને' પદાર્થ છે, કેમકે તેની ઉત્પત્તિ માટે કોઈ પણ સંયોગો અનુભવયોગ્ય થતા નથી. કોઇ પણ સયોગી દ્રવ્યથી ચેતન—સત્તા પ્રગટ થવાયોગ્ય નથી, માટે અનુત્પન્ન છે. અસયોગી હોવાથી અવિનાશી છે, કેમકે જેની કોઇ સયોગથી ઉત્પત્તિ ન હોય તેનો કોઇને વિષે લય પણ હોય નહિ

૧૨૪૮ પ્રશ્ન:—"આત્મા કર્ત્તા છે" એ શી રીતે?

ઉત્તર:—**ત્રીજું પદ:—"આત્મા કર્ત્તા છે."** સર્વ પદાર્થ અર્થક્રિયાસપન્ન છે. કઇને કઇ પરિણામક્રિયા સહિત જ સર્વ પદાર્થ જોવામાં આવે છે. આત્મા પણ ક્રિયાસપન્ન છે. ક્રિયાસંપન્ન છે, માટે કર્ત્તા છે. તે કર્ત્તાપણું ત્રિવિધ શ્રી જિને વિવેચ્યુ છે. પરમાર્થથી સ્વભાવપરિણતિએ 'નિજસ્વરૂપનો કર્ત્તા છે.' અનુપચરિત (અનુભવમાં આવવાયોગ્ય—વિશેષ સંબંધસહિત) વ્યવહારથી તે આત્મા 'કર્મનો કર્ત્તા છે.' ઉપચારથી 'ઘર, નગર આદિનો કર્ત્તા છે.'

૧૨૪૯ પ્રશ્ન:—"આત્મા ભોક્તા છે" એમ કયા પ્રમાણથી જણાય?

ઉત્તરઃ—**ચોથું પદઃ—" આત્મા ભોક્તા છે. "** જે જે કંઈ ક્રિયા છે તે તે સર્વ સફળ છે, નિરર્થક નથી. જે કંઈ પણ કરવામા આવે છે તેનું ફળ ભોગવવામાં આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે. વિષ ખાધાથી વિષનું, સાકર ખાવાથી સાકરનું ફળ; અગ્નિસ્પર્શથી તે અગ્નિસ્પર્શનુ ફળ, હીમને સ્પર્શ કરવાથી હીમસ્પર્શનું જેમ ફળ થયા વિના રહેતું નથી, તેમ કષાયાદિ, કે અકષાયાદિ જે કંઈ પણ પરિ-ણામે આત્મા પ્રવર્ત્તે તેનુ ફળ પણ થવા યોગ્ય જ છે, અને તે થાય છે. તે આત્મા કર્ત્તા હોવાથી ' ભોક્તા છે. '

૧૨૫૦ પ્રશ્નઃ—મોક્ષપદ કેવા રૂપે છે ?

ઉત્તર.—**પાંચમું પદઃ—" મોક્ષપદ છે. "** જે અનુપચરિત-વ્યવહારથી જીવને કર્મનુ કર્ત્તાપણુ નિરૂપણ કર્યું, કર્તાપણું હોવાથી ભોક્તાપણું નિરૂપણ કર્યું, તે કર્મનુ ટળવાપણું પણ છે, કેમકે પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણું હોય પણ તેના અનભ્યાસથી–તેના અપરિચયથી–તેને ઉપશમ કરવાથી–તેનુ મંદપણું દેખાય છે, તે ક્ષીણ થવાયોગ્ય દેખાય છે, ક્ષીણ થઇ શકે છે. તે તે બંધભાવ ક્ષીણ થઇ શકવાયોગ્ય હોવાથી તેથી રહિત એવો જે શુદ્ધ–આત્મસ્વભાવ તે રૂપ'મોક્ષપદ છે.'

૧૨૫૧ પ્રશ્નઃ—" મોક્ષનો ઉપાય છે " એ સિદ્ધાંતની પ્રતીતિ શી ?

ઉત્તરઃ—**છઠ્ઠું પદઃ—" તે મોક્ષનો ઉપાય છે. "** જો કદી કર્મબંધમાત્ર થયા કરે એમ જ હોય તો તેની નિવૃત્તિ કોઇ કાળે સંભવે નહિ, પણ કર્મબધથી વિપરીત સ્વભાવવાળા એવા જ્ઞાન,, દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે. જે સાધનના બળે કર્મબંધ શિથિલ થાય છે,–ઉપશમ પામે છે–ક્ષીણ થાય છે. ' માટે તે જ્ઞાન, દર્શન, સંયમાદિ મોક્ષપદના ઉપાય છે.'

૧૨૫૨ પ્રશ્નઃ—આપશ્રી એમ કહો છો કે આ છ પદ અત્યંત સંદેહરહિત છે ?

ઉત્તરઃ—શ્રી જ્ઞાનીપુરૂષોએ સમ્યગ્દર્શનના મુખ્ય નિવાસભૂત કહ્યાં એવાં આ છ પદ અત્રે સંક્ષેપમાં જણાવ્યા છે. સમીપમુક્તિગામી જીવને સહજ વિચારમાં તે સપ્રમાણ થવાયોગ્ય છે,–પરમ નિશ્ચયરૂપ જણાવા યોગ્ય છે. તેનો સર્વ વિભાગે વિસ્તાર થઇ તેના આત્મામાં વિવેક થવાયોગ્ય છે. આ છ પદ અત્યંત સંદેહ રહિત છે, એમ પરમપુરૂષે નિરૂપણ કર્યું છે.

૧૨૫૩ પ્રશ્નઃ—આ છ પદનો વિવેક શા કારણે કહ્યો છે ?

ઉત્તરઃ—એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે.

૧૨૫૪ પ્રશ્નઃ—શા કારણે આ છ પદની દેશના જ્ઞાનીપુરૂષોએ પ્રકાશી છે ?

ઉત્તરઃ—અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ–મમત્વભાવ–તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની-પુરુષોએ દેશના પ્રકાશી છે.

૧૨૫૫ પ્રશ્નઃ—સમ્યગ્દર્શનનેઅને તેથી મોક્ષપદને જીવ કેમ પામે ?

ઉત્તરઃ—તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજમાત્રમાં તે જાગ્રત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય; સમ્યગ્દર્શનને પ્રાપ્ત થઇ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે.

૧૨૫૬ પ્રશ્નઃ—આ છ પદને યથાર્થ જાણવાથી શું ફળ પ્રાપ્તિ થાય છે ?—શું કૃતાર્થ થવાય છે ?

ઉત્તરઃ—કોઇ વિનાશી, અશુદ્ધ અને અન્ય એવા ભાવને વિષે તેને હર્ષ, શોક, સંયોગ, ઉત્પન્ન ન થાય, તે વિચારે સ્વસ્વરૂપને વિષે જ શુદ્ધપણું, સંપૂર્ણપણું, અવિનાશીપણું, અત્યંત આનંદપણું, અંતરરહિત તેના અનુભવમાં આવે છે, સર્વ વિભાવિ–પર્યાયમાં માત્ર પોતાને અધ્યાસથી એકયતા થઇ છે, તેથી કેવળ પોતાનું ભિન્નપણું જ છે એમ, સ્પષ્ટ–પ્રત્યક્ષ–અત્યંત પ્રત્યક્ષ–અપરોક્ષ–તેને અનુભવ થાય છે. વિનાશી અથવા અન્ય પદાર્થના સંયોગને વિષે તેને ઇષ્ટ–અનિષ્ટપણું પ્રાપ્ત થતુ નથી. જન્મ, જરા, મરણ, રોગાદિ બાધારહિત સંપૂર્ણ મહાત્મ્યનુ ઠેકાણું એવું નિજસ્વરૂપ જાણી, વેદી, તે કૃતાર્થ થાય છે. જે જે પુરૂષોને 'એ છ પદ સપ્રમાણ એવાં પરમ પુરૂષના વચને આત્માનો નિશ્ચય થયો છે, તે તે પુરૂષો સ્વરૂપને પામ્યા છે. આધિ, વ્યાધિ, ઉપાધિ સર્વસંગથી રહિત થયા છે, થાય છે, અને ભાવિકાળમા પણ તેમ જ થશે.

૧૨૫૭ પ્રશ્નઃ—કેવા પુરૂષને આપ નમસ્કાર કરો છો ?

ઉત્તરઃ—જે સત્પુરૂષોએ જન્મ, જરા, મરણનો નાશ કરવાવાળો, સ્વસ્વરૂપમાં સહજ–અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે, તે સત્પુરૂષોને અત્યંત ભક્તિથી નમસ્કાર છે.

૧૨૫૮ પ્રશ્નઃ—શું જ્ઞાનીપુરૂષની નિષ્કારણ કરૂણાને નિત્ય સ્તવવામાં આત્મસ્વભાવ પ્રગટે છે ?

ઉત્તરઃ—તેની નિષ્કારણ–કરૂણાને નિત્યપ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે એવા સર્વ સત્પુરૂષો, તેનાં ચરણારવિંદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો !

૧૨૫૯ પ્રશ્ન:—આ છ પદથી સિદ્ધ એવું આત્મસ્વરૂપ જેના વચનને અંગીકાર કર્યે સહજમાં પ્રગટવાનું અને તેથી સર્વકાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થાય છે એમ આપ કહો છો તે સત્પુરૂષના ગુણની વ્યાખ્યા આપ શી રીતે કરો ?

ઉત્તર.—જે છ પદથી સિદ્ધ છે એવું આત્મસ્વરૂપ તે જેનાં વચનને અંગીકાર કર્યે સહજમા પ્રગટે છે, જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વકાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થઇ નિર્ભય થાય છે, તે વચનના કહેનાર એવા સત્પુરૂષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે.

૧૨૬૦ પ્રશ્ન:—શા કારણે અશક્તિ છે ? શુ આવા પુરૂષોને "આ મારો શિષ્ય છે," તે "મારી ભક્તિનો કર્ત્તા છે માટે મારો છે" એવો ભાવ ન થાય ?

ઉત્તર:—કેમકે જેનો પ્રત્યુપકાર ન થઇ શકે એવો પરમાત્વભાવ ને જેણે કંઈ પણ ઇચ્છાવિના માત્ર નિષ્કારણ–કરૂણાશીલતાથી આપ્યો. એમ છતા પણ જેણે અન્ય જીવને વિષે 'આ મારો શિષ્ય છે, અથવા ભક્તિનો કર્ત્તા છે, માટે મારો છે,' એમ કદી જોયુ નથી. એવા જે સત્પુરૂષ, તેને અત્યંત ભક્તિએ ફરી ફરી નમસ્કાર હો !

૧૨૬૧ પ્રશ્ન:—સત્પુરૂષોએ શુ ઉદ્દેશથી સદ્દગુરૂની ભક્તિનુ નિરૂપણ કર્યું છે ?

ઉત્તર:—જે સત્પુરૂષોએ સદ્દગુરૂની ભક્તિ નિરૂપણ કરી છે, તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે છે. જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્દગુરૂના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે, અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનુ નિરૂપણ કર્યું છે, તે ભક્તિને અને તે સત્પુરૂષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો !

૧૨૬૨ પ્રશ્ન:—આપશ્રીને કેવળજ્ઞાન કેવા પ્રકારે વર્તવાનું કહી શકાય ?

ઉત્તર:—જો કદી પ્રગટપણે વર્ત્તમાનમાં કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઇ નથી, જેના વચનના વિચારયોગે શક્તિપણે કેવળજ્ઞાન છે એમ સ્પષ્ટ જાણ્યું છે, શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયુ છે, વિચારદશાએ કેવળજ્ઞાન થયું છે, ઇચ્છાદશાએ કેવળજ્ઞાન થયુ છે, મુખ્ય નયના હેતુથી કેવળજ્ઞાન વર્ત્તે છે, તે કેવળજ્ઞાન–સર્વ અવ્યાબાધ સુખનું પ્રગટ કરનાર–જેનાયોગે સહજમાત્રમાં જીવ પામવા યોગ્ય થયો, તે સત્પુરુષના ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ નમસ્કાર હો ! નમસ્કાર હો !

૧૨૬૩ પ્રશ્નઃ—વેદાંતાદિમાં આત્મસ્વરૂપની જે વિચારણા કરી છે તે વિચારણા કરતાં જિનાગમમાં કહેલી વિચારણામાં ભેદ પડે છે?

ઉત્તરઃ—વેદાતાદિમાં આત્મસ્વરૂપની જે વિચારણા કહી છે, તે વિચારણા કરતા શ્રી જિનાગમમા જે આત્મસ્વરૂપની વિચારણા કહી છે તેમાં ભેદ પડે છે.

૧૨૬૪ પ્રશ્નઃ—સર્વ વિચારણાનુ ફળ શુ ઘટે?

ઉત્તરઃ—સર્વ વિચારણાનું ફળ આત્માનુ સહજસ્વભાવે પરિણામ થવુ એ જ છે.

૧૨૬૫ પ્રશ્ન.—વેદાંતાદિ કરતાં શ્રી જિને સંપૂર્ણ રાગદ્વેષના ક્ષય વિના સંપૂર્ણ આત્મજ્ઞાન પ્રગટે નહિ એવો કહેલો નિશ્ચય આપને વધારે બળવાન પ્રમાણભૂત લાગે છે?

ઉત્તર.—સંપૂર્ણ રાગદ્વેષના ક્ષય વિના સપૂર્ણ આત્મજ્ઞાન પ્રગટે નહિ એવો નિશ્ચય જિને કહ્યો છે તે, વેદાતાદિ કરતાં બળવાન પ્રમાણભૂત છે.

૧૨૬૬ પ્રશ્ન.—શુ આપને પરાણે ઉપાધિયોગ પ્રાપ્ત થાય છે?

ઉત્તરઃ—"અલ્પકાળમાં ઉપાધિરહિત થવા ઇચ્છનારે આત્મપરિણતિને કયો વિચારમાં આણવી ઘટે છે, કે જેથી તે ઉપાધિરહિત થઈ શકે?" એ પ્રશ્ન અમે લખ્યું હતું. તેના ઉત્તરમાં તમે લખ્યું કે, જ્યાસુધી રાગબધન છે ત્યાંસુધી, ઉપાધિરહિત થવાતું નથી, અને તે બંધન આત્મપરિણતિથી ઓછુ પડી જાય તેવી પરિણતિ રહે, તો અલ્પકાળમાં ઉપાધિરહિત થવાય એ પ્રમાણે ઉત્તર લખ્યો તે, યથાર્થ છે. અહીં પ્રશ્નમા વિશેષતા એટલી છે કે "પરાણે ઉપાધિયોગ પ્રાપ્ત થતો હોય, તે પ્રત્યે રાગદ્વેષાદિ પરિણતિ ઓછી હોય, ઉપાધિ કરવા ચિત્તમા વારવાર ખેદ રહેતો હોય, અને તે ઉપાધિને ત્યાગ કરવામા પરિણામ રહ્યાં કરતાં હોય, તેમ છતા ઉદયબળથી ઉપાધિપ્રસંગ વર્તતો હોય, તો તે શા ઉપાયે નિવૃત્ત કરી શકાય?" એ પ્રશ્ન વિશે જે લક્ષ પહોંચે તે લખશો.

૧૨૬૭ પ્રશ્નઃ—આપે 'ભાવાર્થ પ્રકાશ' ગ્રંથ વાચ્યો છે? તેની રચના કેવી છે? તારતમ્યે તેમાં વાસ્તવ્ય જ્ઞાનવાનની રચના આપને લાગે છે?

ઉત્તરઃ—'ભાવાર્થપ્રકાશ' ગ્રથ અમે વાંચ્યો છે, તેમા સંપ્રદાયના વિવાદનું કંઇક સમાધાન થઈ શકે એવી રચના કરી છે, પણ તારતમ્યે વાસ્તવ્ય-જ્ઞાનવાનની રચના નથી, એમ મને લાગે છે.

૧૨૬૮ પ્રશ્નઃ—"અપ્પે પુરૂષ એક વરખ હૈ" એ સવૈયામાં

કેવો ઉપદેશ છે ? તેથી જે નિર્ણય કરી શકાય તે પૂર્વાપર અવિરુદ્ધ રહે છે ? તે કોઈ રીતે ઉપકારક છે ?

ઉત્તરઃ—શ્રી * * * * એ "અપે પુરુષ એક વરખ હૈ' એ સવૈયો લખાવ્યો તે, વાંચ્યો છે. શ્રી * * * * ને એવા સવૈયાનો વિશેષ અનુભવ છે, તથાપિ એવા સવૈયામાં પણ ઘણું કરીને છાંયાજેવો ઉપદેશ જોવામાં આવે છે, અને તેથી અમુક નિર્ણય કરી શકાય, અને કદ નિર્ણય કરી શકાય તો તે પૂર્વાપર અવિરુદ્ધ રહે છે એમ, ઘણું કરીને લક્ષમાં આવતું નથી. જીવના પુરૂષાર્થધર્મને કેટલીક રીતે એવી વાણી બળવાન કરે છે, એટલો તે વાણીનો ઉપકાર કેટલાક જીવોપ્રત્યે થવો સંભવે છે.

૧૨૬૯ પ્રશ્ન—"વ્યવહારની જાળ પાંદડે પાંદડે પરજતી" એ પદ આપને કેમ લાગે છે ?

ઉત્તરઃ—તમારા આજના પત્રમા છેવટે શ્રી * * * એ જે સાખી લખાવી છે "વ્યવહારની જાળ પાંદડે પાંદડેં પરજતી" એ પદ જેમાં પડેલું છે તે યથાર્થ છે. ઉપાધિથી ઉદાસ થયેલા ચિત્તને ધીરજનો હેતુ થાય એવી છે.

૧૨૭૦ પ્રશ્ન—ચિત્તને દેહાદિ ભયનો વિક્ષેપ રહે છે તો કેમ કરવુ ?

ઉત્તરઃ—શરણુ ( આશ્રય ), અને નિશ્ચય કર્ત્તવ્ય છે. અધીરજથી ખેદ કર્ત્તવ્ય નથી. ચિત્તને દેહાદિ ભયનો વિક્ષેપ પણ કરવો યોગ્ય નથી. અસ્થિર પરિણામ ઉપશમાવવા યોગ્ય છે.

૧૨૭૧ પ્રશ્ન—મને દેહ છૂટવા સંબધી ભય રહે છે તેનુ કેમ ? હાનિ અને મરણ શું ?

ઉત્તરઃ—વિચારવાનને દેહ છૂટવાસંબધી હર્ષ-વિષાદ ઘટે નહિ. આત્મપરિણામનુ વિભાવપણુ તેજ હાનિ, અને તે જ મુખ્ય મરણ છે. સ્વભાવસન્મુખતા, તથા તેની દઢ ઇચ્છા પણુ તે હર્ષ-વિષાદને ટાળે છે.

૧૨૭૨ પ્રશ્ન—આપને સર્વને વિષે કેવા ભાવની ઇચ્છા રહે છે ?

ઉત્તરઃ—સર્વને વિષે સમભાવની ઇચ્છા રહે છે.

૧૨૭૩ પ્રશ્ન.—આપને આપનો ઉદય શિથિલ કરનાર જણાય છે ? આપને તેથી ઉદાસપણું આવતું નથી ? જ્ઞાનનુ ફળ શું ?

ઉત્તરઃ—તીવ્રવૈરાગ્યવાનને જે ઉદયના પ્રસગ શિથિલ કરવામા ઘણીવાર ફળીભૂત થાય છે તેવા, ઉદયના પ્રસંગ જોઈ ચિત્તમાં અત્યંત ઉદાસપણુ આવે છે. આ સંસાર કયા કારણે પરિચય કરવા યોગ્ય છે? તથા તેની નિવૃત્તિ ઇચ્છનાર એવા વિચારવાનને પ્રારબ્ધવશાત્

તેનો પ્રસંગ રહ્યા કરતો હોય, તો તે પ્રારબ્ધ બીજે કોઈ પ્રકારે સ્વ-રાએ વેદી શકાય કે કેમ? તે તમે તથા * * * * વિચાર કરીને લખશો. જે તીર્થંકરે જ્ઞાનનું ફળ 'વિરતિ' કહ્યું છે, તે તીર્થંકરને અત્યંત ભક્તિએ નમસ્કાર હો!

૧૨૭૪ પ્રશ્ન:—પૂર્વકર્મનો સંબંધ આપને કયા પ્રકારે સિદ્ધ થતો જણાય છે?

ઉત્તર:—નહિ ઇચ્છવામા આવતાં છતાં જીવને ભોગવવું પડે છે; એ પૂર્વકર્મનો સંબંધ યથાર્થ સિદ્ધ કરે છે.

૧૨૭૫ પ્રશ્ન:—" રાંડી રૂએ, માંડી રૂએ, પણ સાત ભરતાર-વાળી તો મોઢુંજ ન ઉઘાડે" એ વાક્ય આપે શા કારણે ઉચાર્યું છે?

ઉત્તર:—તથારૂપ ગંભીર વાક્ય નથી, તોપણ આશય ગંભીર હોવાથી એક લૌકિક વચનનું આત્મામા હાલ ઘણીવાર સ્મરણ થઈ આવે છે. તે વાક્ય આ પ્રમાણે છે: " રાંડી રૂએ, માંડી રૂએ, પણ સાત ભરતારવાળી તો મોઢું જ ન ઉઘાડે." વાક્ય અગંભીર હોવાથી લખવામા પ્રવૃત્તિ ન થાત, પણ આશય ગંભીર હોવાથી, અને પોતાને વિષે વિચારવાનુ વિશેષ દેખાવાથી, તમને પત્ર લખવાનું સ્મરણ થતાં આ વાક્ય લખ્યુ છે. તેનાપર યથાશક્તિ વિચાર કરશો.

૧૨૭૬ પ્રશ્ન:—સત્યનું જ્ઞાન થયા પછી મિથ્યાપ્રવૃત્તિ ટળવી જ જોઈએ? પૂર્વ પ્રારબ્ધથી બાહ્યપ્રવૃત્તિનો ઉદય વર્તતો હોય તો પણ મિથ્યાપ્રવૃત્તિમા તાદાત્મ્ય થાય કે નહિ? સત્યજ્ઞાનની પ્રતીતિનું ફળ શું હોવું જોઈએ? મિથ્યાપ્રવૃત્તિ ન ટળે તો શું સત્યજ્ઞાન ન સંભવે?

ઉત્તર:—સત્યનુ જ્ઞાન થયા પછી મિથ્યાપ્રવૃત્તિ ન ટળે એમ બને નહિ, કેમકે જેટલે અંશે સત્યનુ જ્ઞાન થાય, તેટલે અંશે મિથ્યાભાવપ્રવૃત્તિ મટે એવો જિનનો નિશ્ચય છે. કદી પૂર્વપ્રારબ્ધથી બાહ્યપ્રવૃત્તિનો ઉદય વર્તતો હોય, તોપણ મિથ્યાપ્રવૃત્તિમાં તાદાત્મ્ય થાય નહિ; એ જ્ઞાનનું લક્ષણ છે. અને નિત્ય પ્રત્યે મિથ્યાપ્રવૃત્તિ પરિક્ષીણ થાય એ જ સત્યજ્ઞાનની પ્રતીતિનું ફળ છે. મિથ્યાપ્રવૃત્તિ કંઈ પણ ટળે નહિ તો સત્યનુ જ્ઞાન પણ સંભવે નહિ.

૧૨૭૭ પ્રશ્ન:—**આર્દ્રાનક્ષત્ર** પછી **કેરી** ન વાપરવી જોઈએ એવો નિયમ બધા દેશ અને ઋતુની કેરીને પણ લાગુ પડે છે?

ઉત્તર:—અમુક વનસ્પતિની અમુક ઋતુમાં જેમ ઉત્પત્તિ થાય છે, તેમ અમુક ઋતુમાં વિપરિણામ પણ થાય છે. સામાન્ય રીતે કેરીના રસસ્પર્શનું વિપરિણામ આર્દ્રા-નક્ષત્રમાં થાય છે. આર્દ્રા-નક્ષત્ર પછી જે કેરી ઉત્પન્ન થાય છે તેનો, વિપરિણામકાળ આર્દ્રા-નક્ષત્ર છે

એમ નથી, પણ સામાન્યપણે ચૈત્ર–વૈશાખાદિ માસમાં ઉત્પન્ન થતી કેરીપરત્વે આર્દ્રા–નક્ષત્રે વિપરિણામીપણું સંભવે છે.

૧૨૭૮ પ્રશ્ન:—શ્રી જિનપ્રવચનમાં કયા કષાય પરિણામને 'અનંતાનુબંધી'ની સંજ્ઞા કહી છે ?

ઉત્તર:—જે કષાય–પરિણામથી અનંત સંસારનો સંબંધ થાય, તે કષાય–પરિણામને જિનપ્રવચનમાં "અનંતાનુબંધી" સંજ્ઞા કહી છે.

૧૨૭૯ પ્રશ્ન:—'અનંતાનુબંધી'નો સંભવ ક્યાં થાય છે ?

ઉત્તર:—જે કષાયમાં તન્મયપણે, અપ્રશસ્ત (માઠા) ભાવે, તીવ્રોપયોગે, આત્માની પ્રવૃત્તિ છે, ત્યાં 'અનંતાનુબંધી'નો સંભવ છે.

૧૨૮૦ પ્રશ્ન:—કયા કયા સ્થાનકે 'અનંતાનુબંધી'નો વિશેષ સંભવ છે ? અનંતાનુબંધીની વ્યાખ્યા સંક્ષેપમાં કૃપા કરી જણાવશો !

ઉત્તર:—મુખ્યકરીને અહીં કહ્યા છે તે સ્થાનકે તે કષાયનો વિશેષ સંભવ છે: સદ્દેવ, સદ્‌ગુરૂ અને સદ્ધર્મનો જે પ્રકારે દ્રોહ થાય, અવજ્ઞા થાય, તથા વિમુખભાવ થાય, એ આદિ પ્રવૃત્તિથી, તેમ જ અસદ્દેવ, અસદ્‌ગુરૂ તથા અસત્ધર્મનો જે પ્રકારે આગ્રહ થાય, તે સંબંધી કૃતકૃત્યતા માન્ય થાય, એ આદિ પ્રવૃત્તિથી પ્રવર્તના 'અનંતાનુબંધી–કષાય' થાય અથવા જ્ઞાનીના વચનના સ્ત્રીપુત્રાદિ ભાવોને જે મર્યાદા પછી ઇચ્છતા નિર્ધ્વંસપરિણામ કહ્યા છે, તે પરિણામે પ્રવર્તનાં પણ 'અનંતાનુબંધી' હોવાયોગ્ય છે. સંક્ષેપમાં 'અનંતાનુબંધી–કષાય'ની વ્યાખ્યા એ પ્રમાણે જણાય છે.

૧૨૮૧ પ્રશ્ન:—મને હાલમાં પુત્રાદિની ઇચ્છા રહે છે અને તેથી અનિત્ય ભાવ બળવાન થાય તેમ કરવાની જિજ્ઞાસા ઉદ્‌ભવે છે; આપશ્રી મને તે માટે કંઈ સૂચવી શકશો ?

ઉત્તર:—જે પુત્રાદિ વસ્તુ લોકસંજ્ઞાએ ઇચ્છવા યોગ્ય છે, તે વસ્તુ દુઃખદાયક અને અસારભૂત જાણી, પ્રાપ્ત થયા પછી નાશ પામ્યા છતાં પણ ઇચ્છવા યોગ્ય લાગતી નહોતી, તેવા પદાર્થની હાલ ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને તેથી અનિત્યભાવ જેમ બળવાન થાય તેમ કરવાની જીજ્ઞાસા ઉદ્‌ભવે છે એ આદિ ઉદાહરણ સાથે લખ્યું તે વાંચ્યું છે.

૧૨૮૨ પ્રશ્ન:—આપે અને અમારે સૌએ સંસાર પ્રસંગના ઉદયમાં કેમ વર્તવું ઘટે છે ?

ઉત્તર:—જે પુરૂષની જ્ઞાનદશા સ્થિર રહેવા યોગ્ય છે, એવા જ્ઞાનીપુરૂષને પણ સંસારપ્રસંગનો ઉદય હોય, તો જાગ્રતપણે પ્રવર્તવું ઘટે છે, એમ વીતરાગે કહ્યું છે, તે અન્યથા નથી; અને આપણે

સાક્ષે જાગ્રતપણે પ્રવર્તવું કરવામાં કંઇ શિથિલતા રાખીએ, તો તે સંસારપ્રસંગથી બાધ થતાં વાર ન લાગે એવો ઉપદેશ એ વચનોથી આત્મામાં પરિણામી કરવા યોગ્ય છે; એમાં સંશય ઘટતો નથી.

૧૨૮૩ પ્રશ્ન:—મુમુક્ષુ પુરુષનો ભૂમિકાધર્મ શું છે ? પ્રસંગથી સાવ નિવૃત્તિ અશક્ય થતી હોય તો કેમ કરવું ? નિવૃત્તિધર્મનું આરાધન કયા યોગથી થઇ શકે ?

ઉત્તર:—પ્રસગની 'સાવ નિવૃત્તિ' અશક્ય થતી હોય, તો પ્રસંગ સંક્ષેપ કરવો ઘટે, અને ક્રમે કરીને 'સાવ નિવૃત્તિરૂપ' પરિણામ આણવું ઘટે; એ મુમુક્ષુપુરુષનો ભૂમિકાધર્મ છે. સત્સંગ—સત્શાસ્ત્રના યોગથી તે ધર્મનું આરાધન વિશેષકરી સંભવે છે.

૧૨૮૪ પ્રશ્ન:—આરંભ, પરિગ્રહ અને રસસ્વાદાદિ પ્રતિબંધ કોણે સંક્ષેપ કરવા યોગ્ય છે ?

ઉત્તર:—સત્સમાગમ અને સત્શાસ્ત્રના લાભને ઇચ્છતા એવા મુમુક્ષુઓને આરંભ, પરિગ્રહ અને રસસ્વાદાદિ પ્રતિબંધ સંક્ષેપ કરવા યોગ્ય છે, એમ શ્રી જિનાદિ મહાપુરુષોએ કહ્યું છે.

૧૨૮૫ પ્રશ્ન:—કયા સુધી સત્પુરુષનો કહેલો માર્ગ પરિણામ પામવો કઠણ છે ?

ઉત્તર—જ્યાસુધી પોતાના દોષોને વિચારી સંક્ષેપ કરવાને પ્રવૃત્તમાન ન થવાય ત્યાસુધી, સત્પુરુષનો કહેલો માર્ગ પરિણામ પામવો કઠણ છે. આ વાતપર મુમુક્ષુ જીવે વિશેષ વિચાર કરવો ઘટે છે.

૧૨૮૬ પ્રશ્ન:—જૈન અને અન્ય દર્શનમાં કેવળ જ્ઞાનાદિના સ્વરૂપોમા ભેદ પડે છે ?

ઉત્તર:—તમારૂં તથા શ્રી * * * * નું લખેલું પત્ર મળ્યું છે. 'આ ભરતક્ષેત્રને વિષે આ કાળમાં કેવળ—જ્ઞાન સભવે કે કેમ ?' એ વગેરે પ્રશ્નો લખ્યા હતા, તેના ઉત્તરમાં તમારા તથા શ્રી * * * * ના વિચાર મળેલાં પત્રથી વિશેષકરી જાણ્યા છે. એ પ્રશ્નોપર તમોને તથા શ્રી * * * * ને વિશેષ કર્ત્તવ્ય છે. અન્યદર્શનમાં જે પ્રકારે કેવળજ્ઞાનાદિના સ્વરૂપ કહ્યાં છે તેમાં, અને જૈનદર્શનમાં તે વિષયમાં સ્વરૂપ કહ્યાં છે તેમા, કેટલો મુખ્ય ભેદ જોવામાં આવે છે તે સૌ પ્રત્યે વિચાર થઇ, સમાધાન થાય, તો આત્માને કલ્યાણનાં અંગભૂત છે; માટે એ વિષયપર વધારે વિચાર થાય તો સારું.

૧૨૮૭ પ્રશ્ન:—'અસ્તિ' એ પદથી માંડી સર્વ ભાવ કેવા પ્રકારે વિચારવા યોગ્ય છે ?

ઉત્તર:—'અસ્તિ' એ પદથી માંડીને આત્માર્થે સર્વ ભાવ વિચા-

રવાયોગ્ય છે. તેમાં જે સ્વરૂપપ્રાપ્તિના હેતુ છે તે, મુખ્યપણે વિચારવાયોગ્ય છે; અને તે વિચાર માટે અન્ય પદાર્થના વિચારની પણ અપેક્ષા રહે છે તે અર્થે, તે પણ વિચારવાયોગ્ય છે.

૧૨૮૮ પ્રશ્ન:—એક બીજાં દર્શનોમાં ભેદ આવે છે, તો સર્વની તુલના કરી અમુક દર્શન સાચું છે એવો નિર્ધાર કેમ થઈ શકે?

ઉત્તર:—એક બીજાં દર્શનોમાં મોટો ભેદ આવે છે તે સર્વની તુલના કરી અમુક દર્શન સાચું છે એવો નિર્ધાર બધા મુમુક્ષુથી થવો દુષ્કર છે, કેમકે તે તુલના કરવાની ક્ષયોપશમશક્તિ કોઈક જીવને હોય છે. વળી એક દર્શન સર્વાંશે સત્ય, અને બીજાં દર્શન સર્વાંશે અસત્ય, એમ વિચારમાં સિદ્ધ થાય, તો બીજાં દર્શનોની દશા આદિ વિચારવાયોગ્ય છે; કેમકે વૈરાગ્ય, ઉપશમ જેનાં બળવાન છે તેણે, કેવળ અસત્યનું નિરૂપણ કેમ કર્યું હોય? એ આદિ વિચારવા યોગ્ય છે. પણ સર્વ જીવથી આ વિચાર થવો દુર્લભ છે, અને તે વિચાર કાર્યકારી પણ છે, કરવાયોગ્ય છે; પણ તે કોઈ માહાત્મ્યવાનને થવાયોગ્ય છે, ત્યારે બાકી જે મોક્ષના ઇચ્છક જીવો છે તેણે તે સંબંધી શું કરવું ઘટે? તે પણ વિચારવાયોગ્ય છે.

૧૨૮૯ પ્રશ્ન:—શું આપના ચિત્તમાં એમ રહે છે કે, સર્વ પ્રકારનાં સર્વત્ર સમાધાન વિના સર્વ કર્મથી મુક્ત થવું અશક્ય છે? સર્વ પ્રકારનું સમાધાન થવાને માટે તો અનંતકાળ પુરુષાર્થ કરવામાં આવે તો પણ પાર ન પહોચાય, તો સર્વ પ્રકારનું સમાધાન થવા માટે બીજો કંઈ ઉપાય છે?

ઉત્તર:—સર્વ પ્રકારનાં સર્વાંગ–સમાધાન વિના સર્વકર્મથી મુક્ત થવું અશક્ય છે, એવો વિચાર અમારા ચિત્તમાં રહે છે; અને સર્વ પ્રકારનું સમાધાન થવા માટે અનંતકાળ પુરુષાર્થ કરવો પડતો હોય તો ઘણું કરી કોઈ જીવ મુક્ત થઈ શકે નહિ; તેથી એમ જણાય છે કે, અલ્પકાળમાં તે સર્વ પ્રકારના સમાધાનના ઉપાય હોવાયોગ્ય છે. જેથી મુમુક્ષુ જીવને નિરાશાનું કારણ પણ નથી. જે વિચારવાન પુરુષની દૃષ્ટિમાં સંસારનું સ્વરૂપ નિત્ય પ્રત્યે ક્લેશસ્વરૂપ ભાસમાન થતું હોય, સંસારિક ભોગોપભોગ વિષે વિરસપણા જેવું જેને વર્તતું હોય, તેવા વિચારવાનને બીજી તરફ લોકવ્યવહારાદિ–વ્યાપારાદિ ઉદય વર્તતા હોય, તો તે ઉદયપ્રતિબંધ, ઇંદ્રિયના સુખને અર્થે નહિ પણ આત્મહિતાર્થે ટાળવો હોય, તો ટાળી શકવાના શા ઉપાય હોવા જોઈએ? તે સંબંધી કંઈ જણાવવાનું થાય તો કરશો.

૧૨૯૦ પ્રશ્ન:—શ્રીમદ્ મહાવીર સ્વામી બાર વર્ષ અને સાડાછ

માસ સુધી મૌનપણે વિચર્યા એ તેઓશ્રીનું પ્રવર્તન આપ શી રીતે ગ્રહો છો ?

ઉત્તરઃ—જન્મથી જેને મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન હતાં, અને આત્મોપયોગી એવી વૈરાગ્યદશા હતી, અલ્પકાળમાં ભોગ-કર્મ ક્ષીણ કરી સંયમને ગ્રહણ કરતાં મનઃપર્યવ નામનું જ્ઞાન પામ્યા હતા, એવા શ્રીમદ્ મહાવીરસ્વામી, તે છતાં પણ બાર વર્ષ અને સાડાછ માસ સુધી મૌનપણે વિચર્યા. આ પ્રકારનું તેમનું પ્રવર્ત્તન તે ઉપદેશમાર્ગ પ્રવર્ત્તાવતાં કોઈ પણ જીવે અત્યંતપણે વિચારી પ્રવર્ત્તવા-યોગ્ય છે એવી અખંડ શિક્ષા પ્રતિબોધે છે. તેમ જ જિનજેવાએ જે પ્રતિબંધની નિવૃત્તિ માટે પ્રયત્ન કર્યું, તે પ્રતિબંધમા અજાગૃત રહેવા-યોગ્ય કોઇ જીવ ન હોય એમ જણાવ્યું છે; તથા અનંત આત્માર્થનો તે પ્રવર્ત્તનથી પ્રકાશ કર્યો છે. જેવા પ્રકારપ્રત્યે વિચારનું વિશેષ સ્થિ-રપણું વર્ત્તે છે;–વર્ત્તાવું ઘટે છે.

૧૨૮૧ પ્રશ્નઃ—જે પ્રકારનું પૂર્વપ્રારબ્ધ ભોગવ્યે નિવૃત્ત થવા યોગ્ય છે તે કેવી રીતે વેદવું ઘટે ! અને શામાટે ?

ઉત્તરઃ—જે પ્રકારનું પૂર્વપ્રારબ્ધ ભોગવ્યે નિવૃત્ત થવાયોગ્ય છે, તે પ્રકારનુ પ્રારબ્ધ ઉદાસીનપણે વેદવું ઘટે; જેથી તે પ્રકારપ્રત્યે પ્રવ-ર્ત્તતાં જે કઇ પ્રસંગ પ્રાપ્ત થાય છે, તે તે પ્રસંગમાં જાગૃત ઉપયોગ ન હોય, તો જીવને સમાધિવિરાધના થતાં વાર ન લાગે.

૧૨૮૨ પ્રશ્નઃ—આ માટે શુ કરવું જોઇએ ?

ઉત્તરઃ—તે માટે સર્વે સંગભાવને મૂળપણે પરિણામી કરી, ભો-ગવ્યાવિના ન છૂટી શકે તેવા પ્રસંગપ્રત્યે પ્રવૃત્તિ થવા દેવી ઘટે; તો-પણ તે પ્રકાર કરતા સર્વાશ–અસંગતા જન્મે તે પ્રકાર ભજવો ઘટે છે.

૧૨૮૩ પ્રશ્નઃ—આપને કઈ કઈ પ્રવૃત્તિ વર્ત્તે છે ?

ઉત્તરઃ—કેટલાક વખત થયા 'સહજ–પ્રવૃત્તિ' અને 'ઉદીરણ–પ્રવૃત્તિ' એમ વિભાગે પ્રવૃત્તિ વર્ત્તે છે. મુખ્યપણે સહજ–પ્રવૃત્તિ વર્ત્તે છે.

૧૨૮૪ પ્રશ્નઃ—સહજ–પ્રવૃત્તિ એટલે શુ ?

ઉત્તરઃ—સહજ–પ્રવૃત્તિ એટલે પ્રારબ્ધોદયે ઉદ્ભવ થાય તે, પણ જેમાં કર્ત્તવ્ય–પરિણામ નહિ.

૧૨૮૫ પ્રશ્નઃ—ઉદીરણ–પ્રવૃત્તિ એટલે શું ?

ઉત્તરઃ—ઉદીરણ–પ્રવૃત્તિ જે પરાર્થાદિ યોગે કરવી પડે તે.

૧૨૮૬ પ્રશ્નઃ—બીજા પ્રકારની પ્રવૃત્તિ હાલમાં આપનાથી થઇ શકવા યોગ્ય છે ?

ઉત્તરઃ—હાલ બીજી પ્રવૃત્તિ થવામાં આત્મા સંક્ષિપ્ત થાય છે,

કેમકે અપૂર્વ એવા સમાધિયોગને તે કારણથી પણ પ્રતિબંધ થાય છે, એમ સાંભળ્યું હતું, તથા જાણ્યું હતું, અને હાલ તેવું સ્પષ્ટાર્થે વેદ્યું છે. તે તે કારણોથી વધારે સમાગમમા આવવાનું, પત્રાદિથી કંઇ પણ પ્રશ્નોત્તરાદિ જણાવવાનું તથા બીજા પ્રકારે પરમાર્થાદિ લખવા કરવાનું પણ સંક્ષેપ થવાના પર્યાયને આત્મા ભજે છે; એવા પર્યાયને ભજ્યાવિના અપૂર્વ સમાધિને હાનિ સંભવતી હતી. એમ છતાં પણ થવાયોગ્ય એવી સંક્ષેપ-પ્રવૃત્તિ થઈ નથી.

૧૨૭૭ પ્રશ્નઃ—અનંતાનુબંધીનો બીજો પ્રકાર કૃપા કરી જણાવશો?

ઉત્તરઃ—'અનંતાનુબંધી'નો બીજો પ્રકાર લખ્યો છે તે વિષે વિશેષાર્થે નીચે લખ્યાથી જાણશોઃ—ઉદયથી અથવા ઉદાસભાવસંયુક્ત મંદપરિણતબુદ્ધિથી ભોગાદિને વિષે પ્રવૃત્તિ થાય ત્યાંસુધીમાં જ્ઞાનીની આજ્ઞાપર પગ મૂકીને પ્રવૃત્તિ થઈ ન સંભવે. પણ જ્યાં ભોગાદિને વિષે તીવ્ર-તન્મયપણે-પ્રવૃત્તિ થાય ત્યાં, જ્ઞાનીની આજ્ઞાની કંઇ અંકુશતા સંભવે નહિ, નિર્ભયપણે ભોગપ્રવૃત્તિ સભવે. જે નિર્ધ્વંસ પરિણામ કહ્યાં છે, તેવાં પરિણામ વર્ત્તે ત્યા પણ 'અનંતાનુબંધી' સંભવે છે. તેમ જ 'હું સમજું છુ, મને બાધ નથી' એવા ને એવા ભ્રમમાં રહે; અને 'ભોગથી નિવૃત્તિ ઘટે છે;' અને વળી કંઇ પુરુષત્વ કરે તો થઈ શકવા યોગ્ય છતા પણ મિથ્યાજ્ઞાનથી જ્ઞાનદશા માની ભોગાદિકમાં પ્રવર્ત્તના કરે ત્યાં પણ 'અનંતાનુબંધી' સભવે છે. જાગૃતમા જેમ ઉપયોગનુ શુદ્ધપણું થાય, તેમ તેમ સ્વપ્નદશાનું પરિક્ષીણપણુ સંભવે.

૧૨૭૮ પ્રશ્નઃ—નિમિત્તવાસી આ જીવ છે એ વાત આપને સિદ્ધાંતરૂપ લાગી શકે છે?

ઉત્તરઃ—'નિમિત્તવાસી આ જીવ છે' એવુ એક સામાન્ય વચન છે; તે સંગપ્રસગથી થતી જીવની પરિણતિ વિષે જોતાં પ્રાયે સિદ્ધાંત રૂપ લાગી શકે છે.

૧૨૭૯ પ્રશ્નઃ—બાળપણા કરતાં યુવાવસ્થામાં ઇંદ્રિયવિકાર વિશેષ કરી ઉત્પન્ન થાય છે તેનાં શું કારણો હોવાં જોઇએ?

ઉત્તરઃ—"બાળપણા કરતા યુવાવસ્થામાં ઇંદ્રિયવિકાર વિશેષકરી ઉત્પન્ન થાય છે તેનાં શું કારણો હોવા જોઇએ?" એમ લખ્યું તે માટે સંક્ષેપમાં આ પ્રમાણે વિચારવા યોગ્ય છે; ક્રમે જેમ વય વધે છે, તેમ તેમ ઇંદ્રિયબળ વધે છે; તેમ તે બળને વિકારના હેતુ એવાં નિમિત્તો મળે છે; અને પૂર્વભવે તેવા વિકારના સસ્કાર રહ્યા છે તેથી, તે નિમિત્તાદિ યોગ પામી વિશેષ પરિણામ પામે છે. જેમ

બીજ છે તે, તથારૂપ કારણો પામી ક્રમે વૃક્ષાકારે પરિણમે છે તેમ, પૂર્વના બીજભૂત સંસ્કારો ક્રમે કરી વિશેષાકારે પરિણમે છે.

૧૩૦૦ પ્રશ્ન:—વેદાંત આત્માને કેવો કહે છે?

ઉત્તર:—વેદાંત કહે છે કે, આત્મા અસંગ છે.

૧૩૦૧ પ્રશ્ન:—શ્રી જિન કેવા નયથી આત્માને તેવો કહે છે?

ઉત્તર:—જિન પણ કહે છે કે, 'પરમાર્થનય' થી આત્મા તેમ જ છે.

૧૩૦૨ પ્રશ્ન:—અસંગતા સિદ્ધ થવી તેજ મોક્ષ છે?

ઉત્તર:—એ જ અસંગતા સિદ્ધ થવી—પરિણત થવી—તે મોક્ષ છે.

૧૩૦૩ પ્રશ્ન:—તેવી અસંગતા પરભારી સિદ્ધ થવી સંભવિત છે?

ઉત્તર:—પરભારી તેવી અસંગતા સિદ્ધ થવી ઘણું કરીને અસંભવિત છે, અને એ જ માટે જ્ઞાની—પુરૂષોએ સર્વ દુઃખ ક્ષય કરવાની ઇચ્છા છે જેને એવા મુમુક્ષુએ સત્સંગની નિત્ય ઉપાસના કરવી એમ જે કહ્યું છે તે અત્યંત સત્ય છે.

૧૩૦૪ પ્રશ્ન:—"દેખતભૂલી ટળે, તો સર્વ દુઃખનો ક્ષય થાય" એવો આપનો અનુભવ છે?

ઉત્તર:—"દેખતભૂલી ટળે તો સર્વ દુઃખનો ક્ષય થાય," એવો સ્પષ્ટ અનુભવ થાય છે. તેમ છતા તે જ 'દેખતભૂલી'ના પ્રવાહમાં જ જીવ વહ્યો જાય છે. એવા જીવોને આ જગતને વિષે કોઇ એવો આધાર છે કે જે આધારથી—આશ્રયથી—તે પ્રવાહમાં ન વહે?

૧૩૦૫ પ્રશ્ન:—સમસ્ત વિશ્વ કેવી રીતે વહે છે? સ્થિરતા કેમ પ્રાપ્ત થતી નથી?

ઉત્તર:—સમસ્ત વિશ્વ ઘણું કરીને પરકથા, અને પરવૃત્તિમાં વહ્યું જાય છે. તેમાં રહી સ્થિરતા ક્યાથી પ્રાપ્ત થાય?

૧૩૦૬ પ્રશ્ન:—શું આપને એમ લાગ્યા કરે છે કે આપથી પણ સમય પરવૃત્તિએ જવા દેવાનું થાય છે?

ઉત્તર:—આવા અમૂલ્ય મનુષ્યપણાનો એક સમય પણ પરવૃત્તિએ જવા દેવો યોગ્ય નથી; અને કઇ પણ તેમ થયા કરે છે. તેનો ઉપાય કંઇ વિશેષે કરી ગવેષવા યોગ્ય છે.

૧૩૦૭ પ્રશ્ન:—આત્મપ્રાપ્ત કઇ રીતે સાવ સુલભ છે?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષનો નિશ્ચય થઈ અંતભેદ ન રહે, તો આત્મપ્રાપ્તિ સાવ સુલભ છે એવું જ્ઞાની પોકારી ગયા છતાં કેમ લોકો ભૂલે છે?

૧૩૦૮ પ્રશ્ન:—શું આત્મદશા આવવા માટે ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ સહજ સ્વભાવરૂપ કરી મૂકવાં જોઇએ?

ઉત્તર:—કરવાયોગ્ય કંઈ કહ્યું હોય તે, વિસ્મરણયોગ્ય ન હોય એટલો ઉપયોગ કરી, ક્રમે કરીને પણ તેમાં અવશ્ય પરિણતિ કરવી ઘટે. ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ, અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે? પણ શિથિલપણાથી, પ્રમાદથી, એ વાત વિસ્મૃત થઈ જાય છે.

૧૩૦૯ પ્રશ્ન:—વૈરાગ્ય, ઉપશમાદિ ભાવોની પરિણતિ શા કારણે એકદમ ન થઈ શકે? અથવા થવી કઠણ પડે? શું કરવાથી વૈરાગ્યાદિની પરિણતિની સિદ્ધિ થઈ શકે?

ઉત્તર:—અનાદિથી વિપરિત અભ્યાસ છે, તેથી વૈરાગ્ય ઉપશમાદિ ભાવોની પરિણતિ એકદમ ન થઇ શકે, કિંવા થવી કઠિણ પડે: તથાપિ નિરંતર તે ભાવોપ્રત્યે લક્ષ રાખ્યે અવશ્ય સિદ્ધિ થાય છે.

૧૩૧૦ પ્રશ્ન:—સત્સમાગમનો યોગ ન હોય ત્યારે શું કરવા યોગ્ય છે?

ઉત્તર:—સત્સમાગમનો યોગ ન હોય ત્યારે, તે ભાવો જે પ્રકારે વર્દ્ધમાન થાય તે પ્રકારના દ્રવ્ય, ક્ષેત્રાદિ ઉપાસવાં, સત્શાસ્ત્રનો પરિચય કરવો યોગ્ય છે. સૌ કાર્યની પ્રથમભૂમિકા વિકટ હોય છે. તો અનંતકાળથી અનભ્યસ્ત એવી મુમુક્ષુતા માટે તેમ હોય એમાં કંઈ આશ્ચર્ય નથી. "સમજ્યા તે શમાઇ રહ્યા," તથા "સમજ્યા તે શમાઇ ગયા," એ વાક્યમા કઈ અર્થાંતર થાય છે કે કેમ? તથા એમાં ક્યું વાક્ય વિશેષાર્થવાચક જણાય છે? તેમ જ સમજવા યોગ્ય શું? તથા શમાવું શુ? તથા સમુચ્ચય વાક્યનો એક પરમાર્થ શો? તે વિચારવાયોગ્ય છે:-વિશેષપણે વિચારવાયોગ્ય છે, અને વિચારગત હોય તે, તથા વિચારતા તે વાક્યોને વિશેષ પરમાર્થ લક્ષગત થતો હોય તે, લખવાનું બને તો લખશો.

૧૩૧૧ પ્રશ્ન—મારૂં સ્વાસ્થ્ય બહુ નિર્બળ હોઇ મને આપ દર્શન આપવા અર્થે પધારો એટલા માટે મેં વિનંતિ કરેલી. આપ પધાર્યા નહિ કે પત્ર પણ ન લખ્યો, તો શું આપે આવા પ્રકારની પ્રવૃત્તિને પણ પ્રતિબંધ તો માન્યો નથી?

ઉત્તર:—બે તાર, બે પત્ર તથા બે પત્તા મળ્યાં છે. શ્રી જિન જેવા પુરૂષે ગૃહવાસમાં જે પ્રતિબંધ કર્યો નથી તે પ્રતિબંધ ન થવા, આવવાનું કે પત્ર લખવાનું થયું નથી તે માટે અત્યંત દીનપણે ક્ષમા ઇચ્છું છું. સંપૂર્ણ વીતરાગતા નહિ હોવાથી આ પ્રમાણે વર્ત્તતાં અંતરૂમાં વિક્ષેપ થયો છે; જે વિક્ષેપ પણ શમાવવો ઘટે એ જ્ઞાનીએ માર્ગ દીઠો છે.

૧૩૧૨ પ્રશ્નઃ—આત્માનો આંતર્વ્યાપાર શું છે ?

ઉત્તરઃ—આત્માનો આંતર્વ્યાપાર ( અંતર્પરિણામની ધારા ) તે બંધ અને મોક્ષની ( કર્મથી આત્માનુ બંધાવું અને તેથી આત્માનું છૂટવું ) વ્યવસ્થાનો હેતુ છે;

૧૩૧૩ પ્રશ્નઃ—શું બંધ મોક્ષની વ્યવસ્થાનો હેતુ શરીરચેષ્ટા નથી?

ઉત્તરઃ—માત્ર શરીરચેષ્ટા, બંધ–મોક્ષની વ્યવસ્થાનો હેતુ નથી.

૧૩૧૪ પ્રશ્નઃ—શુ જ્ઞાની પુરૂષને વિશેષ રોગાદિ યોગે બાહ્ય–વિભ્રમાદિ થાય છે ? જ્ઞાની પુરૂષ આવી સ્થિતિમાં તે રોગને કેવી રીતે વેદે છે ? જ્ઞાની પુરૂષની રોગ સમયે ઉન્મત્ત સ્થિતિ હોય તો તેને કર્મબંધ કેવા પ્રકારે હોય છે ?

ઉત્તરઃ—વિશેષ રોગાદિ યોગે જ્ઞાનીપુરૂષના દેહને વિષે પણ નિર્બળપણું, મંદપણું, મ્લાનતા, કંપ, સ્વેદ, મૂર્છા, બાહ્યવિભ્રમાદિ દૃષ્ટ થાય છે, તથાપિ જેટલુ જ્ઞાને કરીને, બોધે કરીને, વૈરાગ્યે કરીને આત્માનુ નિર્મળપણું થયું છે, તેટલા નિર્મળપણાએ કરી તે રોગને અંતર્પરિણામે જ્ઞાની વેદે છે, અને વેદતાં કદાપિ બાહ્યસ્થિતિ ઉન્મત્ત જોવામાં આવે, તોપણ અંતર્પરિણામ પ્રમાણે કર્મબંધ અથવા નિવૃત્તિ થાય છે.

૧૩૧૫ પ્રશ્નઃ—આત્મા આત્મપરિણામી થયો છે એવા જ્ઞાની પુરૂષને પણ જ્યાં સુધી પ્રારબ્ધ વ્યવસાય છે ત્યા સુધી જાગૃતિમાં રહેવું યોગ્ય છે એમ આપ કહો છો તેનો હેતુ શુ ? શું અવકાશ પ્રાપ્ત થયે અનાદિ વિપર્યાસ ભયનો હેતુ ત્યાં પણ થાય છે ?

ઉત્તરઃ—શ્રી તીર્થંકરાદિ મહાત્માઓએ કહ્યું છે કે, જેને વિપર્યાસ મટી દેહાદિને વિષે થયેલી આત્મબુદ્ધિ, અને આત્મભાવને વિષે થયેલી દેહબુદ્ધિ તે મટી છે; એટલે આત્મા આત્મપરિણામી થયો છે તેવા જ્ઞાનીપુરૂષને પણ જ્યાંસુધી પ્રારબ્ધવ્યવસાય છે ત્યાંસુધી, જાગૃતિમાં રહેવું યોગ્ય છે; કેમકે અવકાશ પ્રાપ્ત થયે અનાદિ વિપર્યાસ ભયનો હેતુ ત્યાં પણ અમે જાણ્યો છે.

૧૩૧૬ પ્રશ્નઃ—સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ જાગૃતિરૂપ તુર્યાવસ્થા કોને વિષે હોય છે ?

ઉત્તરઃ—'ચાર ઘનઘાતી કર્મ' જ્યાં છિન્ન થયાં છે એવા સહજસ્વરૂપ પરમાત્માને વિષે તો સંપૂર્ણ જ્ઞાન, અને સંપૂર્ણ જાગૃતિતિરૂપ તુર્યાવસ્થા છે;

૧૩૧૭ પ્રશ્નઃ—તુર્યાવસ્થામાં અનાદિ વિપર્યાસ કોઈ પ્રકારે ઉદ્ભવ થઇ શકે ? ન થઈ શકે તો શા કારણે ?

ઉત્તર:—ત્યાં (તુર્યાવસ્થામાં) અનાદિ વિપર્યાસ નિર્બીજપણાને પ્રાપ્ત થવાથી કોઇ પણ પ્રકારે ઉદ્‌ભવ થઇ શકે જ નહિ.

૧૩૧૮ પ્રશ્ન:—શું આપ એમ સ્વાનુભવે એમ કહો છો કે, સંપૂર્ણ જ્ઞાનથી ન્યૂન એવા વિરત્યાદિ ગુણસ્થાનકે વર્ત્તતા આત્મજાગૃતિની અગત્ય છે ?

ઉત્તર:—તેથી ન્યૂન એવા વિરત્યાદિ ગુણસ્થાનકે વર્ત્તતા એવા જ્ઞાનીને તો ક્યાંયે ક્યાંયે, અને ક્ષણે ક્ષણે આત્મજાગૃતિ યોગ્ય છે.

૧૩૧૯ પ્રશ્ન:—ચૌદ પૂર્વ ન્યૂન અંશે જાણ્યા છે એવા જ્ઞાન પુરૂષને શા કારણે અનંતકાળ પરિભ્રમણ થયુ છે ?

ઉત્તર:—પ્રમાદવશે ચૌદપૂર્વ અંશે ન્યૂન જાણ્યા છે એવા જ્ઞાની પુરૂષને પણ અનંતકાળ પરિભ્રમણ થયુ છે.

૧૩૨૦ પ્રશ્ન:—આપનો સ્વાનુભવ શુ કહે છે કે, જેની વ્યવહારને વિષે અનાસક્ત બુદ્ધિ થઈ હોય એવા પુરૂષે જો ઉદયનુ પ્રારબ્ધ હોય તો કેમ વર્ત્તવું જોઇએ ?

ઉત્તર:—જેની વ્યવહારને વિષે અનાસક્તબુદ્ધિ થઇ તેવા પુરૂષે પણ જો તેવા ઉદયનુ પ્રારબ્ધ હોય, તો તેની ક્ષણે ક્ષણે નિવૃત્તિ ચિંતવવી, અને નિજભાવની જાગૃતિ રાખવી.

૧૩૨૧ પ્રશ્ન:—જેનો હજુ માર્ગાનુસારી અવસ્થામા પ્રવેશ થયો નથી એવા જીવને વ્યવસાય પરત્વે કેમ વર્તવું જોઇએ ?

ઉત્તર:—આ પ્રકારે જ્ઞાનીપુરૂષને મહાજ્ઞાની એવા શ્રી તીર્થંકરાદિકે ભલામણ દીધી છે; તો પછી જેને માર્ગાનુસારી અવસ્થામાં હજુ પ્રવેશ થયો નથી, એવા જીવને તો આ સર્વ વ્યવસાયથી વિશેષ નિવૃત્તભાવ રાખવો; અને વિચાર–જાગૃતિ રાખવી યોગ્ય છે, એમ જણાવવા જેવું પણ રહેતુ નથી, કેમકે તે તો સમજણમા સહેજે આવી શકે એવું છે.

૧૩૨૨ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષોએ બોધ કેટલા પ્રકારથી કર્યો છે ?

ઉત્તર:—બોધ બે પ્રકારથી જ્ઞાનીપુરૂષોએ કર્યો છે.

૧૩૨૩ પ્રશ્ન:—તે પ્રકાર કયા કયા ?

ઉત્તર:—એક તો '**સિદ્ધાંતબોધ**' અને બીજો તે સિદ્ધાંત બોધ થવાને કારણભૂત એવો '**ઉપદેશબોધ.**'

૧૩૨૪ પ્રશ્ન:—ઉપદેશબોધ જીવને અંતઃકરણમાં સ્થિતિમાન ન થયો હોય તો શું પરિણામ આવે ? શું સિદ્ધાંતબોધનું પરિણામ થઇ શકે નહિ ?

ઉત્તરઃ—જો ઉપદેશબોધ જીવને અંતઃકરણમાં સ્થિતિમાન થયો ન હોય, તો સિદ્ધાંતબોધનું માત્ર તેને શ્રવણ થાય તે ભલે, પણ પરિણામ થઈ શકે નહિ.

૧૩૨૫ પ્રશ્નઃ—સિદ્ધાતબોધની વ્યાખ્યા કૃપા કરી જણાવશો ?

ઉત્તરઃ—' સિદ્ધાંતબોધ ' એટલે પદાર્થનું જે સિદ્ધ થયેલું સ્વરૂપ છે—જ્ઞાનીપુરૂષોએ નિષ્કર્ષ કરી જે પ્રકારે છેવટે પદાર્થ જાણ્યો છે, તે પ્રકારથી વાણીદ્વારાએ જણાવાય તેમ જણાવ્યો છે—તેનો જે બોધ છે તે ' સિદ્ધાંતબોધ ' છે.

૧૩૨૬ પ્રશ્નઃ—ઉપદેશબોધની વ્યાખ્યા પણ કૃપા કરી જણાવશો ?

ઉત્તરઃ—પદાર્થના નિર્ણયને પામવા જીવને અંતરાયરૂપ તેની અનાદિ વિપર્યાસભાવને પામેલી એવી બુદ્ધિ છે, કે જે વ્યક્તપણે કે અવ્યક્તપણે, વિપર્યાસ પદાર્થસ્વરૂપને નિર્ધારી લે છે. તે વિપર્યાસબુદ્ધિનું બળ ઘટવા, યથાવત્ વસ્તુસ્વરૂપ જાણવાને વિષે પ્રવેશ થવા જીવને વૈરાગ્ય અને ઉપશમ સાધનો કહ્યાં છે; અને એવાં જે જે સાધનો જીવને સંસારભય દૃઢ કરાવે છે, તે તે સાધનોસંબંધી જે ઉપદેશ કહ્યા છે તે ' ઉપદેશબોધ ' છે.

૧૩૨૭ પ્રશ્નઃ—ઉપદેશબોધ કરતા સિદ્ધાંતબોધનું મુખ્યપણું જણાય છે, કારણ કે ઉપદેશબોધ પણ સિદ્ધાતબોધને અર્થે છે; જો એમ હોય તો ઉપદેશબોધ કરતાં પ્રથમથી સિદ્ધાંતબોધનું અવગાહન કરવું એ જીવને પ્રથમથી જ ઉન્નતિનો હેતુ ન થાય ?

ઉત્તરઃ—આ ઠેકાણે એવો ભેદ ઉત્પન્ન થાય કે, 'ઉપદેશબોધ' કરતાં 'સિદ્ધાતબોધનુ' મુખ્યપણું જણાય છે, કેમકે ' ઉપદેશબોધ ' પણ તેને જ અર્થે છે, તો પછી 'સિદ્ધાતબોધ'નુ જ પ્રથમથી અવગાહન કર્યું હોય, તો જીવને પ્રથમથીજ ઉન્નતિનો હેતુ છે. આ પ્રકારે જો વિચાર ઉદ્દ્ભવે તો તે વિપરીત છે, કેમકે 'સિદ્ધાંતબોધનો જન્મ' 'ઉપદેશબોધ'થી થાય છે.

૧૩૨૮ પ્રશ્નઃ—બુદ્ધિનું વિપર્યાસપણું કોને વર્ત્યા કરે છે ?

ઉત્તરઃ—જેને વૈરાગ્ય-ઉપશમસંબંધી ઉપદેશબોધ થયો નથી, તેને બુદ્ધિનું વિપર્યાસપણું વર્ત્યા કરે છે.

૧૩૨૯ પ્રશ્નઃ—બુદ્ધિનું વિપર્યાસપણું હોય ત્યાં સુધી સિદ્ધાતનું વિચારવું કેવી રીતે થવું સંભવે છે ?

ઉત્તરઃ—જ્યાંસુધી બુદ્ધિનું વિપર્યાસપણું હોય ત્યાંસુધી, સિદ્ધાંતનું વિચારવું પણ વિપર્યાસપણે થવું જ સંભવે છે.

૧૩૩૦ પ્રશ્નઃ—આ કારણથી ?

ઉત્તરઃ—કેમકે ચક્ષુને વિષે જેટલી ઝાંખપ છે, તેટલો ઝાંખો પદાર્થ તે દેખે છે, અને જો અત્યંત બળવાન પડળ હોય તો તેને સમૂળગો પદાર્થ દેખાતો નથી, તેમ જેને ચક્ષુનું યથાતથ્ય સંપૂર્ણ તેજ છે તે પદાર્થને પણ યથાયોગ્ય દેખે છે.

૧૩૩૧ પ્રશ્નઃ—કોને સિદ્ધાંતબોધ કોઈ રીતે વિચારમાં આવી શકે નહિ ?

ઉત્તરઃ—જે જીવને વિષે ગાઢ વિપર્યાસબુદ્ધિ છે તેને, તો કોઇ રીતે 'સિદ્ધાંતબોધ' વિચારમા આવી શકે નહિ.

૧૩૩૨ પ્રશ્નઃ—જેની વિપર્યાસબુદ્ધિ મંદ થઈ છે, અથવા જેણે તે બુદ્ધિને વિશેષપણે ક્ષીણ કરી છે એવા જીવને સિદ્ધાંતનું અવગાહન કેવું થાય ?

ઉત્તરઃ—જેની વિપર્યાસબુદ્ધિ મંદ થઇ છે તેને, તે પ્રમાણમાં સિદ્ધાંતનું અવગાહન થાય, અને જેણે તે વિપર્યાસબુદ્ધિ વિશેષપણે ક્ષીણ કરી છે એવા જીવને વિશેષપણે સિદ્ધાંતનુ અવગાહન થાય.

૧૩૩૩ પ્રશ્નઃ—વિપર્યાસબુદ્ધિ એટલે શુ ?

ઉત્તરઃ—ગૃહકુટુંબપરિગ્રહાદિ ભાવને વિષે જે અહંતા, મમતા છે, અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ પ્રસંગમાં જે રાગદ્વેષ કષાય છે, તે જ વિપર્યાસબુદ્ધિ છે.

૧૩૩૪ પ્રશ્નઃ—ક્યાં અહંતા મમતા તથા કષાય મંદ પડે છે અથવા નાશ પામવા યોગ્ય થાય છે ?

ઉત્તરઃ—અહંતા, મમતા તથા કષાય જ્યાં વૈરાગ્ય, ઉપશમ ઉદ્ભવે છે ત્યાં મંદ પડે છે,–ત્યાં અનુક્રમે નાશ પામવાયોગ્ય થાય છે.

૧૩૩૫ પ્રશ્નઃ—"વૈરાગ્ય"ની વ્યાખ્યા કૃપા કરી જણાવશો ?

ઉત્તરઃ—ગૃહકુટુંબાદિ ભાવને વિષે અનાસક્તબુદ્ધિ થવી તે 'વૈરાગ્ય' છે.

૧૩૩૬ પ્રશ્નઃ—"ઉપશમ"ની વ્યાખ્યા પણ જણાવશો ?

ઉત્તરઃ—તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ નિમિત્તે ઉત્પન્ન થતો એવો જે કષાયક્લેશ તેનું મંદ થવું તે 'ઉપશમ' છે.

૧૩૩૭ પ્રશ્નઃ—સદ્બુદ્ધિ કેમ ઉત્પન્ન હોય છે ?

ઉત્તરઃ—તે બે ગુણ (વૈરાગ્ય–ઉપશમ) વિપર્યાસબુદ્ધિને પર્યાયાંતર કરી સદ્બુદ્ધિ કરે છે.

૧૩૩૮ પ્રશ્નઃ—શું આ સદ્બુદ્ધિ જીવાજીવાદિ પદાર્થની વ્યવસ્થા જેનાથી જણાય છે એવા સિદ્ધાંતજ્ઞાનની વિચારણા કરવાને યોગ્ય થાય છે ?

ઉત્તરઃ—તે સદ્બુદ્ધિ જીવાજીવાદિ પદાર્થની વ્યવસ્થા જેથી જણાય છે એવા સિદ્ધાંતની વિચારણા કરવાયોગ્ય થાય છે.

૧૩૩૯ પ્રશ્નઃ—કારણ શું ? સિદ્ધાંતભાવ–આત્મભાવ–વિચાર ચક્ષુએ શું થવાથી દેખાય છે ?

ઉત્તરઃ—કેમકે ચક્ષુને પડળાદિ અંતરાય મટવાથી જેમ પદાર્થ યથાતથ્ય દેખાય છે, તેમ અહંતાદિ પડળનું મંદપણું થવાથી જીવને જ્ઞાનીપુરૂષે કહેલા એવા સિદ્ધાંતભાવ–આત્મભાવ–વિચારચક્ષુએ દેખાય છે.

૧૩૪૦ પ્રશ્નઃ—'વિવેક' બળવાનપણે ક્યાં હોય છે ?

ઉત્તર—જ્યા વૈરાગ્ય અને ઉપશમ બળવાન છે ત્યાં વિવેક બળવાનપણે હોય છે.

૧૩૪૧ પ્રશ્નઃ—'વિવેક' ક્યા બળવાનપણે ન હોય અથવા યથાતથ્યપણે ન હોય ?

ઉત્તરઃ—વૈરાગ્ય, ઉપશમ બળવાન ન હોય, ત્યાં વિવેક બળવાન હોય નહિ–અથવા યથાતથ્ય વિવેક હોય નહિ.

૧૩૪૨ પ્રશ્નઃ—સહજ–આત્મસ્વરૂપ એવું કેવળજ્ઞાન ક્યા કર્મના ક્ષયાતરે થાય છે ?

ઉત્તરઃ—સહજ આત્મસ્વરૂપ છે એવું કેવળજ્ઞાન તે પણ પ્રથમ મોહનીય કર્મના ક્ષયાતરે પ્રગટે છે.

૧૩૪૩ પ્રશ્નઃ—સહજ આત્મસ્વરૂપ છે એવું કેવળજ્ઞાન તે પણ પ્રથમ મોહનીયકર્મના ક્ષયાંતરે પ્રગટે છે એમ દર્શાવવામાં આપનો કહેવાનો હેતુ શું છે તે અનુગ્રહપૂર્વક જણાવશો ?

ઉત્તરઃ—તે વાતથી ઉપર જણાવ્યો છે તે સિદ્ધાત, સ્પષ્ટ સમજી શકાશે.

૧૩૪૪ પ્રશ્નઃ—જ્ઞાની પુરૂષની વિશેષ શિખામણ શાના પ્રત્યે બોધતી જોવામા આવે છે ?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષોની વિશેષ શીખામણ વૈરાગ્ય, ઉપશમપ્રતિ બોધતી જોવામાં આવે છે.

૧૩૪૫ પ્રશ્નઃ—જિનના આગમપરથી આ વાત સ્પષ્ટ થશે ?

ઉત્તરઃ—જિનના આગમપર દૃષ્ટિ મૂકવાથી એ વાત વિશેષ સ્પષ્ટ જણાઇ શકશે.

૧૩૪૬ પ્રશ્નઃ—સિદ્ધાંતબોધ એટલે શું ?

ઉત્તરઃ—'સિદ્ધાંતબોધ' એટલે જીવાજીવ પદાર્થનું વિશેષપણે કથન.

૧૩૪૭ પ્રશ્નઃ—આગમમાં સિદ્ધાંતબોધ–જીવાજીવ પદાર્થ વિશેષપણે કથન કર્યું છે તે કરતાં વિશેષપણે વૈરાગ્ય અને ઉપશમનું કથન કર્યું છે ?

ઉત્તર:—તે (કથન) આગમમાં જેટલું કહ્યું છે તે કરતાં વિશે-ષપણે–વિશેષપણે–વૈરાગ્ય અને ઉપશમને કથન કર્યાં છે.

૧૩૪૮ પ્રશ્ન:—કારણ શું ?

ઉત્તર:—કેમકે તેની સિદ્ધિ થયા પછી વિચારની નિર્મળતા સહેજે થશે.

૧૩૪૯ પ્રશ્ન:—વિચારની નિર્મળતા સિદ્ધાતરૂપ કથનને સહેજ અંગીકાર કરી શકે છે ?

ઉત્તર:—વિચારની નિર્મળતા સિદ્ધાંતરૂપ કથનને સહેજે કે ઓછા પરિશ્રમે અગીકાર કરી શકે છે, એટલે તેની પણ સહેજે સિદ્ધિ થશે; અને તેમ જ થતું હોવાથી ઠામ ઠામ તેજ અધિકારનું વ્યાખ્યાન કર્યું છે.

૧૩૫૦ પ્રશ્ન:—જો જીવને આરંભ પરિગ્રહનું પ્રવર્તન વિશેષ રહેતું હોય તો શુ વૈરાગ્ય અને ઉપશમ પણ ચાલ્યાં જાય ?

ઉત્તર.—જો જીવને આરંભપરિગ્રહનું પ્રવર્ત્તન વિશેષ રહેતું હોય, તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવે છે.

૧૩૫૧ પ્રશ્ન:—કારણ શું ?

ઉત્તર—કેમકે આરંભપરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમના મૂળ છે–વૈરાગ્ય અને ઉપશમના કાળ છે.

૧૩૫૨ પ્રશ્ન:—શ્રી ઠાણાંગસૂત્રમાં આરંભ અને પરિગ્રહનું બળ જણાવી તેની નિવૃત્તિના ઉપદેશ અર્થે કયા ભાવે દ્વીભંગી કહી છે ?

ઉત્તર:—'શ્રીઠાણાગસૂત્ર'મા આરંભ અને પરિગ્રહનુ બળ જણાવી પછી તેથી નિવૃત્તવુ યોગ્ય છે એવો ઉપદેશ થવા આ ભાવે દ્વી-ભંગી કહી છે:—

૧. જીવને મતિજ્ઞાનાવરણીય ક્યાંસુધી? જ્યાંસુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાંસુધી.

૨. જીવને શ્રુતજ્ઞાનાવરણીય ક્યાંસુધી હોય ? જ્યાંસુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાંસુધી.

૩. જીવને અવધિજ્ઞાનાવરણીય ક્યાંસુધી હોય ? જ્યાંસુધી આ-રંભ અને પરિગ્રહ હોય ત્યાંસુધી.

૪. જીવને મનઃપર્યવજ્ઞાનાવરણીય ક્યાંસુધી હોય ? જ્યાંસુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાંસુધી.

૫. જીવને કેવળજ્ઞાનાવરણીય ક્યાંસુધી હોય ? જ્યાંસુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાંસુધી.

એમ કહી દર્શનાદિના ભેદ જણાવી સત્તરવાર તેને તે વાત

જણાવી છે કે, તે આવરણો ત્યાંસુધી હોય કે જ્યાંસુધી, આરંભ અને પરિગ્રહ હોય. આવું આરંભપરિગ્રહનું બળ જણાવી, ફરી અર્થાપત્તિરૂપે પાછું તેનું ત્યાં જ કથન કર્યું છે.

૧. જીવને મતિજ્ઞાન ક્યારે ઉપજે? આરંભપરિગ્રહથી નિવર્ત્યે.
૨. જીવને શ્રુતજ્ઞાન ક્યારે ઉપજે? આરંભપરિગ્રહથી નિવર્ત્યે.
૩. જીવને અવધિજ્ઞાન ક્યારે ઉપજે? આરંભપરિગ્રહથી નિવર્ત્યે.
૪. જીવને મનઃપર્યવજ્ઞાન ક્યારે ઉપજે? આરંભપરિગ્રહથી નિવર્ત્યે.
૫. જીવને કેવળજ્ઞાન ક્યારે ઉપજે? આરંભપરિગ્રહથી નિવર્ત્યે.

એમ સત્તર પ્રકાર ફરીથી કહી આરંભ પરિગ્રહની નિવૃત્તિનું ફળ જ્યાં છેવટે કેવળજ્ઞાન છે ત્યાંસુધી કીધું છે; અને પ્રવૃત્તિનું ફળ કેવળજ્ઞાનસુધીના આવરણના હેતુપણે કહી તેનું અત્યંત બળવાનપણું કહી જીવને તેથી નિવૃત્ત થવાનો જ ઉપદેશ કર્યો છે. ફરી ફરીને જ્ઞાનીપુરૂષોનાં વચનો એ ઉપદેશનો જ નિશ્ચય કરવાની જીવને પ્રેરણા કરવા ઇચ્છે છે, તથાપિ અનાદિ અસત્સંગથી ઉત્પન્ન થયેલી એવી દુષ્ટ ઇચ્છાદિ ભાવમાં મૂઢ થયેલો એવો જીવ પ્રતિ બુઝતો નથી, અને તે ભાવોની નિવૃત્તિ કર્યાવિના, અથવા નિવૃત્તિનું પ્રયત્ન કર્યાવિના શ્રેય ઇચ્છે છે, કે જેનો સંભવ ક્યારે પણ થઇ શક્યો નથી, વર્ત્તમાનમાં થતો નથી, અને ભવિષ્યમાં થશે નહિ.

૧૩૫૩ પ્રશ્નઃ—નિકટભવી જીવ આપ કોને જાણો છો?

ઉત્તરઃ—કુટુંબાદિ સંગ વિષે લખ્યું તે ખરૂં છે, તેમા પણ આ કાળમાં એવા સંગમાં જીવે સમપણે પરિણમવું એ મહા વિકટ છે, અને જેઓ એટલું છતાં પણ સમપણે પરિણમે તે નિકટભવી જીવ જાણીએ છીએ.

૧૩૫૪ પ્રશ્નઃ—મારી સ્થિતિ ગરીબ છે, આજીવિકા સંબંધી સ્મૃતિ (આર્ત્તધ્યાન) વારંવાર ન થવા માટે મારે ચાકરી–નોકરી–કરવી પડે છે તે પરમાર્થ માર્ગને ઇચ્છનારને માટે કેવી વસ્તુ છે?

ઉત્તરઃ—આજીવિકાના પ્રપંચ વિષે વારંવાર સ્મૃતિ ન થાય એટલા માટે ચાકરી કરવી પડે તે હિતકારક છે.

૧૩૫૫ પ્રશ્નઃ—ચાકરી કરવી પડે છે એ શાનું ફળ છે? ચાકરી કરતાં સ્વામીની યોગ્યાયોગ્ય આજ્ઞા ઉઠાવવી?

ઉત્તરઃ—જીવે પોતાની ઇચ્છાએ કરેલા દોષ તીવ્રપણે ભોગવવા પડે છે, માટે ગમે તે પ્રસંગમાં પણ સ્વેચ્છાએ અશુભપણે પ્રવર્ત્તવું ન પડે તેમ કરવું.

૧૩૫૬ પ્રશ્ન:—રોગાદિ શું કારણે ઉત્પન્ન થાય છે?

ઉત્તર:—પૂર્વે ઉત્પન્ન કરેલાં વેદનીય કર્મના ઉદય પ્રમાણે રોગાદિ ઉત્પન્ન થાય છે, અને તે પ્રમાણે નિર્બળ, મંદ, ગ્લાન, ઉષ્ણશીતાદિ શરીરચેષ્ટા થાય છે.

૧૩૫૭ પ્રશ્ન:—રોગમાં ભ્રમસન્નિપાતાદિ થાય છે એવી સ્થિતિમાં રોગ કેવા પ્રકારે જીવ વેદે છે?

ઉત્તર:—વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદ બળથી જીવને ભ્રમાદિનો ઉદય પણ વર્ત્તે છે, તથાપિ જે પ્રમાણે જીવને વિષે બોધ અને વૈરાગ્યની વાસના થઇ હોય છે તે પ્રમાણે તે રોગને તે તે પ્રસંગે ઘણું કરી વેદે છે.

૧૩૫૮ પ્રશ્ન:—કોને પાછળથી પશ્ચાત્તાપ કરવાનો થોડો જ અવસર સંભવે છે?

ઉત્તર:—સમજીને અલ્પભાવી થનારને (પાછળથી) પશ્ચાતાપ કરવાનો થોડો જ અવસર સંભવે છે.

૧૩૫૯ પ્રશ્ન:—શુક્લ હૃદયથી કેવા વિચાર તરત આવી શકવા યોગ્ય છે?

ઉત્તર:—ગયેલી એક પળ પાછી મળતી નથી અને તે અમૂલ્ય છે, તો પછી આખી આયુપ્સ્થિતિ—એક પળનો હિન ઉપયોગ તે એક અમૂલ્ય કૌસ્તુભ ખોવા કરતા પણ વિશેષ હાનિકારક છે, તો તેવી સાઠ પળની એક ઘડીનો હિત ઉપયોગ કરવાથી કેટલી હાનિ થવી જોઇએ? એમજ એક દિન, એક પક્ષ, એક .માસ, એક વર્ષ અને અનુક્રમે આખી આયુષસ્થિતિનો હિન ઉપયોગ એ કેટલી હાનિ અને કેટલા અશ્રેયનુ કારણ થાય—એ વિચાર શુક્લ હૃદયથી તરત આવી શકશે.

૧૩૬૦ પ્રશ્ન:—સદ્વિચારનો પરિચય થાય તેમ કરવા શું વાત લક્ષમા રાખવાયોગ્ય જ્ઞાનીઓએ જાણી છે?

ઉત્તર:—જેમ બને તેમ સદ્વિચારનો પરિચય થાય તેમ કરવા, (ઉપાધિમા મુઝાઈ રહેવાથી) યોગ્યપણે ન વર્તાય તે વાત લક્ષમાં રાખવાયોગ્ય જ્ઞાનીઓએ જાણી છે.

૧૩૬૧ પ્રશ્ન:—અન્ય કામમાં પ્રવર્ત્તતાં કેવો અભ્યાસ રાખવો યોગ્ય છે?

ઉત્તર:—બીજા કામમાં પ્રવર્ત્તતાં પણ અન્યત્વ ભાવનાએ વર્તવાનો અભ્યાસ રાખવો યોગ્ય છે.

૧૩૬૨ પ્રશ્નઃ—'શાંત સુધારસ' આદિ ગ્રંથો કેવા છે?

ઉત્તરઃ—વૈરાગ્ય ભાવનાએ ભૂષિત એવા 'શાંત સુધારસાદિ' ગ્રંથો નિરંતર ચિંતન કરવા યોગ્ય છે.

૧૩૬૩ પ્રશ્નઃ—મુમુક્ષુઓએ કેવો નિશ્ચય રાખવો યોગ્ય છે?

ઉત્તરઃ—પ્રમાદમાં વૈરાગ્યની તીવ્રતા-મુમુક્ષુતા મંદ કરવા યોગ્ય નથી એવો નિશ્ચય રાખવો યોગ્ય છે.

૧૩૬૪ પ્રશ્નઃ—આ કાળમાં પરમ સત્સંગ અને પરમ અસંગપણાનો યોગ છાજી શકવા યોગ્ય છે?

ઉત્તરઃ—આ દુષમકાળમાં સત્સમાગમ અને અસંગપણું અતિ દુર્લભ છે; ત્યાં પરમ સત્સંગ અને પરમ અસંગપણાનો યોગ ક્યાંથી છાજે?

૧૩૬૫ પ્રશ્નઃ—જૈનમાનીનતા શ્રી કૃષ્ણની ગતિને માટે નરકગતિની છે; આપ તેઓને કેવા પુરૂષ ધારો છો? શું તેઓ આત્મભાવોપયોગી પુરૂષ હતા? શ્રી કૃષ્ણને માટે આપની માનીનતા કેવા પ્રકારે છે?

ઉત્તર—શ્રી કૃષ્ણ ગમે તે ગતિને પ્રાપ્ત થયા હોય, પણ વિચારતાં તે આત્મભાવ ઉપયોગી હતા એમ સ્પષ્ટ જણાય છે. શ્રી કૃષ્ણે કાંચનની દ્વારિકાનું છપ્પન કોટી યાદવોએ સંગ્રહિત પંચવિષયના આકર્ષિત કારણોના યોગમાં સ્વામીપણું ભોગવ્યું તે શ્રી કૃષ્ણે જ્યારે દેહ મૂક્યો છે ત્યારે શી સ્થિતિ હતી તે વિચારવા યોગ્ય છે; અને વિચારી આ જીવને જરૂર આકુળપણાથી મુક્ત કરવા યોગ્ય છે. કુળનો સંહાર થયો છે. દ્વારિકાનો દાહ થાય છે તે શોકે શોકવાન એકલા વનમાં ભૂમિપર આધાર કરી સૂતા છે ત્યાં જરાકુમારે બાણ માર્યું તે સમયે પણ જેણે ધીરજને અવગાહી છે તે શ્રી કૃષ્ણની દશા વિચારવા યોગ્ય છે.

૧૩૬૬ પ્રશ્નઃ—સમ્યગ્દષ્ટિ અભક્ષ્યનો આહાર કરે? શ્રેણિકના સંબંધમાં એમ હતું એમ કહેવામાં આવે છે તે યથાર્થ છે?

ઉત્તરઃ—સમ્યગ્દષ્ટિ અભક્ષ્ય આહાર કરે એ આદિ પ્રશ્નો લખ્યાં. એ પ્રશ્નોના હેતુ વિચારવાથી જણાવવા યોગ્ય છે કે, પ્રશ્નમાં કોઈ એક દૃષ્ટાંત ગ્રહણ કરી જીવે શુદ્ધ પરિણામની હાનિ કરવા જેવું છે. મતિના અસ્થિરપણાથી જીવ પરિણામનો વિચાર નથી કરી શકતો. શ્રેણિકાદિના સંબંધમાં કોઇ એક સ્થળે એવી વાત કોઈ એક ગ્રંથમાં જણાવી છે, પણ તે કોઇએ પ્રવૃત્તિ કરવા અર્થે જણાવી નથી. તેમજ તે વાત યથાર્થજ છે તેમ પણ નથી. સમ્યગ્દષ્ટિ પુરૂષને અલ્પમાત્ર વ્રત નથી હોતું, તો પણ સમ્યગ્દર્શન આવ્યા પછી નવમે તો વધા-

રેમાં વધારે પંદરભવે મોક્ષ પામે એવું સમ્યગ્દર્શનનું બળ છે. એવા હેતુએ દર્શાવેલી વાણીને બીજા રૂપમાં લઇ ન જવી. સત્પુરૂષની વાણી વિષય અને કષાયના અનુમોદનથી અથવા રાગદ્વેષના પોષણથી રહિત હોય છે એવો નિશ્ચય રાખવો.

૧૩૬૭ પ્રશ્ન:—સમસ્ત લોકાલોકને શી રીતે જાણી શકીશ?

ઉત્તર:—એક આત્માને જાણતા સમસ્ત લોકાલોકને જાણીશ.

૧૩૬૮ પ્રશ્ન:—એક આત્મપ્રાપ્તિ એજ સર્વ જાણવાનું ફળ છે?

ઉત્તર:—સર્વ જાણવાનું ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે.

૧૩૬૯ પ્રશ્ન:—સર્વ જાણવાનું ફળ એક આત્મપ્રાપ્તિ છે એમ આપ કહો છો તો આત્માથી જૂદા એવા બીજા ભાવો જાણવાની વારંવારની ઇચ્છાનુ શુ કરવુ?

ઉત્તર:—આત્માથી જૂદા એવા બીજા ભાવો જાણવાની વારવારની ઇચ્છાથી તુ નિવૃત્ત.

૧૩૭૦ પ્રશ્ન:—આત્માથી જૂદા એવા બીજા ભાવો જાણવાની વારંવારની ઇચ્છા નિવૃત્ત કરીને મારે શું કરવું?

ઉત્તર:—એક નિજસ્વરૂપને વિષે દૃષ્ટિ દે.

૧૩૭૧ પ્રશ્ન:—નિજસ્વરૂપને વિષેની દૃષ્ટિથી શુ ફળ પ્રાપ્ત થશે? મારે વિષે સમસ્તસૃષ્ટિ જ્ઞેયપણે દેખાશે?

ઉત્તર:—( એક નિજસ્વરૂપને વિષે દૃષ્ટિ દે ) કે જે દૃષ્ટિથી સમસ્તસૃષ્ટિ જ્ઞેયપણે તારે વિષે દેખાશે.

૧૩૭૨ પ્રશ્ન:—શું આપ એમ કહો છો કે, તત્ત્વસ્વરૂપ એવા સત્શાસ્ત્રમાં કહેલ માર્ગનુ પણ આ તત્ત્વ છે એમ તત્ત્વજ્ઞાનીઓએ કહ્યુ છે?

ઉત્તર.—તત્ત્વસ્વરૂપ એવાં સત્શાસ્ત્રમાં કહેલા માર્ગનુ પણ આ તત્ત્વ છે એમ તત્ત્વજ્ઞાનીઓએ કહ્યું છે.

૧૩૭૩ પ્રશ્ન:—આ તત્ત્વ ઉપયોગપૂર્વક સમજી શકાય તેવુ છે?

ઉત્તર:—ઉપયોગપૂર્વક તે સમજવું દુર્લભ છે.

૧૩૭૪ પ્રશ્ન:—શા કારણથી? શુ એ માર્ગ અને સ્વરૂપ જૂદાં જ છે? શું કથનજ્ઞાનીઓ કહે છે તેમ નથી?

ઉત્તર:—એ માર્ગ જૂદો છે, અને સ્વરૂપ પણ જૂદું છે; જેમ માત્ર 'કથનજ્ઞાનીઓ' કહે છે, તેમ નથી; માટે ઠેકાણે ઠેકાણે જઇને કાં પૂછે છે?

૧૩૭૫ પ્રશ્ન:—શું આ ભાવનો અર્થ ઠેકાણે ઠેકાણેથી પ્રાપ્ત થવા યોગ્ય નથી?

ઉત્તર:—તે અપૂર્વ ભાવનો અર્થ ઠેકાણે ઠેકાણેથી પ્રાપ્ત થવા યોગ્ય નથી.

૧૩૭૬ પ્રશ્ન:—ઉપર આપે જે અર્થ કહ્યો તેથી શાસ્ત્રમાં યમ-નિયમાદિ સાધનો કહ્યાં છે તે નિષ્ફળ નહીં ઠરે ?

ઉત્તર:—યમનિયમાદિ જે સાધનો શાસ્ત્રમાં કહ્યાં છે, તે ઉપર કહેલા અર્થથી નિષ્ફળ ઠરશે એમ પણ નથી.

૧૩૭૭ પ્રશ્ન:—કારણ શું ?

ઉત્તર:—કેમકે તે પણ કારણને અર્થે છે.

૧૩૭૮ પ્રશ્ન:—તે કારણ કહેશો ? એ કારણો શું આવવા માટે ઉપદેશ્યા છે ?

ઉત્તર:—તે કારણ આ પ્રમાણે છે; આત્મજ્ઞાન રહી શકે એવી પાત્રતા પ્રાપ્ત થવા, તથા તેમાં સ્થિતિ થાય તેવી યોગ્યતા આવવા, એ કારણો ઉપદેશ્યાં છે.

૧૩૭૯ પ્રશ્ન:—શું આપ એમ કહેવા માંગો છો કે, તત્ત્વજ્ઞાનીઓએ આ હેતુથી—આત્મજ્ઞાન રહી શકે એવી પાત્રતા થવા, તથા તેમાં સ્થિતિ થાય એવી યોગ્યતા આણવા—કહેલાં સાધનોમા જીવ અટકી રહ્યો છે, અથવા આ સાધનો અભિનિવેશપણે ગ્રહ્યાં છે ? જો સાધનોમાં અટકી રહ્યો છે તો તેનું કારણ શુ ?

ઉત્તર:—તત્ત્વજ્ઞાનીએ એથી—એવા હેતુથી—એ સાધનો કહ્યા છે. પણ જીવની સમજણમાં સામટો ફેર હોવાથી તે સાધનોમાં જ અટકી રહ્યો, અથવા તે સાધન પણ અભિનિવેશપરિણામ ગ્રહ્યાં. આંગળીથી જેમ બાળકને ચંદ્ર દેખાડવામા આવે, તેમ તત્ત્વજ્ઞાનીઓએ એ તત્ત્વનું તત્ત્વ કહ્યું છે.

૧૩૮૦ પ્રશ્ન:—પ્રત્યેક બુદ્ધ કે અશોચ્યકેવલી કોને કહેવામાં આવે છે ?

ઉત્તર:—એક ( પોતાના ) આત્માનો ભવાંત કરે, પણ પરનો ન કરે, તે પ્રત્યેક બુદ્ધ કે અશોચ્યકેવલી.

૧૩૮૧ પ્રશ્ન:—શા કારણથી પ્રત્યેક બુદ્ધ કે અશોચ્યકેવલી પરનો ભવાંત ન કરે ?

ઉત્તર:—કેમકે તેઓ ઉપદેશ માર્ગ પ્રવર્ત્તાવતા નથી એવો વ્યવહાર છે.

૧૩૮૨ પ્રશ્ન:—શું એ વાત ખરી છે કે; કોઈ આચાર્યે પોતે હજુ ભવાંત ન કર્યો હોય, છતાં તેના ઉપદેશથી બીજા જીવો તે ભવે-ભવાંત કરી શકે ?

ઉત્તર:—એક ( પોતાના ) આત્માનો ભવાંત ન કરે, તે અચ-

રિમશરીરિ આચાર્ય—એટલે જેને હજુ અમુક ભાવ બાકી છે, પણ ઉપદેશ માર્ગને આત્માએ કરી જાણ્યો છે તેથી તેનાથી ઉપદેશ સાંભળી ( સાંભળનાર ) જીવ તે ભવે ભવનો અંત કરી શકે.

૧૩૮૩ પ્રશ્ન:—જેણે માર્ગ નથી જાણ્યો એવા ઉપદેશકનો પણ ઉપદેશ સાંભળતા ભવાંત થાય એમ કહેવામાં આવે છે તે ખરૂં છે? ખરૂ હોય તો કેવી રીતે ?

ઉત્તર:—કોઇ જીવ પૂર્વકાળે જ્ઞાનારાધન કરી પ્રારબ્ધોદયે વર્ત્તમાનમાં મંદક્ષયોપશમ મનુષ્યદેહ પામી જેણે માર્ગ નથી જાણ્યો એવા કોઈ ઉપદેશક પાસેથી ઉપદેશ સાંભળતાં પૂર્વ સંસ્કારથી, પૂર્વના આરાધનથી એવો વિચાર પામે કે, આ પ્રરૂપણા જરૂર મોક્ષનો હેતુ ન હોય, કેમકે અંધપણે તે માર્ગ કહે છે; અથવા આ ઉપદેશ દેનારો જીવ પોતે અપરિણામી રહી ઉપદેશ કરે છે તે મહા અનર્થ છે એમ વિમાસતા પૂર્વારાધન જાગૃત થાય અને ઉદય છેદી ભવાત કરે, તેથી નિમિત્તરૂપ ગ્રહણ કરી તેવા ઉપદેશકનો પણ આ ભંગને વિષે સમાસ કર્યો હોય એમ લાગે છે.

૧૩૮૪ પ્રશ્ન:—પોતે તરે અને બીજાને તારે એવા કયા ઉપદેશક ?

ઉત્તર:—પોતે તરે અને બીજાને તારે તે શ્રી તીર્થંકરાદિ.

૧૩૮૫ પ્રશ્ન:—અભવ્ય—કે દુર્ભવ્ય જીવ એટલે શુ ?

ઉત્તર:—પોતે તરે પણ નહીં, અને બીજાને તારી પણ ન શકે તે અભવ્ય કે ' દુર્ભવ્ય ' જીવ.

૧૩૮૬ પ્રશ્ન:—પૂર્વકર્મનું નિબંધન શી રીતે જણાય ?

ઉત્તર:—નગમતુ એવું ક્ષણવાર કરવાને પણ કોઈ ઇચ્છતુ નથી, તથાપિ તે કરવું પડે છે એ એમ સૂચવે છે કે, પૂર્વકર્મનુ નિબંધન અવશ્ય છે.

૧૩૮૭ પ્રશ્ન:—આપશ્રીને અવિકલ્પ સમાધિનું ધ્યાન વર્ત્તે છે કે કેમ ?

ઉત્તર:—અવિકલ્પ સમાધિનું ધ્યાન ક્ષણવાર પણ મટતું નથી, તથાપિ અનેક વર્ષો થયા વિકલ્પરૂપ ઉપાધિને આરાધ્યા જઇએ છીએ.

૧૩૮૮ પ્રશ્ન:—આપશ્રીને ઉપાધિ બાધરૂપ નથી ?

ઉત્તર:—જ્યાં સુધી સંસાર છે ત્યાં સુધી કોઈ જાતની ઉપાધિ હોય તો સંભવે છે, તથાપિ 'અવિકલ્પ સમાધિ'માં સ્થિત એવા જ્ઞાનીને તો તે ઉપાધિ પણ અબાધ છે, અર્થાત્ સમાધિજ છે.

૧૩૮૯ પ્રશ્ન:—આપ શ્રી 'અવિકલ્પ સમાધિ'ને કેવી રીતે અનુભવો છો ?

ઉત્તર:—આ દેહ ધારણ કરીને જો કે, કોઇ મહાન્ શ્રીમંતપણું

ભોગવ્યું નથી, શબ્દાદિ વિષયોનો પૂરો વૈભવ પ્રાપ્ત થયો નથી; કોઇ કોઈ વિશેષ એવા રાજ્યાધિકારે સહિત દિવસ ગાળ્યા નથી; પોતાનાં ગણાય છે એવાં કોઇ ધામ, આરામ સેવ્યાં નથી, અને હજુ યુવાવસ્થાનો પહેલો ભાગ વર્ત્તે છે, તથાપિ એ કોઇની આત્મભાવે ઇચ્છા અમને ઉત્પન્ન થતી નથી એ એક મોટું આશ્ચર્ય જાણી વર્ત્તીએ છીએ—અને એ પદાર્થોની પ્રાપ્તિ–અપ્રાપ્તિ બન્ને સમાન થયાં જાણી ઘણા પ્રકારે 'અવિકલ્પ સમાધિ'નેજ અનુભવીએ છીએ.

૧૩૯૦ પ્રશ્ન:—જો આમ છે તો આપને વનવાસ સાંભરે ખરો? લોક પરિચય રૂચિકર થાય છે? સુરતિ કેવા પ્રકારે પ્રવહે છે? કેવી રીતે ઉપાધિજોગમાં રહો છો?

ઉત્તર —એમ છતાં વારંવાર વનવાસ સાભરે છે. કોઇ પ્રકારનો લોકપરિચય રૂચિકર થતો નથી; સત્સંગમાં સુરતિ પ્રવાહ્યા કરે છે; અને અવ્યવસ્થિત દશાએ ઉપાધિજોગમાં રહીએ છીએ.

૧૩૯૧ પ્રશ્ન:—આપશ્રીને શુ સ્મરણ ચિતન રહે છે?

ઉત્તર:—એક અવિકલ્પસમાધિ શિવાય બીજુ ખરી રીતે સ્મરણ રહેતું નથી, ચિંતન રહેતું નથી, રૂચિ રહેતી નથી, અથવા કંઇ કામ કરાતું નથી.

૧૩૯૨ પ્રશ્ન:—જ્યોતિષાદિ વિદ્યા કે અણિમાદિ સિદ્ધિને આપ કેવી જાણો છો? તેનુ સ્મરણ આપને રહે છે?

ઉત્તર:—' જ્યોતિષાદિ વિદ્યા ' કે ' અણિમાદિ સિદ્ધિ ' એ માયિક પદાર્થો જાણી આત્માને તેનુ સ્મરણ પણ ક્વચિત્ જ થાય છે.

૧૩૯૩ પ્રશ્ન:—આપને ક્વચિત્ જ આ વિદ્યાઓનું સ્મરણ થાય છે ત્યારે પણ કોઇ વાત જાણવાનું કે સિદ્ધ કરવાનું યોગ્ય લાગતું નથી?

ઉત્તર:—તે વારે કોઇ વાત જાણવાનું, અથવા સિદ્ધ કરવાનું, ક્યારેય યોગ્ય લાગતુ નથી, અને એ વાતમાં કોઇ પ્રકારે હાલ તો ચિત્તપ્રવેશ પણ રહ્યો નથી.

૧૩૯૪ પ્રશ્ન:—પૂર્વનિબંધન ઉદયમાં આવે તેનુ કેમ કરવું? જ્ઞાનીની અવસ્થામાં પ્રવેશ કેમ થાય?

ઉત્તર:—પૂર્વનિબંધન જે જે પ્રકારે ઉદય આવે, તે તે પ્રકારે ૦ ૦ ૦ અનુક્રમે કર્યા જવાં એમ કરવું યોગ્ય લાગે છે. તમે પણ તેના અનુક્રમમાં ગમે તેટલા થોડા અંશે પ્રવર્તાય તોપણ તેમ પ્રવર્ત્તવાનો અભ્યાસ રાખજો; અને કોઇ પણ કામના પ્રસંગમાં વધારે શોચમાં પડવાનો અભ્યાસ ઓછો કરજો. એમ કરવું, અથવા થવું એ જ્ઞાનીની અવસ્થામાં પ્રવેશ કરવાનું દ્વાર છે.

૧૩૯૫ પ્રશ્નઃ—આપને સાંસારિક ઉપાધિ કેવી રહે છે? તેનાથી આપને ગભરાટ રહેતો નથી? આપને સમાધિ કેવા પ્રકારે વર્ત્તે છે?

ઉત્તરઃ—કોઈ પણ પ્રકારનો ઉપાધિપ્રસંગ લખો છો, તે જો કે વાંચવામાં આવે છે, તથાપિ તે વિષે ચિત્તમાં કંઈ આભાસ પડતો નહિ હોવાથી ઘણુંકરીને ઉત્તર લખવાનું પણ બનતું નથી; એ ક્ષમા કરવાયોગ્ય છે. સાંસારિક ઉપાધિ અમને પણ ઓછી નથી, તથાપિ તેમાં સ્વપણું રહ્યું નહિ હોવાથી તેથી ગભરાટ ઉત્પન્ન થતો નથી. તે ઉપાધિના ઉદયકાળને લીધે હાલ તો સમાધિ ગૌણભાવે વર્ત્તે છે; અને તે માટેનો શોચ રહ્યા કરે છે.

૧૩૯૬ પ્રશ્નઃ—શ્રી સુંદરદાસાદિના ગ્રંથનું વાંચવું, પૂછવું થાય તેમ કરવાને આપે શા કારણથી લખ્યું હતું?

ઉત્તરઃ—વિસ્તારપૂર્વક કાગળ લખવાનું હાલમાં થતું નથી તેથી, ચિત્તમા વૈરાગ્ય ઉપશમાદિ વિશેષ પ્રદીપ્ત રહેવામાં સૈંત્શાસ્ત્ર એક વિશેષ આધારભૂત નિમિત્ત જાણી, શ્રી સુંદરદાસાદિના ગ્રંથનુ બને તો બેથી ચાર ઘડી નિયમિત વાચવુ–પૂછવુ થાય તેમ કરવાને લખ્યુ હતું. શ્રી સુંદરદાસના ગ્રંથો પ્રથમથી કરીને પ્રાંતસુધી વિશેષ અનુપ્રેક્ષાથી હાલ વિચારવા માટે તમને તથા શ્રી * * * * ને વિનંતિ છે.

૧૩૯૭ પ્રશ્નઃ—કાયા હોય ત્યાંસુધી માયા હોય એ વાત યથાર્થ છે?

ઉત્તરઃ—કાયાસુધી માયા (એટલે કષાયાદિનો) સંભવ રહ્યા કરે એમ, શ્રી * * * ને લાગે છે; તે અભિપ્રાય પ્રાયે (ઘણુંકરીને) તો યથાર્થ છે.

૧૩૯૮ પ્રશ્નઃ—કોઇને પણ કાયા છતાં માયા–ન હોય અર્થાત્ કોઇ રાગદ્વેષ રહિત પુરુષ હોઇ શકે?

ઉત્તરઃ—તોપણ કોઇ પુરૂષવિશેષને વિષે કેવળ–સર્વ પ્રકારના–સંજ્વલનાદિ કષાયનો અભાવ થઇ શકવા યોગ્ય લાગે છે,–અને થઇ શકવામાં સંદેહ થતો નથી. તેથી કાયા છતાં પણ કષાયરહિતપણું સંભવે; અર્થાત્ સર્વથા રાગદ્વેષરહિત પુરૂષ હોઈ શકે.

૧૩૯૯ પ્રશ્નઃ—રાગદ્વેષ રહિત આ પુરુષ છે એમ સામાન્ય જીવોથી જાણી શકાય?

ઉત્તરઃ—રાગદ્વેષરહિત આ પુરુષ છે, એમ બાહ્યચેષ્ટાથી સામાન્ય જીવો જાણી શકે એમ બની શકે નહિ.

૧૪૦૦ પ્રશ્નઃ—જો જાણી ન શકે તો તે પુરુષ રાગદ્વેષ રહિત છે એમ અભિપ્રાય કેમ થઈ શકે?

ઉત્તરઃ—એથી તે પુરૂષ કષાયરહિત—સંપૂર્ણ વીતરાગ—ન હોય એવો અભિપ્રાય વિચારવાન સિદ્ધ કરતા નથી, કેમકે બાહ્યચેષ્ટાથી આત્મદશાની સર્વથા સ્થિતિ સમજાઈ શકે એમ ન કહી શકાય.

૧૪૦૧ પ્રશ્નઃ—શ્રી વેદાંતે નિરૂપણ કરેલાં મુમુક્ષુનાં લક્ષણો તથા શ્રી જિને નિરૂપણ કરેલાં સમ્યગ્દષ્ટિનાં લક્ષણો કેવાં છે ?

ઉત્તરઃ—શ્રી વેદાંતે નિરૂપણ કરેલાં એવાં મુમુક્ષુ જીવનાં લક્ષણો તથા શ્રી જિને નિરૂપણ કરેલાં એવાં સમ્યગ્દષ્ટિ જીવનાં લક્ષણો સાંભળવાયોગ્ય છે;—તથારૂપ યોગ ન હોય તો વાચવાયોગ્ય છે;—વિશેષપણે મનન કરવા યોગ્ય છે;—આત્મામાં પરિણામી કરવાયોગ્ય છે.

૧૪૦૨ પ્રશ્નઃ—પોતાનુ ક્ષયોપશમબળ ઓછું હોય તો અહંમમતાદિનો પરાભવ કરવાને શું કરવું ?

ઉત્તરઃ—પોતાનું ક્ષયોપશમબળ ઓછું જાણીને, અહંમમતાદિનો પરાભવ થવાને નિત્ય પોતાનુ ન્યૂનપણું દેખવું. વિશેષ સંગપ્રસંગ સંક્ષેપવા યોગ્ય છે.

૧૪૦૩ પ્રશ્નઃ—વ્યવહાર—દ્રવ્ય—સાધુત્વ—શ્રી જિને શા કારણે ઉપદેશ્યું છે?

ઉત્તરઃ—આત્મહેતુભૂત એવા સંગવિના સર્વ સંગ મુમુક્ષુ જીવે સંક્ષિપ્ત કરવા ઘટે છે, કેમકે તે વિના પરમાર્થ આવિર્ભૂત થવો કઠણ છે, અને તે કારણે વ્યવહાર—દ્રવ્ય—સંયમરૂપ સાધુત્વ શ્રી જિને ઉપદેશ્યું છે.

૧૪૦૪ પ્રશ્નઃ—સિદ્ધિજોગથી અથવા કંઇ વેપાર રોજગારાદિથી આપશ્રી મારૂં દુઃખ ન મટાડો ?

ઉત્તરઃ—ગયા પરમ દિવસે લખેલા પત્રમાં જે ગંભીર આશય લખ્યા છે તે વિચારવાન જીવને આત્માના પરમ હિતસ્વિ થાય તેવા આશય છે. એ ઉપદેશ અમે તમને ઘણી વાર સહેજસાજ કર્યો છે, છતા તે ઉપદેશને આજીવિકાના કષ્ટક્લેશથી તમને ઘણીવાર વિસર્જન થયો છે, અથવા થઈ જાય છે. અમારાપ્રત્યે માવિત્ર જેટલો તમારો ભક્તિભાવ છે; એટલે લખવામાં અડચણ નથી એમ ગણીને, તથા દુઃખ સહન કરવાની અસમર્થતાને લીધે અમારી પાસેથી તેવા વહેવારની યાચના બે પ્રકારે તમારાથી થઇ છેઃ—એક તો કંઈ સિદ્ધિયોગથી દુઃખ મટાડી શકાય તેવા આશયની, અને બીજી યાચના કંઇ વેપાર રોજગારાદિની. બેમાંની એકે યાચના તમારી અમારી પાસે થાય, તે તમારા આત્માને હિતનું કારણ રોધનાર, અને અનુક્રમે મલિન વાસનાનો હેતુ થાય; કેમકે જે ભૂમિકામાં જે ઘટે નહિ તે જીવ તે કરે તો તે ભૂમિકાનો તેને સહેજે ત્યાગ થાય, એમાં કંઇ સંદેહ નથી.

તમારી અમારા પ્રત્યે નિષ્કામ ભક્તિ જોઇએ, અને તમને ગમે તેટલું દુઃખ હોય છતાં તેને ધીરજથી વેઠવું જોઇએ. તેમ ન બને તોપણ એક અક્ષર અમારી પાસે તો તેની સૂચના પણ ન કરવી જોઇએ. એ તમને સર્વાંગ યોગ્ય છે. અને તમને તેવી જ સ્થિતિમાં જોવાને જેટલી મારી ઇચ્છા છે, અને જેટલું તમારૂ તે સ્થિતિમાં હિત છે, તે પત્રથી કે વચનથી અમારાથી જણાવી શકાય તેવું નથી; પણ પૂર્વના કોઇ તે જ ઉદયને લીધે તમને તે વાત વિસર્જન થઇ પાછી અમને જણાવવાની ઇચ્છા રહ્યા કરે છે. તે બે પ્રકારની યાચનામાં પ્રથમ જણાવી છે તે યાચના તો કોઇ પણ નિકટભવીને કરવી ઘટે જ નહિ, અને અલ્પમાત્ર હોય તોપણ તેને મૂળથી છેદવી ઘટે; કેમકે લોકોત્તર મિથ્યાત્વનું તે કારણ છે એવો તીર્થંકરાદિનો નિશ્ચય છે; તે અમને તો સપ્રમાણ લાગે છે. બીજી યાચના છે તે પણ કર્ત્તવ્ય નથી, કેમકે તે પણ અમને પરિશ્રમનો હેતુ છે. અમને વહેવારનો પરિશ્રમ આપીને વહેવાર નિભાવવો એ આ જીવની સદ્વૃત્તિનું ઘણું જ અલ્પત્વ બતાવે છે; કેમકે અમારા અર્થે પરિશ્રમ વેઠી તમારે વહેવાર ચલાવી દેવો પડતો હોય તો તે તમને હિતકારી છે, અને અમને તેવા દુષ્ટ નિમિત્તનું કારણ નથી; એવી સ્થિતિ છતા પણ અમારા ચિત્તમાં એવો વિચાર રહે છે કે, જ્યાંસુધી અમારે પરિગ્રહાદિનુ લેવુ દેવું થાય, એવો વહેવાર ઉદયમાં હોય ત્યાંસુધી જાતે તે કાર્ય કરવુ, અથવા વહેવારીક સંબંધી ધારાદિથી કરવુ, પણ તે સંબંધી મુમુક્ષુ પુરુષને તો પરિશ્રમ આપીને ન કરવું, કેમકે જીવને મલિન વાસના તેવા કારણે ઉદ્ભવ થવી સંભવે, કદાપિ અમારું ચિત્ત શુદ્ધ જ રહે એવું છે; તથાપિ કાળ એવો છે કે, જો શુદ્ધિ દ્રવ્યથી પણ રાખિયે તો સામા જીવને વિષમતા ઉદ્ભવ ન થાય; અને અશુદ્ધ વૃત્તિવાન જીવ પણ તેમ વર્ત્તી પરમપુરૂષોના માર્ગનો નાશ ન કરે.—એ આદિ વિચારપર મારૂ ચિત્ત રહે છે. તો પછી જેનું અમારાથી પરમાર્થબળ, કે ચિત્તશુદ્ધિપણું ઓછુ હોય તેણે તો જરૂર તે માર્ગણા બળવાનપણે રાખવી, એ જ તેને બળવાન શ્રેય છે,—અને તમ જેવા મુમુક્ષુ પુરુષે તો અવશ્ય તેમ વર્ત્તવું ઘટે; કેમકે તમારૂ અનુકરણ સહેજે બીજા મુમુક્ષુઓને હિતાહિતનું કારણ થઈ શકે. પ્રાણ જવા જેવી વિષમ અવસ્થાએ પણ તમને નિષ્કામતા જ રાખવી ઘટે છે, એવો અમારો વિચાર તે તમારા આજીવિકાથી ગમે તેવા દુઃખની અનુકંપા પ્રત્યે જતાં પણ મટતો નથી; પણ સામો વધારે બળવાન થાય છે. આ વિષયપરત્વે તમને વિશેષ કારણો આપી નિશ્ચય કરાવવાની ઇચ્છા છે, અને તે થશે એમ અમને નિશ્ચય રહે છે.

આ પ્રમાણે તમારા અથવા બીજા મુમુક્ષુ જીવના હિતના અર્થે મને જે યોગ્ય લાગ્યું તે લખ્યું છે. આટલું જણાવ્યા પછી મારો પોતાનો મારા આત્માર્થે તે સંબંધમાં કંઈક બીજો પણ વિચાર રહે છે તે લખવો ઘટતો નહોતો, પણ તમારા આત્માને કંઈક અમે દુભવવા જેવું લખ્યું છે, ત્યારે તે લખવો ઘટારત ગણી લખ્યો છે; તે આ પ્રમાણે છે કે, જ્યાંસુધી પરિગ્રહાદિકનું લેવું દેવું થાય તેવો વહેવાર અમને ઉદયમાં હોય ત્યાંસુધી જો કોઈ પણ નિષ્કામ મુમુક્ષુ કે સત્પાત્ર જીવની, કે તેની અમારાથી અનુકંપાયોગની જે કાંઈ અમારાથી તેને જણાવ્યા શિવાય સેવા ચાકરી થઈ શકે તે દ્રવ્યાદિ પદાર્થથી પણ કરવી કેમકે એવો માર્ગ ઋષભાદિ મહાપુરૂષે પણ ક્યાંક ક્યાંક જીવની ગુણનિષ્પન્નતાર્થે ગણ્યો છે. તે અમારા અંગના વિચારનો છે અને તેવી આચરણા સત્પુરુષને નિષેધ નથી, પણ કોઈ રીતે કર્તવ્ય છે. માત્ર સામા જીવને પરમાર્થનો રોધ કરનાર તે વિષય કે સેવા ચાકરી થતી હોય તો તેને સત્પુરૂષે પણ ઉપશમાવવો જોઈએ.

૧૪૦૫ પ્રશ્ન—શા કારણે પ્રારબ્ધોદય છતાં તેથી વારંવાર અપરિપક્વ કાળે છૂટવાની આપને કામના થઈ આવે છે?

ઉત્તર.—પૂર્ણ જ્ઞાની શ્રીઋષભાદિ પુરુષોને પણ પ્રારબ્ધોદય ભોગવ્યે ક્ષય થયો છે. તો અમજેવાને તે પ્રારબ્ધોદય ભોગવવો જ પડે એમાં કંઈ સંશય નથી. માત્ર ખેદ એટલો થાય છે કે, અમને આવા પ્રારબ્ધોદયમાં શ્રીઋષભદેવાદિ જેવી અવિષમતા રહે એટલું બળ નથી; અને તેથી પ્રારબ્ધોદય છતા વારંવાર તેથી અપરિપક્વ કાળે છૂટવાની કામના થઈ આવે છે કે, જો આ વિષમ પ્રારબ્ધોદયમા કંઈ પણ ઉપયોગની યથાતથ્યતા ન રહી તો ફરી આત્મસ્થિરતા થતા વળી અવસર ગવેષવો જોઈશે, અને પશ્ચાત્તાપપૂર્વક દેહ છૂટશે એવી ચિંતા ઘણી વાર થઈ આવે છે.

૧૪૦૬ પ્રશ્ન:—આપશ્રીને નિવૃત્તિકર્મ વેદવારૂપ પ્રારબ્ધનો ઉદય કેટલા સમયમા થવાનું આપ ધારો છો?

ઉત્તર:—આ પ્રારબ્ધોદય મટી નિવૃત્તિકર્મ વેદવારૂપ પ્રારબ્ધનો ઉદય થવા આશય રહ્યા કરે છે, પણ તે તરતમા એટલે એકથી દોઢ વર્ષમા થાય એમ તો દેખાતું નથી, અને પણ પળ જવી કઠણ પડે છે. એકથી દોઢ વર્ષ પછી પ્રવૃત્તિકર્મ વેદવારૂપ ઉદય કેવળ પરિક્ષીણ થશે, એમ પણ લાગતું નથી, કંઈક ઉદય વિશેષ મોળો પડશે એમ લાગે છે.

૧૪૦૭ પ્રશ્નઃ—આપના મોતી સંબંધીના વ્યાપારની સ્થિતિ આ વર્ષે કેવી છે ? આપને આ પ્રવૃત્તિ કરવી યોગ્ય લાગે છે ?

ઉત્તરઃ—આત્માની કેટલી અસ્થિરતા રહે છે. ગયા વર્ષનો મોતી-સંબંધી વ્યાપાર લગભગ પતવા આવ્યો છે. આ વર્ષનો મોતીસંબંધી વ્યાપાર ગયા વર્ષ કરતાં લગભગ બમણો થયો છે. ગયા વર્ષ જેવું તેમા પરિણામ આવવુ કઠણ છે. થોડા દિવસ કરતાં હાલ ઠીક છે; અને આ વર્ષ પણ તેનું ગયા વર્ષ જેવું નહિ તોપણ કંઇક ઠીક પરિણામ આવશે, એમ સંભવ રહે છે; પણ ઘણો વખત તેના વિચારમાં વ્યતીત થવા જેવું થાય છે; અને તે માટે શોચ થાય છે કે, આ એક પરિગ્રહની કામનાના બળવાન પ્રવર્તન જેવું થાય છે, તે સમાવવુ ઘટે છે, અને કઇક કરવુ પડે એવાં કારણો રહે છે, હવે જેમ તેમ કરી તે પ્રારબ્ધોદય તરત ક્ષય થાય તો સારું એમ મનમાં ઘણીવાર આવી રહ્યા કરે છે. અત્રે જે આડત તરીકે મોતીસંબંધી વેપાર છે તેમાથી મારાથી છૂટવાનુ બને અથવા તેનો ઘણો પ્રસગ ઓછો થવાનું થાય તેવો કોઈ રસ્તો ધ્યાનમાં આવે તો લખશો, ગમે તો આ વિષે સમાગમમાં વિશેષતાથી જણાવી શકાય તો જણાવશો. આ વાત લક્ષમા રાખશો.

૧૪૦૮ પ્રશ્નઃ—પરમાર્થ સંબધી લખવાનુ તથા કહેવાનુ આપે શા કારણે ઓછુ કરી નાખ્યુ છે ?

ઉત્તરઃ—ત્રણ વર્ષની લગભગથી એવું વર્ત્તાયા કરે છે કે, પરમાર્થસંબધી કે વ્યવહારસબધી કંઇ પણ લખતાં કટાળો આવી જાય છે; અને લખતાં લખતાં કલ્પિત જેવુ લાગવાથી વારંવાર અપૂર્ણ છોડી દેવાનું થાય છે. પરમાર્થમાં ચિત્ત જે વખતે એકાગ્રવત્ હોય ત્યારે જો પરમાર્થસંબંધી લખવાનું, અથવા કહેવાનુ બને તો તે યથાર્થ કહેવાયઃ પણ ચિત્ત અસ્થિરવત્ હોય, અને પરમાર્થસબંધી લખવાનું કે કહેવાનુ કરવામાં આવે, તો તે ઉદીરણા જેવું થાય, તેમ જ અંતર્વૃત્તિનો યથાતથ્ય તેમાં ઉપયોગ નહિ હોવાથી તે આત્મબુદ્ધિથી લખ્યું કે કહ્યુ નહિ હોવાથી કલ્પિતરૂપ કહેવાય; જેથી તથા તેવાં બીજાં કારણોથી પરમાર્થસંબંધી લખવાનું તથા કહેવાનું ઘણું ઓછું થઇ ગયુ છે.

૧૪૦૯ પ્રશ્નઃ—ચિત્ત અસ્થિરવત્ થઇ જવાનું કારણ શુ ? શું આપશ્રીને પરમાર્થ સંશય થયો છે ? અથવા આત્મવીર્ય મંદ થઈ ગયું છે ?

ઉત્તરઃ—આ સ્થળે સહજ પ્રશ્ન થશે કે, ચિત્ત અસ્થિરવત્ થઇ જવાનો હેતુ શો છે ? પરમાર્થમાં જે ચિત્ત વિશેષ એકાગ્રવત્ રહેતું

તે ચિત્ત પરમાર્થમાં અસ્થિરવત્ થવાનું કારણ કંઇ પણ જોઇએ. જો પરમાર્થસંશયનો હેતુ લાગ્યો હોય તો તેમ બને, અથવા કોઇ તથાવિધ આત્મવીર્ય મંદ થવારૂપ તીવ્ર પ્રારબ્ધોદયના બળથી તેમ થાય. આ બે હેતુથી પરમાર્થવિચાર કરતાં, લખતાં, કે કહેતાં ચિત્ત અસ્થિરવત્ વર્તે; તેમાં પ્રથમ કહ્યો તે હેતુ વર્તવાનો સંભવ નથી. માત્ર બીજો હેતુ કહ્યો તે સંભવે છે. આત્મવીર્ય મંદ થવારૂપ તીવ્ર પ્રારબ્ધોદય હોવાથી તે હેતુ ટાળવાનો પુરુષાર્થ છતાં કાળક્ષેપ થયા કરે છે, અને તેના ઉદયસુધી તે અસ્થિરતા ટળવી કઠણ છે; અને તેથી પરમાર્થસ્વરૂપ ચિત્ત વિના તે સંબંધી લખવું, કહેવું એ કલ્પિત જેવું લાગે છે, તોપણ કેટલાક પ્રસંગમાં વિશેષ સ્થિરતા રહે છે.

૧૪૧૦ પ્રશ્નઃ—આપશ્રી વ્યવહારસંબંધી કંઈ પણ લખવાનું કે કહેવાનું કરતા નથી ?

ઉત્તરઃ—વ્યવહારસંબંધી કંઇ પણ લખતાં તે અસારભૂત અને સાક્ષાત્ ભ્રાંતિરૂપ લાગવાથી તે સંબંધી જે કંઇ લખવું કે કહેવું તે તુચ્છ છે, આત્માને વિકળતાનો હેતુ છે; અને જે કંઇ લખવું કહેવું છે તે ન કર્યું હોય તોપણ ચાલી શકે એવું છે, માટે જ્યાંસુધી તેમ વર્તે ત્યાંસુધી તો જરૂર તેમ વર્તવું ઘટે છે એમ જાણી ઘણી વ્યાવહારિક વાત લખવા, કરવા કહેવાની ટેવ નીકળી ગઇ છે.

૧૪૧૧ પ્રશ્નઃ—વ્યાપારાદિ વ્યવહારમાં લખવા કહેવાની પ્રવૃત્તિ કરો છો ?

ઉત્તરઃ—માત્ર જે વ્યાપારાદિ વ્યવહારમાં તીવ્ર પ્રારબ્ધોદયે પ્રવૃત્તિ છે, ત્યાં કંઇક પ્રવર્તિ થાય છે. જો કે તેનું પણ અયથાર્થપણું જણાય છે.

૧૪૧૨ પ્રશ્નઃ—શા કારણે શ્રી જિન વીતરાગના ચરણકમળને આપ નમસ્કાર કરો છો ?

ઉત્તરઃ—શ્રી જિન વીતરાગે દ્રવ્યભાવ સંયોગથી ફરી ફરી છૂટવાની ભલામણ કરી છે, અને તે સંયોગનો વિશ્વાસ પરમ જ્ઞાનીને પણ કર્તવ્ય નથી; એવો નિશ્ચળ માર્ગ કહ્યો છે તે શ્રી જિન વીતરાગનાં ચરણકમળને વિષે અત્યંત નમ્ર પરિણામથી નમસ્કાર છે.

૧૪૧૩ પ્રશ્નઃ—કેવળજ્ઞાનથી પદાર્થનું જે પ્રકાશપણું થાય છે એમ જિને કહ્યું છે તે કઇ રીતે સમજી શકાય ?

ઉત્તરઃ—જે પ્રશ્ન આજના પત્રમાં બીડયાં છે તેનો સમાગમે ઉત્તર પૂછશો.—દર્પણ, જળ, દીપક, સૂર્ય અને ચક્ષુના સ્વરૂપપર વિચાર કરશો તો કેવળજ્ઞાનથી પદાર્થનું જે પ્રકાશપણું થાય છે એમ જિને કહ્યું છે તે સમજવાને કંઇક સાધન થશે.

૧૪૧૪ પ્રશ્ન:—શા કારણથી અમને આપના તરફથી જ્ઞાનવાર્તા મળવાનો લાભ નથી મળતો ?

ઉત્તર:—આપના તરફથી બે પત્ર મળ્યાં છે. અમારાથી હાલ કંઈ વિશેષ લખવાનું થતું નથી. આગળ જે વિસ્તારથી એક પ્રશ્નના સમાધાનમાં ઘણા પ્રકારનાં દૃષ્ટાંત સિદ્ધાંતથી લખવાનું બની શકતું હતું, તેટલું હાલ બની શકતું નથી; એટલું જ નહિં પણ ચાર લીટી જેટલું લખવું હોય તો પણ કઠણ પડે છે; કેમકે અંતર્વિચારમાં ચિત્તની હાલ પ્રવૃત્તિ રહે છે; અને લખવા વગેરેની પ્રવૃત્તિથી ચિત્ત સંક્ષિપ્ત રહે છે. વળી ઉદય પણ તથારૂપ વર્તે છે. આગળ કરતાં બોલવાના સંબંધમાં પણ આ જ પ્રકારે ઘણું કરી ઉદય વર્તે છે. તે પણ લખવા કરતાં કેટલીક વાર બોલવાનું કંઇક વિશેષ બની શકે છે. જેથી સમાગમે કંઈ જાણવા યોગ્ય પૂછવું હોય તો સ્મરણ રાખશો. અહોરાત્ર ઘણું કરી વિચારદશા રહ્યા કરે છે; જે સંક્ષેપમાં પણ લખવાનુ બની શકતુ નથી. સમાગમમા કંઇ પ્રસંગોપાત કહી શકાશે તો તેમ કરવા ઇચ્છા રહે છે, કેમકે તેથી અમને પણ હિતકારક સ્થિરતા થશે.

૧૪૧૫ પ્રશ્ન:—અહીં કબીરપંથી આવ્યા છે તેમનો સમાગમ કરવામા બાધ છે ? તેમની કોઇ પ્રવૃત્તિ યથાયોગ્ય ન હોય તો ? કોનો સમાગમ આત્મભાવની ઉન્નતિ કરે છે ?

ઉત્તર—કબીરપંથી ત્યા આવ્યા છે; તેમનો સમાગમ કરવામાં બાધ સભવતો નથી, તેમ જ કોઇ તેમની પ્રવૃત્તિ યથાયોગ્ય ન લાગતી હોય તો તે વાતપર વધારે લક્ષ ન દેતા કંઈ તેમના વિચારનુ અનુકરણ કરવા યોગ્ય લાગે તે વિચારવુ. વૈરાગ્યવાન હોય તેનો સમાગમ કેટલાક પ્રકારે આત્મભાવની ઉન્નતિ કરે છે.

૧૪૧૬ પ્રશ્ન:—આપ ઉપદેશ સબંધી પ્રવૃત્તિ કરવા કૃપા નહિ કરો ?

ઉત્તર:—લોક સબધી સમાગમથી ઉદાસભાવ વિશેષ રહે છે. તેમ જ એકાત જેવા યોગ વિના કેટલીક પ્રવૃત્તિનો રોધ કરવો બની શકે નહિ, જેથી આપે લખેલી ઇચ્છા માટે પ્રવૃત્તિ થઇ શકવી અશક્ય છે.

૧૪૧૭ પ્રશ્ન:—મારે તથા શ્રી * * * * એ કેવા વિચાર પ્રત્યે વિચારપરિણતિ કરવા યોગ્ય છે ?

ઉત્તર:—નીચેના બોલો પ્રત્યે તમારે તથા * * * એ વિશેષ વિચાર પરિણતિ કરવા યોગ્ય છે. કેવળજ્ઞાનનું સ્વરૂપ શા પ્રકારે ઘટે છે ? આ ભરતક્ષેત્રમાં આ કાળે તેનો સંભવ હોઇ શકે કે કેમ ? કે-

વળજ્ઞાનીને વિષે કેવા પ્રકારની આત્મસ્થિતિ હોય ? સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને કેવળજ્ઞાનના સ્વરૂપમાં કેવા પ્રકારે ભેદ હોવાયોગ્ય છે? સમ્યગ્દર્શનવાન પુરૂષની આત્મસ્થિતિ કેવી હોય ? તમારે તથા શ્રી * * * એ ઉપર જણાવેલા બોલપર યથાશક્તિ વિશેષ વિચાર કરવા યોગ્ય છે; તે સંબંધી પત્રવાટે તમારાથી લખાવા યોગ્ય લખશો. હાલ અત્રે ઉપાધિનું કેટલુંક ઓછાપણું છે.

૧૪૧૮ પ્રશ્ન:—સત્પુરૂષોનો મહાન્ બોધ શું છે ?

ઉત્તર:—ઉદય આવેલાં કર્મોને ભોગવતાં નવાં કર્મો ન બંધાય તે માટે આત્માને સચેત રાખવો એ સત્પુરૂષોનો મહાન્ બોધ છે.

૧૪૧૯ પ્રશ્ન:—મારે હાલ શું કરવું યોગ્ય છે ?

ઉત્તર:—જો ત્યાં તમને વખત મળતો હોય તો જિનભક્તિમાં વિશેષ વિશેષ ઉત્સાહની વૃદ્ધિ કરતા રહેશો; અને એક ઘડી પણ સત્સંગ કે સત્કથાનું સંશોધન કરતા રહેશો.

૧૪૨૦ પ્રશ્ન:—શુભાશુભ કર્મના ઉદય સમયે કેમ વર્તવું ?

ઉત્તર:—( કોઇ વેળા ) શુભાશુભ કર્મના ઉદય સમયે હર્ષ શોકમાં નહિ પડતાં "ભોગવ્યે છુટકો છે; અને આ વસ્તુ તે મારી નથી" એમ ગણી સમભાવની શ્રેણીને વધારતા રહેશો. વિશેષ લખતાં અત્યારે અટકું છું.

૧૪૨૧ પ્રશ્ન:—પરમાર્થના માર્ગની પ્રાપ્તિ શા કારણે અસુલભ છે ?

ઉત્તર:—આજ્ઞામાંજ એકતાન થયા વિના પરમાર્થના માર્ગની પ્રાપ્તિ બહુજ અસુલભ છે. એકતાન થવું પણ બહુજ અસુલભ છે.

૧૪૨૨ પ્રશ્ન:—શું પ્રેમરૂપ ભક્તિ વિના જ્ઞાન શૂન્યજ છે?

ઉત્તર:—તમને જેવી જ્ઞાનની જિજ્ઞાસા છે તેવી ભક્તિની નથી. ભક્તિ પ્રેમરૂપ વિના શૂન્યજ છે. તો પછી તેને પ્રાપ્ત કરીને શું કરવું છે ?

૧૪૨૩ પ્રશ્ન:—શા કારણથી જીવનું કલ્યાણ અટકયું છે ? જ્ઞાની પાસેથી જ્ઞાન ઇચ્છવું કે જ્ઞાનીની ભક્તિ ઇચ્છવી ?

ઉત્તર:—જે અટકયું તે યોગ્યતાની કચાશને લીધે અને જ્ઞાની કરતાં જ્ઞાનમાં વધારે પ્રેમ રાખો છો તેને લીધે. જ્ઞાની પાસે જ્ઞાન ઇચ્છવું તે કરતા બોધસ્વરૂપ સમજી ભક્તિ ઇચ્છવી એ પરમ ફળ છે વધારે શું કહીએ ? ઇશ્વરકૃપા કરે તેને કળિયુગમાં એ પદાર્થની પ્રાપ્તિ થાય:—મહા વિકટ છે.

૧૪૨૪ પ્રશ્ન:—મને લાંબો વખત થયાં ઉપજીવિકાનો વિયોગ રહે છે તો મારી ધર્મવૃત્તિને કાંઈ હાનિ પહોંચવા યોગ્ય છે ?

ઉત્તરઃ—કળિયુગ છે એટલે વધારે વખત ઉપજીવિકાનો વિયોગ રહેવાથી યથાયોગ્ય વૃત્તિ પૂર્વાપર ન રહે.

૧૪૨૫ પ્રશ્નઃ—કોનો સંગ રાખવો?

ઉત્તરઃ—(સત શ્રદ્ધા પામીને) જે કોઇ તમને ધર્મનિમિત્તે ઇચ્છે તેનો સંગ રાખો.

૧૪૨૬ પ્રશ્નઃ—'છોટમપદસંગ્રહ' આદિ પુસ્તકો વાંચવાનું આપે લખ્યું હતું; 'આદિ' શબ્દથી આપ શું સૂચવવા માંગો છો?

ઉત્તર—"છોટમકૃત પદસંગ્રહ" વગેરે પુસ્તકો વાંચવાનો હાલ તો પરિચય રાખજો, વગેરે શબ્દથી સત્સંગ, ભક્તિ વીતરાગતાનું માહાત્મ્ય વર્ણવ્યું હોય તેવા પુસ્તકો સમજશો.

૧૪૨૭ પ્રશ્નઃ—કેવાં પુસ્તકો-પદો મનન કરવા યોગ્ય અને સ્મૃતિમાં રાખવા યોગ્ય છે?

ઉત્તરઃ—સત્સંગાદિકની જેમાં માહાત્મ્યતા વર્ણવી છે તેવાં પુસ્તકો અથવા પદો-કાવ્યો હોય તે વારંવાર મનન કરવાં અને સ્મૃતિમાં રાખવા યોગ્ય સમજશો.

૧૪૨૮ પ્રશ્નઃ—મને હાલમાં જૈન સૂત્રો વાચવાની ઇચ્છા થાય છે તો વાંચું?

ઉત્તરઃ—જૈન સૂત્રો હાલ વાંચવાની ઇચ્છા થાય તો તે નિવૃત્ત કરવાયોગ્ય છે,

૧૪૨૯ પ્રશ્નઃ—કારણ શું? શુ આપ એમ માનો છો કે જૈન સૂત્રો વાંચવા સમજવામા વધારે યોગ્યપણું જોઇએ?

ઉત્તરઃ—કારણ કે તે વાચવા સમજવામાં વધારે યોગ્યપણું હોવું જોઇએ; તે વિના યથાર્થ ફળની પ્રાપ્તિ હોતી નથી; તથાપિ બીજાં પુસ્તકોની ગેરહાજરી હોય, તો "ઉત્તરાધ્યયન" અથવા 'સૂયગડાંગ' નુ બીજુ અધ્યયન વાંચશો-વિચારશો.

૧૪૩૦ પ્રશ્નઃ—ક્રિયાઓ, જપ, તપ અને શાસ્ત્ર વાચનથી શું સિદ્ધ કરવાનુ છે?

ઉત્તરઃ—ગમે તે ક્રિયા જપ તપ કે શાસ્ત્ર વાંચન કરીને પણ એકજ કાર્ય સિદ્ધ કરવાનું છે; તે એ કે જગતની વિસ્મૃતિ કરવી; અને સતના ચરણમા રહેવું. અને એ એકજ લક્ષ ઉપર પ્રવૃત્તિ કરવાથી જીવને પોતાને શુ કરવું યોગ્ય છે' અને શું કરવું અયોગ્ય છે? તે સમજાય છે-સમજાતુ જાય છે.

૧૪૩૧ પ્રશ્નઃ—કયાં સુધી જપ, તપ, ધ્યાન કે દાનની યથાયોગ્ય સિદ્ધિ નથી?

ઉત્તરઃ—એ લક્ષ અચળ થયા વિના જપ, તપ, ધ્યાન કે દાન કોઇની યથાયોગ્ય સિદ્ધિ નથી; અને ત્યાં સુધી ધ્યાનાદિક નહીં જેવા કામના છે. માટે એમાંના જીવથી જે જે સાધનો થઇ શકતાં હોય તે બધાં એક લક્ષને થવાને અર્થે કરવા; કે જે લક્ષ અમે ઉપર જણાવ્યો છે.

૧૪૩૨ પ્રશ્નઃ—જપ તપાદિ નિષેધવા યોગ્ય છે?

ઉત્તરઃ—જપ તપાદિ કંઈ નિષેધવા યોગ્ય નથી; તથાપિ તે બધાં એક લક્ષને અર્થે છે, અને એ લક્ષ વિના જીવને સમ્યક્ત્વ સિદ્ધ થતું નથી. વધારે 'શું કહીએ? ઉપર જણાવ્યુ છે તેટલુંજ સમજવાને માટે સઘળાં શાસ્ત્રો પ્રતિપાદિત થયાં છે.

૧૪૩૩ પ્રશ્નઃ—જીવને કલ્યાણની પ્રાપ્તિ કેમ સુલભ હોય?

ઉત્તરઃ—તમારા વૈરાગ્યાદિ વિચારોવાળું એક પત્ર ત્રણેક દિવસ પહેલાં સવિસ્તર મળ્યું છે. જીવને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થવો એ એક મોટો ગુણ જાણીએ છીએ; અને તે સાથે શમ, દમ, વિવેકાદિ સાધનો અનુક્રમે ઉત્પન્ન થવારૂપ જોગ પ્રાપ્તિ થાય, તો જીવને કલ્યાણની પ્રાપ્તિ સુલભ થાય છે, એમ જાણીએ છીએ. ( ઉપલી લીટીમાં 'જોગ' શબ્દ લખ્યો છે તેનો અર્થ 'પ્રસંગ' અથવા 'સત્સંગ' એવો કરવો. )

૧૪૩૪ પ્રશ્નઃ—જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો કર્યા છતાં સંસાર-પરિભ્રમણ શા કારણે રહ્યું છે? શુ તે સાધનો નિષ્ફળ છે?

ઉત્તરઃ—અનંત કાળ થયાં જીવનું સંસારને વિષે પરિભ્રમણ છે, અને એ પરિભ્રમણને વિષે અનંત એવા જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો કર્યાં જણાય છે; તથાપિ જેથી યથાર્થ કલ્યાણ સિદ્ધ થાય છે એવાં એકે સાધન થઇ શક્યાં હોય એમ જણાતું નથી. એવો જપ, તપ કે વૈરાગ્ય અથવા બીજાં સાધનો તે માત્ર સંસારરૂપ થયા છે. તેમ થયુ તે શા કારણથી? એ વાત અવશ્ય ફરી ફરી વિચારવા યોગ્ય છે. ( આ સ્થળને વિષે કોઇ પણ પ્રકારે જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો નિષ્ફળ છે એમ કહેવાનો હેતુ નથી; પરંતુ નિષ્ફળ થયાં છે તેનો હેતુ શો હશે તે વિચારવા માટે લખવામાં આવ્યું છે. કલ્યાણની પ્રાપ્તિ જેને થાય છે એવા જીવને વિષે વૈરાગ્યાદિ સાધનો તો અચિત હોય છે. )

૧૪૩૫ પ્રશ્નઃ—મારી ઇચ્છા નિરંતર આપના સંગમાં રહેવાની છે તો આપ આજ્ઞા કરશો?

ઉત્તર:—નિરંતર અમારા સંગને વિષે રહેવા સંબંધી તમારી જે ઇચ્છા છે તે વિષે હાલ કાંઇ લખી શકવું અશક્ય છે.

૧૪૩૬ પ્રશ્ન:—શા કારણથી અશક્ય છે?

ઉત્તર:—તમારા જાણવામાં આવ્યું હોવું જોઇએ કે અત્ર અમારૂં જે રહેવું થાય છે તે ઉપાધિપૂર્વક થાય છે, અને તે ઉપાધિ એવા પ્રકારથી છે કે તેવા પ્રસંગમા શ્રી તીર્થંકર જેવા પુરૂષને વિષેનો નિર્ધાર કરવો હોય તોપણ વિકટ છે. કારણ કે અનાદિ કાળથી માત્ર, જીવને બાહ્ય પ્રવૃત્તિ અથવા બાહ્ય નિવૃત્તિનું ઓળખાણ છે; અને તેને આધારેજ તે સત્પુરૂષ અસત્પુરૂષ કલ્પતો આવેલ છે. કોઈ સત્સંગના જોગે જીવને પ્રવૃત્તિરૂપ જોગ દેખીને જેવો જોઈએ તેનો નિશ્ચય રહેતો નથી; અથવા તો નિરંતર વધતો એવો ભક્તિભાવ નથી રહેતો; અને વખતે તો સંદેહને પ્રાપ્ત થઇ જીવ તેવા સત્પુરૂષના જોગને ત્યાગી જેની બાહ્ય નિવૃત્તિ જણાય છે એવા પુરૂષને દૃઢ ગ્રહે —સેવે— છે. માટે નિવૃત્તિ પ્રસંગ જે કાળમા સત્પુરૂષને વર્ત્તતો હોય તેવા કાળમાં તેમની સમીપનો વાસ તે જીવને વિશેષ હિતકર જાણીએ છીએ. આ વાત અત્યારે આથી વિશેષ લખવી અશક્ય છે, જો કોઈ પ્રસંગે સમાગમ થાય, તો તમે તે વિષે પૂછશો, અને કઇ વિશેષ કહેવા જેવો પ્રસંગ હશે, તો કહી શકવા સંભવ છે.

૧૪૩૭ પ્રશ્ન:—મને દીક્ષાની ઇચ્છા વારંવાર થાય છે તો લઉં?

ઉત્તર:—દીક્ષાની વારંવાર ઇચ્છા થતી હોય તોપણ હાલ તે વૃત્તિ સમાવેશ કરવી; અને કલ્યાણ શું, અને તે કેમ હોય તેની વારવાર વિચારણા અને ગવેષણા કરવી. એ પ્રકારમા અનંતકાલ થયાં ભૂલ થતી આવી છે, માટે અત્યંત વિચારે પગલુ ભરવું યોગ્ય છે.

૧૪૩૮ પ્રશ્ન:—આપશ્રીની શિક્ષાથી મારી દિક્ષા લેવાની વૃત્તિ ક્ષોભ પામી છે તો તે હાલ યોગ્ય છે? દીક્ષા કયારે યોગ્ય છે?

ઉત્તર:—તમારૂ પત્ર ૧ આજે પહોંચ્યું છે; અને તે મેં વાંચ્યું છે. અત્રથી લખેલું પત્ર તમને મળવાથી થએલો આનંદ નિવેદન કરતાં તમે દિક્ષાદિ વૃત્તિ હાલ ક્ષોભ પામવાનું લખ્યું તે ક્ષોભ હાલ યોગ્ય છે. ક્રોધાદિ અનેક પ્રકારના દોષો પરિક્ષીણ પામી ગયાથી સંસારત્યાગરૂપ દિક્ષા યોગ્ય છે; અથવા તો કોઈ મહાપુરૂષના જોગે તેમ કરવું યોગ્ય છે. એ શિવાય બીજા પ્રકારે દિક્ષાનું ધારણ કરવું તે સફળપણાને પ્રાપ્ત થતું નથી. તેવી બીજા પ્રકારની દિક્ષારૂપ ભ્રાંતિએ ગ્રસ્ત થઇ અપૂર્વ એવાં    કે છે, અથવા તે તેથી વિશેષ અંતરાય પડે

એવા જોગ ઉપાર્જન કરે છે માટે હાલ તો તમારો તે ક્ષોભ યોગ્ય જાણીએ છીએ.

૧૪૩૯ પ્રશ્ન:—મારી ઇચ્છા આપના સમાગમમાં રહેવાની વિશેષ છે તો તે જોગ નહિ પ્રાપ્તિ થાય ?

ઉત્તર:—તમારી ઇચ્છા અત્રે અમારા સમાગમમાં વિશેષે રહે છે એમ જાણીએ છીએ; તથાપિ તે જોગની ઇચ્છા નિરોધ કરવાયોગ્ય છે; અર્થાત્ તેવો જોગ મળવો અશકય છે, અને તે ખુલાસો પ્રથમના પત્રમાં લખ્યો છે, તે તમે જાણી શકયા હશો.

૧૪૪૦ પ્રશ્ન:—આપની પાસે આવવામા મારા વડિલની તરફથી નિરોધ થાય છે તો મારે ઉપરવટ થવાની ઇચ્છા ન કરવી જોઇએ ?

ઉત્તર:—આ તરફ આવવા વિષેની ઇચ્છામા તમારા વડીલાદિ તરફથી જે નિરોધ છે તે નિરોધથી હાલ ઉપરવટ થવાની ઇચ્છા કરવી યોગ્ય નથી. અમારૂ તે પ્રદેશની લગભગથી કોઈ વાર જવા આવવાનુ હોય ત્યારે વખતે સમાગમ જોગ થવા જોગ હશે તો થઇ પડશે.

૧૪૪૧ પ્રશ્ન:—જો મારે દીક્ષાવૃત્તિને હાલ રોકવી યોગ્ય હોય તો કેમ વર્તવું ? ગૃહસ્થધર્મને અનુસરવુ ?

ઉત્તર:—મતાગ્રહ વિષેની બુદ્ધિને ઉદાસીન કરવી યોગ્ય છે; અને હાલ તો ગૃહસ્થધર્મને અનુસરવું પણ યોગ્ય છે. પોતાના હિતરૂપ જાણી કે સમજીને આરંભ પરિગ્રહાદિ સેવવા યોગ્ય નથી; અને આ પરમાર્થ વારવાર વિચારી સદ્ગ્રંથનુ વાચન, શ્રવણ મનનાદિ કરવું યોગ્ય છે.

૧૪૪૨ પ્રશ્ન:—અસંગતા અને સુખસ્વરૂપતા કયારે કહી છે ?

ઉત્તર:—સહજ દ્રવ્ય અત્યંત પ્રકાશિત થયે એટલે સર્વ કર્મનો ક્ષય થયે જ અસંગતા કહી છે; અને સુખસ્વરૂપતા કહી છે.

૧૪૪૩ પ્રશ્ન:—શું આ વચન સાચાં છે ? સાચાં હોય તો શું કારણથી ? આપને તે વચનોને અનુભવ થાય છે ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષનાં તે વચન અત્યંત સાચાં છે, કેમકે સત્સંગથી પ્રત્યક્ષ–અત્યંત પ્રગટ–તે વચનોનો અનુભવ થાય છે.

૧૪૪૪ પ્રશ્ન:—નિર્વિકલ્પ ઉપયોગનો લક્ષ શું કર્યાથી થાય છે ?

ઉત્તર:—નિર્વિકલ્પ ઉપયોગનો લક્ષ, સ્થિરતાનો પરિચય કર્યાથી થાય છે.

૧૪૪૫ પ્રશ્ન:—સ્થિરતાના હેતુઓ કહેશો ?

ઉત્તર:—સુધારસ, સત્સમાગમ, સત્શાસ્ત્ર, સદ્વિચાર અને વૈરાગ્ય ઉપશમ એ સૌ સ્થિરતાના હેતુ છે.

૧૪૪૬ પ્રશ્ન:—આત્મોપયોગ સ્થિર કઈ રીતે થાય ?

ઉત્તર:—જો જ્ઞાનીપુરૂષના દૃઢ આશ્રયથી સર્વોત્કૃષ્ટ એવું મોક્ષપદ સુલભ છે; તો પછી ક્ષણે ક્ષણે આત્મોપયોગ સ્થિર કરવો ઘટે એવો કઠણ માર્ગ તે જ્ઞાનીપુરૂષના દૃઢ આશ્રયે પ્રાપ્ત થવો કેમ સુલભ હોય ?

૪૪૪૭ પ્રશ્ન:—શું આત્મોપયોગના એકાગ્રપણાવિના મોક્ષપદની ઉત્પત્તિ ન હોય ?

ઉત્તર:—તે ઉપયોગના એકાગ્રપણા વિના તો મોક્ષપદની ઉત્પત્તિ છે નહિ.

૧૪૪૮ પ્રશ્ન:—આત્મસાધન સુલભ કેવી રીતે થાય ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષના વચનનો દૃઢ આશ્રય જેને થાય તેને સર્વ સાધન સુલભ થાય એવો અખંડ નિશ્ચય સત્પુરૂષોએ કર્યો છે.

૧૪૪૯ પ્રશ્ન:—વૃત્તિઓનું શુ કરવું ?

ઉત્તર:—આ વૃત્તિઓનો જય કરવો ઘટે છે. તે વૃત્તિઓનો જય કેમ ન થઇ શકે ? આટલું સત્ય છે કે, આ દુષમકાળને વિષે સત્સંગની સમીપતા, કે દૃઢ આશ્રય વિશેષ જોઇએ, અને અસત્સંગથી અત્યંત નિવૃત્તિ જોઇએ, તોપણ મુમુક્ષુને તો એમ જ ઘટે છે કે, કઠણમાં કઠણ આત્મસાધન હોય તેની પ્રથમ ઇચ્છા કરવી, કે જેથી સર્વ સાધન અલ્પકાળમા ફળિભૂત થાય.

૧૪૫૦ પ્રશ્ન:—જે જ્ઞાનીપુરૂષની દશા સંસારપરિક્ષીણ થઇ છે તે જ્ઞાનીપુરૂષને કર્મબંધ સંભવે છે ? જો સંભવતો ન હોય તો તેને પુરૂષાર્થની જરૂર છે ? જરૂર હોય તો શા કારણથી ?

ઉત્તર:—શ્રી તીર્થંકરે તો એટલા સુધી કહ્યું છે કે, જે જ્ઞાનીપુરૂષની દશા સંસારપરિક્ષીણ થઇ છે તે જ્ઞાનીપુરૂષને પરંપરા કર્મબંધ સંભવતો નથી, તોપણ પુરૂષાર્થ મુખ્ય રાખવો, કે જે બીજા જીવનો પણ આત્મસાધન પરિણામનો હેતુ થાય.

૧૪૫૧ પ્રશ્ન:—જ્ઞાનીપુરૂષને સંસારસેવા આત્મપ્રતિબંધપણે કે પ્રારબ્ધપ્રતિબંધપણે હોય ? તે વિષે આપનો અનુભવ શું કહે છે ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહિ, પણ પ્રારબ્ધપ્રતિબંધપણે હોય.

૧૪૫૨ પ્રશ્ન:—જો જ્ઞાનીપુરૂષને સંસારસેવા આત્મપ્રતિબંધપણે ન હોય અને પ્રારબ્ધપ્રતિબંધપણે તો પછી તે સંસારસેવાથી નિવૃત્તવારૂપ પરિણામને પામવાની જરૂર છે ?

ઉત્તર:—(જ્ઞાનીપુરૂષને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહિ પણ પ્રારબ્ધપ્રતિબંધપણે હોય ) એમ છતાં પણ તેથી નિવૃત્તવારૂપ પરિણામને પામે એમ જ્ઞાનીની રીત હોય છે.

૧૪૫૩ પ્રશ્ન:—આપશ્રીએ આ રીતનો આશ્રય કર્યો છે? આમ કરતાં આપને આત્મદશા યથાયોગ્ય રહી છે?

ઉત્તર:—જે રીતનો આશ્રય કરતાં હાલ ત્રણ વર્ષ થયાં વિશેષ તેમ કર્યું છે; અને તેમાં જરૂર આત્મદશાને ભૂલાવે એવો સંભવ રહે તેવો ઉદય પણ જેટલો બન્યો તેટલો સમપરિણામે વેદ્યો છે.

૧૪૫૪ પ્રશ્ન:—આપશ્રીએ સમપરિણામે વેદેલ ઉદય વેદવાના કાલને વિષે આપના મનને સર્વસંગનિવૃત્તિની ઇચ્છા રહી છે?

ઉત્તર:—તે વેદવાના કાલને વિષે સર્વસંગનિવૃત્તિ કોઇ રીતે થાય તો સારૂં; એમ સૂઝ્યાં કર્યું છે.

૧૪૫૫ પ્રશ્ન:—આપે શા ઉદ્દેશથી આ પ્રવર્તન કર્યું છે? સર્વસંગનિવૃત્તિએ જે દશા રહેવી જોઇએ તે દશા ઉદયમાં રહે, તો થોડા વખતમાં વિશેષ કર્મની નિવૃત્તિ થાય એમ ધારીને તો પ્રવર્તન કર્યું નથી?

ઉત્તર:—સર્વસંગનિવૃત્તિએ જે દશા રહેવી જોઈએ તે દશા ઉદયમાં રહે, તો અલ્પકાળમાં વિશેષ કર્મની નિવૃત્તિ થાય એમ જાણી જેટલું બન્યું તેટલું તે પ્રકારે કર્યું છે.

૧૪૫૬ પ્રશ્ન:—હવે આપના મનને વિષે શું રહે છે? સકળ ગૃહવાસથી દૂર થવું?

ઉત્તર:—મનમાં હવે એમ રહે છે કે, આ પ્રસંગથી એટલે સકળ ગૃહવાસથી દૂર થવાય.

૧૪૫૭ પ્રશ્ન:—સકળ ગૃહવાસથી આપથી દૂર ન થવાય તો પછી વ્યાપારાદિ પ્રસંગને માટે આપને શુ વિચાર રહે છે?

ઉત્તર:—તેમ ન હોય (સકળ ગૃહવાસથી દૂર ન થવાય) તો પણ વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્ત–દૂર–થવાય તો સારૂં.

૧૪૫૮ પ્રશ્ન:—વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્ત થવાય તો સારૂં એમ શા કારણથી રહે છે? શુ આપની દશા જ્ઞાનીની જેવી દશા મુમુક્ષુને દેખાવી જોઇએ તેવી વ્યાપાર વ્યવહારથી દેખાતી નથી?

ઉત્તર—આત્મભાવે પરિણામ પામવાને વિષે જે દશા જ્ઞાનીની જોઇએ તે દશા આ વ્યાપાર વ્યવહારથી મુમુક્ષુ જીવને દેખાતી નથી.

૧૪૫૯ પ્રશ્ન:—પરમાત્મામાં પરમસ્નેહ થવો તે બહુ વિકટ વાટ લાગે છે તો તેમ કરવુ?

ઉત્તર:—પરમાત્મામાં પરમ સ્નેહ ગમે તેવી વિકટ વાટેથી થતો હોય તોપણ કરવો યોગ્ય જ છે.

૧૪૬૦ પ્રશ્ન:—પરમાત્મામાં આપને તન્મય ભક્તિ રહે છે? તેમજ એકતાર સ્નેહ રહે છે?

ઉત્તરઃ—સરલ વાટ મલ્યા છતાં ઉપાધિના કારણથી તન્મય ભક્તિ રહેતી નથી, અને એકતાર સ્નેહ ઉભરાતો નથી.

૧૪૬૧ પ્રશ્ન:—જો આપ એમ કહો છો કે, આપને તન્મય ભક્તિ રહેતી નથી, અને એકતાર સ્નેહ ઉભરાતો નથી તો તેથી આપને કંઈ લાગે છે?

ઉત્તરઃ—આથી ખેદ રહ્યા કરે છે, અને વારંવાર વનવાસની ઇચ્છા થયા કરે છે; જો કે વૈરાગ્ય તો એવો રહે છે કે, ઘર અને વનમા ઘણું કરીને આત્માને ભેદ રહ્યો નથી.

૧૪૬૨ પ્રશ્ન:—આપને વારવાર વનવાસની ઇચ્છા થયા કરે છે એમ આપ કહો છો, તો શું હજુ આપને તથારૂપ વૈરાગ્યની જરૂર છે?

૧૪૬૩ પ્રશ્ન:—જો આપને ઘર અને વનમાં ઘણું કરીને ભેદ રહ્યો નથી એવો વૈરાગ્ય છે તો પછી વનવાસની ઇચ્છા કેમ થાય છે?

ઉત્તરઃ—ઉપાધિના પ્રસંગને લીધે તેમાં ઉપયોગ રાખવાની વારવાર જરૂર રહે છે; કે જેથી પરમ સ્નેહપર તે વેળા આવરણ આણવું પડે.

૧૪૬૪ પ્રશ્ન:—આપને એમ લાગે છે કે, આપ આ દેહે તેવી પરમસ્નેહતા પ્રાપ્ત કરી શકશો?

ઉત્તરઃ—એવી પરમ સ્નેહતા અને અનન્ય પ્રેમભક્તિ આવ્યા વિના દેહત્યાગ કરવાની ઇચ્છા થતી નથી; કદાચ્ સ્વાત્માની એવી જ ઇચ્છા હશે; તો ગમે તેવી દીનતાથી પણ તે ઇચ્છા ફેરવશે, પણ પ્રેમભક્તિની પરિપૂર્ણ લય આવ્યા વિના દેહત્યાગ નહિ કરી શકાય એમ રહે છે; અને વારવાર એ જ રટના રહેવાથી "વનમા જઇએ" "વનમાં જઇએ" એમ થઇ આવે છે. આપનો નિરંતર સત્સંગ હોય તો અમને ઘર પણ વનવાસ જ છે

૧૪૬૫ પ્રશ્ન:—શ્રીમદ્ ભાગવતમાં ગોપાગનાની આવેલી આખ્યાઇકા પ્રત્યે આપ કેવી દૃષ્ટિએ જુઓ છો?

ઉત્તરઃ—ગોપાંગનાની શ્રીમદ્ ભાગવતમા સુદર આખ્યાયિકા આપી છે; એ દશા વારવાર સાંભરી આવે છે.

૧૪૬૬ પ્રશ્ન:—શું એવુ ઉન્મત્તપણું આપ ઇચ્છવાયોગ્ય ગણો છો? શુ એ દશા વિદેહી હતી?

ઉત્તરઃ—એવું ઉન્મત્તપણું પરમાત્માને પામવાનુ દ્વાર છે. એ દશા વિદેહી હતી.

૧૪૬૭ પ્રશ્ન:—ભરતજી જડભરતના ભવમા અસંગ શા કારણે રહ્યા હતા?

ઉત્તર:—ભરતજીને હરણના સંગથી જન્મની વૃદ્ધિ થઈ હતી; અને જેથી જડભરતના ભવમાં અસંગ રહ્યા હતા.

૧૪૬૮ પ્રશ્ન:—આપને અસંગતાને માટે શા કારણે આટલો બધો ખ્યાલ રહે છે ?

ઉત્તર:—એવા કારણથી મને પણ અસંગતા બહુ જ સાંભરી આવે છે, અને કેટલીક વખત તો એવું થઈ જાય છે કે, તે અસંગતા વિના પરમ દુઃખ થાય છે.

૧૪૬૯ પ્રશ્ન:—આપને સંગ કેવો દુઃખદાયક છે તેનો કાંઈ ખ્યાલ આપશો ?

ઉત્તર:—યમ (?) અંતકાળે પ્રાણીને દુઃખદાયક લાગતો હોય પણ અમને સંગ, દુઃખદાયક લાગે છે, એમ આંતર્ વૃત્તિઓ ઘણી છે; કે જે એક જ પ્રવાહની છે, લખી જતી નથી. રહ્યું જતું નથી; અને આપનો વિયોગ રહ્યા કરે છે. સુગમ ઉપાય કોઇ જડતો નથી. ઉદયકર્મ ભોગવતાં દીનપણું અનુકૂળ નથી. ભવિષ્યની એક ક્ષણનો ઘણું કરીને વિચાર પણ રહેતો નથી.

૧૪૭૦ પ્રશ્ન:—મારી આર્થિક સ્થિતિ બહુ તંગ થઈ ગઇ છે, અને તેથી મુઝાવું તથા અકળાવુ થાય છે ઘણા પ્રયત્નો કરૂં છું, છતા મારી મુશ્કેલીઓ નિવૃત્ત થાય એમ નથી; આપશ્રી આ માટે કાંઇ કરી નહિ શકો ?

ઉત્તર:—આજે આપનુ એક પત્ર મળ્યું. વાંચી હૃદયગત કર્યું. એ વિષે આપને ઉત્તર ન લખીએ એવી અમારી સત્તા આપની પાસે યોગ્ય નહિ. તથાપિ આપને અંતર્ગત સમજાયું છે તે જણાવું છુ કે જે કઇ થાય છે તે થવા દેવુ ન ઉદાસીન—ન અનુદ્યમી થવુ. ન પરમાત્મા પ્રત્યે પણ ઇચ્છા કરવી અને ન મુઝાવુ. આપ જણાવો છો તેમ અહંપણુ આડુ આવતુ હોય, તો તેનો જેટલો બને તેટલો રોધ કરવો, અને તેમ છતાં પણ તે ટળતુ ન હોય તો તેને ઇશ્વરાર્પણ કરી દેવુ, તથાપિ દીનપણું ન આવવા દેવુ. "શુ થશે" એવો વિચાર કરવો નહિ, અને જે થાય તે કર્યા રહેવું. અધિક ઝાવાં નાખવા પ્રયત્ન કરવું નહિ. અલ્પ પણ ભય રાખવો નહિ. ઉપાધિ માટે ભવિષ્યની એક પળ પણ ચિંતા કરવી નહિ. કર્યાનો જે અભ્યાસ થઇ ગયો છે તે વિસ્મરણ કર્યા રહેવું; તો જ ઇશ્વિર પ્રસન્ન થશે, અને તો જ પરમ ભક્તિ પામ્યાનું ફળ છે: તોજ અમારો સંગ થયો છે; અને ઉપાધિ વિષે શુ થાય છે તે આપણે આગળ ઉપર જોઇ લઇશું. જોઈ લઇશું એનો અર્થ બહુ ગભીર છે. સર્વા-

ત્મા હરિ સમર્થ છે. આપ અને મહંત પુરૂષોની કૃપાથી નિર્બળ મતિ ઓછી રહે છે. આપના ઉપાધિયોગ વિષે જો કે લક્ષ રહ્યા કરે છે, પણ જે કંઇ સત્તા છે, તે તે સર્વાત્માને હાથ છે; અને તે સત્તા નિશ્ચયેથી નિરાકાંક્ષ તેવા જ્ઞાનીને જ પ્રાપ્ત હોય છે: જ્યાંસુધી તે સર્વાત્મા હરિની ઇચ્છા જેમ હોય તેમ જ્ઞાનીને પણ ચાલવું એ આજ્ઞાંકિત ધર્મ છે, ઇત્યાદિક વાત ઘણી છે. શબ્દે લખી શકતો નથી; અને બીજો કોઇ–સમાગમ શિવાય–એ વાત કરવાનો ઉપાય હાથમાં નથી; જેથી જ્યારે ઇશ્વરેચ્છા હશે ત્યારે એ વાત કરીશુ, ઉપર જે ઉપાધિમાંથી અહંપણું મૂકવાનાં વચનો લખ્યા છે. તે ઉપર આપ થોડો વખત વિચાર કરશો. ત્યાં જ તેવી દશા થઈ રહે એવી આપની મનોવૃત્તિ છે; અને એવી ગાંડી શિક્ષા લખવાની સર્વાત્મા હરિની ઇચ્છા હોવાથી મેં આપને લખી છે માટે જેમ બને તેમ એને અવધારજો.

૧૪૭૧ પ્રશ્ન—ત્યારે મારી વ્યાવહારિક ઉપાધિ માટે આપ શુ સાધન બતાવો છો ?

ઉત્તર:—ફરી પણ આપને વિજ્ઞાપન છે કે ઉપાધિ વિષે જેમ બને તેમ નિઃશંકપણે રહી ઉદ્યમ કરવો. "કેમ થશે" એ વિચાર મુકી દેવો. આથી વિશેષ ચોખ્ખી વાત લખવાની યોગ્યતા હાલ મને નથી.–ઇશ્વરે અનુગ્રહ કર્યો નથી. અને તેનું કારણ મારી તેવી આધીન ભક્તિ નથી. આપે સર્વ પ્રકારે નિર્ભય રહેવુ એવી મારી ફરી ફરી વિનંતિ છે. એ શિવાય હું કંઇ બીજું લખવા યોગ્ય નથી. આ વિષય વિષે સમાગમે આપણે વાતચિત કરીશું. કોઈ રીતે આપે દિલગીર થવું નહીં. આ ધીરજ આપવા તરીકેની જ સમ્મતિ છે. વધારે લખી શકાતું નથી; પણ આપે આકુલ રહેવુ ન જોઇએ; એ જ વિનતિ ફરી ફરી માનજો. બાકી અમે તો નિર્બળ છીએ. જરૂર માનજો કે નિર્બળ છીએ. પણ ઉપર જે લખી છે તે સમ્મતિ તે સબળ છે. જેવી તેવી નથી; પણ સાચી છે. આપને માટે એ જ માર્ગ યોગ્ય છે. આપ જ્ઞાનકથા લખશો.

૧૪૭૨ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષનો સત્સંગ થયે, નિશ્ચય થયે અને તેના માર્ગને આરાધ્યે શું ફળ પ્રાપ્ત થાય છે ? દર્શન મોહનીય કર્મ ઉપશમે છે ? ક્ષય થાય છે ? અનુક્રમે સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થઈ કૃતકૃત્ય જીવ થાય છે ?

ઉત્તર:—જ્ઞાની પુરૂષનો સત્સંગ થયે, નિશ્ચય થયે અને તેના માર્ગને આરાધ્યે જીવને દર્શન મોહનીય કર્મ ઉપશમે છે, કે ક્ષય થાય

છે, અને અનુક્રમે સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જીવ કૃતકૃત્ય થાય છે એ વાત પ્રગટ સત્ય છે.

૧૪૭૩ પ્રશ્ન:—જો જ્ઞાની પુરૂષનો સત્સંગ થયે આવાં પરમફળ મળે છે, તો તેથી ઉપાર્જિત પ્રારબ્ધ ભોગવવું ન પડે એમ ન બને?

ઉત્તર:—(જ્ઞાની પુરૂષનો સત્સંગ થયે, નિશ્ચય થયે અને તેના માર્ગને આરાધ્યે જીવને દર્શન મોહનીય કર્મ ઉપશમે છે, કે ક્ષય થાય છે, અને અનુક્રમે સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જીવ કૃતકૃત્ય થાય છે, એ વાત પ્રગટ સત્ય છે) પણ તેથી ઉપાર્જિત પ્રારબ્ધ પણ ભોગવવું પડતું નથી એમ સિદ્ધાંત થઇ શકતો નથી.

૧૪૭૪ પ્રશ્ન—કેવળ જ્ઞાન થયું છે એવા વીતરાગને ઉપાર્જિત પ્રારબ્ધરૂપ કર્મ ભોગવવા પડે છે? ભોગવવાં પડે છે તો કેટલાં?

ઉત્તર:—કેવળજ્ઞાન થયુ છે એવા વીતરાગને પણ ઉપાર્જિત પ્રારબ્ધરૂપ એવાં ચાર કર્મ વેદવાં પડે છે.

૧૪૭૫ પ્રશ્ન—શું સર્વ જીવોને ઉપાર્જિત પ્રારબ્ધ ભોગવવુંજ પડે?

ઉત્તર:—(કેવળજ્ઞાન થયુ છે એવા વીતરાગને પણ ઉપાર્જિત પ્રારબ્ધરૂપ એવા ચાર કર્મ વેદવાં પડે છે) તો તેથી ઓછી ભૂમિકામાં સ્થિત એવા જીવોને પ્રારબ્ધ ભોગવું પડે તેમાં આશ્ચર્ય કાંઇ નથી.

૧૪૭૬ પ્રશ્ન:—સર્વજ્ઞ વીતરાગને કોઇ કર્મ વેદવા પડતાં નથી?

ઉત્તર:—સર્વજ્ઞ એવા વીતરાગને ઘનઘાતિ ચાર કર્મ નાશ પામવાથી વેદવાં પડતાં નથી.

૧૪૭૭ પ્રશ્ન:—આ ચાર ઘનઘાતિ કર્મ ફરી તેઓને ઉત્પન્ન થવાના કારણુની સ્થિતિ છે?

ઉત્તર:—ફરી તે કર્મ ઉત્પન્ન થવાના કારણુની તે સર્વજ્ઞ એવા વીતરાગને સ્થિતિ નથી.

૧૪૭૮ પ્રશ્ન:—જેમ તે સર્વજ્ઞ એવા વીતરાગને ઘનઘાતિ ચાર કર્મ નાશ પામવાથી વેદવાં પડતાં નથી અને ફરી તે કર્મ ઉત્પન્ન થવાના કારણુની તે સર્વજ્ઞ એવા વીતરાગને સ્થિતિ નથી, તેમ જીવને જ્ઞાનીનો નિશ્ચય થઇ કંઇ થાય ખરૂ?

ઉત્તર:—જ્ઞાનીનો નિશ્ચય થયે અજ્ઞાન ભાવથી જીવને ઉદાસીનતા થાય છે; અને અને તે ઉદાસીનતાને લીધે ભવિષ્ય કાળમાં તે પ્રકારનું કર્મ ઉપાર્જવાનું મુખ્ય કારણુ તે જીવને થતું નથી.

૧૪૭૯ પ્રશ્ન:—કોઇ જીવને જ્ઞાની પુરૂષનો નિશ્ચય થયા બાદ વિપર્યય ઉદય થાય તો ફરી માર્ગ પામે?

ઉત્તરઃ—ક્વચિત્ પૂર્વાનુસાર કોઇ જીવને વિપર્યય ઉદય હોય, તોપણ તે ઉદય અનુક્રમે ઉપશમી, ક્ષય થઇ જીવ જ્ઞાનીના માર્ગને ફરી પામે છે.

૧૪૮૦ પ્રશ્નઃ—આવા જીવ કેટલા સમયમાં સંસારમુક્ત થાય છે ?

ઉત્તરઃ—અર્ધપુદ્ગલપરાવર્તનમાં અવસ્ય સંસારમુક્ત થાય છે.

૧૪૮૧ પ્રશ્નઃ—એમ સિદ્ધાંત ન થઈ શકે કે, જ્ઞાનની પ્રાપ્તિને લીધે પ્રારબ્ધ ન વેદવું પડે ? અથવા દુઃખ ન હોય ?

ઉત્તરઃ—(ક્વચિત્ પૂર્વાનુસાર કોઈ જીવને વિપર્યય ઉદય હોય, તો પણ તે ઉદય અનુક્રમે ઉપશમી ક્ષય થઈ જીવ જ્ઞાનીના માર્ગને ફરી પામે છે અને અર્ધપુદ્ગલપરાવર્તનમાં અવસ્ય સંસારમુક્ત થાય છે;) પણ સમકિતી જીવને, કે સર્વજ્ઞ વીતરાગને, કે કોઇ અન્ય યોગી કે જ્ઞાનીને જ્ઞાનની પ્રાપ્તિને લીધે ઉપાર્જિત પ્રારબ્ધ વેદવુ પડે નહિ, કે દુઃખ હોય નહિ એમ સિદ્ધાંત ન હોઈ શકે.

૧૪૮૨ પ્રશ્નઃ—જ્ઞાનીના સત્સંગનો લાભ થયે જીવના સંસારી દુઃખો સર્વનાશ ન થાય ?

ઉત્તરઃ—(સમકિતી જીવને કે સર્વજ્ઞ વીતરાગને, કે કોઇ અન્ય યોગી કે જ્ઞાનીને જ્ઞાનની પ્રાપ્તિને લીધે ઉપાર્જિત પ્રારબ્ધ વેદવુ પડે નહિ કે દુઃખ હોય નહિ એમ સિદ્ધાત ન હોઇ શકે) તો પછી અમને તમને માત્ર સત્સંગનો અલ્પ લાભ હોય ત્યા સંસારી સર્વ દુઃખ નિવૃત્ત થવાં જોઇએ; એમ માનીએ તો પછી કેવલ જ્ઞાનાદિ નિરર્થક થાય છે, કેમકે ઉપાર્જિત પ્રારબ્ધ અવેદ્યુ નાશ પામે તો પછી સર્વ માર્ગ મિથ્યા જ ઠરે.

૧૪૮૩ પ્રશ્ન—ત્યારે જ્ઞાનીના સત્સગે શુ બનવા યોગ્ય છે ? ઉપાર્જિત દુઃખ તો ન જ ટળે ?

ઉત્તરઃ—જ્ઞાનીના સત્સંગે અજ્ઞાનીના પ્રસગની રૂચિ આળએ; અને સત્યાસત્ય વિવેક થાય, અનતાનુબધી ક્રોધાદિ ખપે, અનુક્રમે સર્વ રાગ દ્વેષ ક્ષય થાય; એ બનવા યોગ્ય છે અને જ્ઞાનીના નિશ્ચયે તે અલ્પ કાળમાં અથવા સુગમપણે બને એ સિદ્ધાંત છે, તથાપિ જે દુઃખ અવસ્ય ભોગવે નાશ પામે એવું ઉપાર્જિત છે તે તો ભોગવવું જ પડે એમા કાંઈ સશય થતો નથી. આ વિષે વધારે સમાધાનની ઇચ્છા હોય તો સમાગમે થઇ શકે.

૧૪૮૪ પ્રશ્નઃ—દ્રવ્યાદિ કારણની વાંચ્છા આપના પ્રત્યે મને રહે છે અને એ માટે મેં વારંવાર આપને લખ્યું છે; આપ તે માટે કાંઈ નહિ કરો ?

ઉત્તરઃ—મારૂં અંતરનું અંગ એવું છે કે પરમાર્થ પ્રસંગથી કોઈ મુમુક્ષુને મારો પ્રસંગ થાય તો જરૂર તેને મારા પ્રત્યે પરમાર્થના હેતુનીજ ઇચ્છા રહે તો જ તેનું શ્રેય થાય; પણ દ્રવ્યાદિ કારણની કાંઈ પણ વાંચ્છા રહે; અથવા તેવા વ્યવસાયનું મને તેનાથી જમાવવુ થાય, તો પછી અનુક્રમે તે જીવ મલિનવાસનાને પામી, મુમુક્ષુતાનો નાશ કરે; એમ મને નિશ્ચય રહે છે; અને તે જ કારણથી તમને ઘણીવાર તમારા તરફથી વ્યાવહારિક પ્રસગ લખાઇ આવ્યો હોય ત્યારે ઠપકો આપી જણાવ્યું પણ હતું કે, મારા પ્રત્યે તમે આવો વ્યવસાય જણાવવાનું જેમ ન થાય તેમ જરૂર કરી કરો; અને મારી સ્મૃતિ-પ્રમાણે આપે તે વાત ગ્રહણ કરી હતી; તથાપિ તે પ્રમાણે થોડો વખત બની પાછુ વ્યવસાય વિષે લખવાનુ બને છે; તો આજના મારા પત્રને વિચારી જરૂર તે વાત તમે વિસર્જન કરશો, અને નિત્ય તેવી વૃત્તિ રાખશો; તો અવશ્ય હિતકારી થશે; અને મારી આંતર્ વૃત્તિને અવશ્ય ઉલ્લાસનુ કારણ આપ્યુ છે એમ મને થશે. કોઇ પણ સત્સંગપ્રસંગમાં એમ કરે તો મારૂં ચિત્ત બહુ વિચારમાં પડી જાય છે, કે ગભરાય છે; કેમકે પરમાર્થને નાશ કરનારી આ ભાવના આ જીવને હૃદયમાં આવી એમ તમે જ્યારે જ્યારે વ્યવસાય વિષે લખ્યુ હશે, ત્યારે ત્યારે મને ઘણું કરીને થયુ હશે; તથાપિ આપની વૃત્તિ વિશેષ ફેર હોવાને લીધે કંઇક ઉભરાટ ચિત્તમાં ઓછો થયો હશે. પણ હાલ તરત તરતના પ્રસંગ પરથી આપે પણ તે ગભરાટની લગભગમાં ગભ-રાટનું કારણ આપ્યું છે એમ ચિત્તમા રહે છે. આ વાતનો વિશેષ નિશ્ચય રાખજો.

૧૪૮૫ પ્રશ્નઃ—મારા–એક મુમુક્ષુ–માટે વ્યવસાય કરવામાં આપને અન્ય ભાવ આવે છે ?

ઉત્તરઃ—*રવજીભાઇના કુટુંબને માટે જેમ વ્યવસાય મારે કરવો પડે છે તેમ તમારે માટે મારે કરવો હોય; તો પણ મારા ચિત્તમાં અન્યભાવ આવે નહિ.

૧૪૮૬ પ્રશ્નઃ—મદનરેખાનો અધિકાર કયા છે ?

ઉત્તરઃ—મદનરેખાનો અધિકાર ઉત્તરાધ્યનના નવમા અધ્યયનને નમિરાજ ઋષિનું ચરિત્ર આપ્યુ છે તેની ટીકામા છે.

૧૪૮૭ પ્રશ્નઃ—ઋષિભદ્ર પુત્રનો અધિકાર કયા સૂત્રમા છે ?

ઉત્તરઃ—ઋષિભદ્રપુત્રનો અધિકાર ભગવતિસૂત્રમાં આવેલો છે.

૧૪૮૮ પ્રશ્નઃ—આત્મોપકારી પુરૂષ પ્રત્યે વંદનાદિ નિરૂપણ કરનારા

---

* શ્રીમદના પિતાજી. સંશોધક.

આવાં બીજાં દૃષ્ટાંતો છે? મારા સમુદાયમાં આવી ચર્ચા કરવામાં આવે છે? આવી ચર્ચા કરવી યોગ્ય છે?

ઉત્તરઃ—આ બન્ને અધિકાર અથવા બીજા તેવા ઘણા અધિકાર આત્મોપકારી પુરૂષપ્રત્યે વંદનાદિ ભક્તિનું નિરૂપણ કરે છે; પણ જનમંડળના કલ્યાણનો વિચાર કરતા તેવો વિષય ચર્ચવાથી તમારે દૂર રહેવું યોગ્ય છે. અવસર પણ તેવો જ છે, માટે તમારે એ અધિકારાદિ ચર્ચવામાં તદ્દન શાન્ત રહેવુ; પણ બાજી રીતે જેમ તે લોકોની તમારાપ્રત્યે ઉત્તમ લાગણી કિંવા ભાવના થાય તેમ વર્ત્તવુ, કે જે પૂર્વાપર ઘણા જીવોના હિતનો જ હેતુ થાય.

૧૪૮૯ પ્રશ્નઃ—શાસ્ત્રપ્રમાણ આદિ કયાં ચર્ચવા યોગ્ય છે?

ઉત્તરઃ—જ્યાં પરમાર્થના જિજ્ઞાસુ પુરૂષોનુ મંડળ હોય ત્યાં, શાસ્ત્રપ્રમાણ આદિ ચર્ચવા યોગ્ય છે; નહિ તો ઘણું કરી તેમાંથી શ્રેય થતું નથી.

૧૪૯૦ પ્રશ્ન.—આપને વંદન કરવા સંબન્ધમા અમારા સમુદાયમાં ચર્ચા કરવામા આવી. અમારે કેમ વર્તવુ?

ઉત્તરઃ—આ માત્ર એક નાનો પરિષહ છે. યોગ્ય ઉપાયથી પ્રવર્તવું, પણ ઉદ્વેગવાળું ચિત્ત ન રાખવું.

૧૪૯૧ પ્રશ્નઃ—'સત્ય'ની વ્યાખ્યા કૃપા કરી જણાવશો?

ઉત્તર.—વસ્તુનું યથાર્થસ્વરૂપ જેવુ જાણવું, અનુભવવું તેવુ જ કહેવુ તે **સત્ય.**

૧૪૯૨ પ્રશ્ન.—તેના કેટલા પ્રકાર છે? અને કયા કયા?

ઉત્તરઃ—તેના બે પ્રકાર છે; **પરમાર્થ સત્ય** અને **વ્યવહારસત્ય.**

૧૪૯૩ પ્રશ્નઃ—'પરમાર્થ સત્ય' એટલે શુ?

ઉત્તરઃ—**પરમાર્થસત્ય** એટલે આત્મા સિવાય બીજો કોઈ પદાર્થ આત્માનો થઇ શકતો નથી એમ નિશ્ચય જાણી ભાષા બોલવામાં વ્યવહારથી દેહ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, ધાન્ય, ગૃહ આદિ વસ્તુઓના પ્રસંગમાં બોલતાં પહેલા એક આત્મા શિવાય બીજું કાંઈ મારૂ નથીઃ એ ઉપયોગ રહેવો જોઇએ.

૧૪૯૪ પ્રશ્નઃ—પારમાર્થિક ભાષા કઈ કહેવાય?

ઉત્તરઃ—અન્ય આત્માના સંબધી બોલતાં આત્મામાં જાતિ, લિંગ, અને તેવા ઉપચારિક ભેદવાળો તે આત્મા ન છતાં માત્ર વહેવારનયથી કાર્યને માટે બોલાવવામાં આવે છે; એવા ઉપયોગપૂર્વક બોલાય તો તે પારમાર્થિક ભાષા છે એમ સમજવાનું છે.

૧૪૯૫ પ્રશ્ન:—'સત્ય'નું દૃષ્ટાંત આપશો ?

ઉત્તર:—૧. દૃષ્ટાંત: એક માણસ પોતાના આરોપીત દેહ ઘરની, સ્ત્રીની, પુત્રની, કે અન્ય પદાર્થની વાત કરતો હોય તે વખત સ્પષ્ટ-પણે તે તે પદાર્થની વક્તા હું ભિન્ન છું, અને તે મારા નથી; એમ સ્પષ્ટપણે બોલનારાને ભાન હોય તો તે સત્ય કહેવાય.

૧૪૯૬ પ્રશ્ન:—બીજું દૃષ્ટાંત આપશો ?

ઉત્તર:—૨. દૃષ્ટાંત; જે કોઇ ગ્રંથકાર શ્રેણિક રાજા અને ચેલણા રાણીનુ વર્ણન કરતા હોય, તો તેઓ બન્ને આત્મા હતા અને માત્ર શ્રેણિકના ભવ આશ્રયી તેમનો સંબંધ, અગર સ્ત્રી, પુત્ર, ધન રાજ્ય વગેરેનો સંબંધ હતો; તે વાત લક્ષમાં રાખ્યા પછી બોલવાની પ્રવૃત્તિ કરે એ જ પરમાર્થસત્ય.

૧૪૯૭ પ્રશ્ન:—વ્યવહારસત્ય આવ્યા વિના પરમાર્થસત્ય વચન બોલવાનુ બની શકે ? વ્યવહાર સત્યની વ્યાખ્યા અનુગ્રહપૂર્વક જણાવશો ?

ઉત્તર:—વ્યવહારસત્ય આવ્યા વિના પરમાર્થસત્ય વચન બોલ-વાનું બને તેમ ન હોવાથી વ્યવહારસત્ય નીચે પ્રમાણે જાણવાનું છે: વ્યવહારસત્ય જેવા પ્રકારે વસ્તુનું સ્વરૂપ જોવાથી, અનુભવવાથી, શ્રવણથી અથવા વાંચવાથી આપણને અનુભવવામા આવ્યું હોય તેવા જ પ્રકારે યથ્યાતથ્યપણે વસ્તુનુ સ્વરૂપ કહેવુ, અને તે પ્રસંગે વચન બોલવું તેનું નામ વ્યવહાર સત્ય.

૧૪૯૮ પ્રશ્ન—વ્યવહાર સત્યનું દૃષ્ટાંત આપશો ?

ઉત્તર:—અમુક માણસનો લાલ અશ્વ જંગલમાં દિવસે બાર વાગે દીઠો હોય, અને કોઇના પૂછવાથી તે જ પ્રમાણે યથાતથ્ય વચન બોલવું તે વ્યવહારસત્ય.

૧૪૯૯ પ્રશ્ન:—આવી રીતે બોલતાં કોઇ પ્રાણીના પ્રાણનો નાશ થાય અથવા વચન ઉન્મતાથી બોલાય તો તેને સત્ય કહેવાય ખરૂં ?

ઉત્તર:—આમા પણ કોઈ પ્રાણીના પ્રાણનો નાશ થતો હોય, અગર ઉન્મત્તતાથી વચન બોલાયુ હોય, યદ્યપિ ખરૂં હોય તો પણ અસત્ય તુલ્ય જ છે એમ જાણી પ્રવર્તવું.

૧૫૦૦ પ્રશ્ન:—અસત્ય એટલે શું ?

ઉત્તર:—સત્યથી વિપરીત તેને અસત્ય કહેવાય છે."

૧૫૦૧ પ્રશ્ન:—સત્ય બોલવું કઠણ નથી ?

ઉત્તર:—આત્મા ધારે તો સત્ય બોલવું કંઈ કઠણ નથી.

૧૫૦૨ પ્રશ્ન:—સત્ય ભાષા શું નથી બોલવામાં આવતી કે જીવનું પરિભ્રમણ મટતુ નથી ?

ઉત્તર:—વ્યવહારસત્યભાષા ઘણીવાર બોલવામાં આવે છે પણ પરમાર્થસત્ય બોલવામાં આવ્યું નથી; માટે આ જીવનું ભવભ્રમણ મટતું નથી.

૧૫૦૩ પ્રશ્ન:—પરમાર્થસત્ય બોલવાનું ક્યારે અને કેવી રીતે થઈ શકે ?

ઉત્તર:—સમ્યક્ત્વ થયા બાદ અભ્યાસથી પરમાર્થ સત્ય બોલવાનું થઇ શકે છે; અને પછી વિશેષ અભ્યાસે સહજ ઉપયોગ રહ્યા કરે છે.

૧૫૦૪ પ્રશ્ન:—શું અસત્ય બોલ્યાવિના માયા નજ થઇ શકે ?

ઉત્તર:—અસત્ય બોલ્યાવિના માયા થઇ શકતી નથી.

૧૫૦૫ પ્રશ્ન:—વિશ્વાસઘાત કરવો તેનો પણ અસત્યમાં સમાવેશ થાય છે ?

ઉત્તર:-વિશ્વાસઘાત કરવો તેનો પણ અસત્યમા સમાવેશ થાય છે.

૧૫૦૬ પ્રશ્ન:—તપ કરનાર માણસથી ખોટા દસ્તાવેજ થઇ શકે ? તેનો તપ આત્મહિતાર્થે ન ગણાય ?

ઉત્તર:—ખોટા દસ્તાવેજો કરવા તે પણ અસત્ય જાણવું; પછી તપ પ્રમુખ માનાદિની ભાવનાથી કરી આત્મહિતાર્થ કરવા જેવો દેખાવ તે અસત્ય હોય એમ જાણવું.

૧૫૦૭ પ્રશ્ન:—સંપૂર્ણપણે પરમાર્થસત્યવચન ક્યારે બોલાય ? દૃષ્ટાંત ઘટાવશો ?

ઉત્તર:—અખંડ સમ્યક્ દર્શન આવે તો જ સંપૂર્ણપણે પરમાર્થસત્ય વચન બોલી શકાય; એટલે કે તો જ આત્મામાંથી અન્યપણે પદાર્થ ભિન્નપણે ઉપયોગ લઇ વચનની પ્રવૃત્તિ થઇ શકે. (દૃષ્ટાંત) કોઈ પૂછે કે લોક શાશ્વત કેમ કહેવામા આવ્યો, તેનુ કારણ ધ્યાનમા રાખી તે બોલે તો તે સત્ય ગણાય.

૧૫૦૮ પ્રશ્ન:—વ્યવહાર સત્યના વિભાગ થઈ શકે છે ?

ઉત્તર:—વ્યવહારસત્યના પણ બે વિભાગ થઈ શકે છે.

૧૫૦૯ પ્રશ્ન:—કયા કયા ?

ઉત્તર:—એક સર્વથા પ્રકારે અને બીજો દેશથી.

૧૫૧૦ પ્રશ્ન:—નિશ્ચય સત્ય કોણ બોલી શકે છે ? શું માત્ર સર્વવિરતિ મુનિરાજ બોલી શકે ?

ઉત્તર:—નિશ્ચય સત્યપર ઉપયોગ રાખી પ્રિય એટલે જે વચન અન્યના અથવા જેના સંબંધમાં બોલાયું હોય તેને પ્રીતિકારી હોય; અને ગુણકારી હોય એવું જ સત્ય વચન બોલનાર સર્વવિરતિ મુનિરાજ પ્રાયે હોઇ શકે છે.

૧૫૧૧ પ્રશ્ન:—દેશથી સત્ય વચન બોલવાનો નિયમ કોણ રાખવા યોગ્ય છે?

ઉત્તર:—સંસાર ઉપર અભાવ રાખનાર હોવા છતાં પૂર્વ કર્મથી, અથવા બીજા કારણથી સંસારમાં રહેનાર દેશથી સત્ય વચન બોલવાનો નિયમ રાખવા યોગ્ય છે.

૧૫૧૨ પ્રશ્ન:—અસત્ય કેટલા અને કયા કયા પ્રકારે ગણાય?

ઉત્તર:—મનુષ્યસંબંધી (કન્યાલિક) પશુસંબંધી (ગોવાલિક) ભૂમિસંબંધી (ભોમાલિક) ખોટી સાક્ષી અને થાપણ, ભરૂસો એટલે વિશ્વાસથી રાખવા યોગ્ય આપેલા દ્રવ્યાદિ પદાર્થ તે પાછા મંગાવી, તે સંબંધી ઇનિકાર જવુ તે. આ પાંચ સ્થૂલ પ્રકાર છે.

૧૫૧૩ પ્રશ્ન:—દેશથી સત્યવ્રત ધારણ કરનારે આ પાંચ પ્રકારનાં અસત્યો અવશ્ય ટાળવાં જોઇએ?

ઉત્તર:—આ વચન બોલતા પરમાર્થસત્ય ઉપર ધ્યાન રાખી, યથાસ્થિત એટલે જેવે પ્રકારે સમ્યક્ વસ્તુઓનાં સ્વરૂપ હોય તેવા પ્રકારે જ કરવાનો નિયમ તેને દેશથી વ્રત ધારણ કરનારે અવશ્ય કરવા યોગ્ય છે. આ કહેલા સત્ય વિષે ઉપદેશ વિચારી તે ક્રમમાં આવવું એ જ ફળદાયક છે.

૧૫૧૪ પ્રશ્ન:—ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગંછા શાનાથી બોલાય છે?

ઉત્તર:—ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુર્ગંછા અજ્ઞાનાદિથી બોલાય છે.

૧૫૧૫ પ્રશ્ન:—મોહનીય કર્મની સ્થિતિ કેટલી છે? બીજાં પ્રકારના કર્મો જેટલી જ છે કે વધારે? વધારે હોય તો શા કારણથી?

ઉત્તર:—ક્રોધાદિ મોહનીયના અંગભૂત છે તેથી સ્થિતિ બીજા બધા કર્મથી વધારે એટલે (૭૦) સીતેર ક્રોડાક્રોડી સાગરોપમની છે.

૧૫૧૬ પ્રશ્ન:—જ્ઞાનાવરણીયાદિ કર્મ મોહનીયકર્મના ક્ષયવિના ક્ષય થઈ શકે?

ઉત્તર:—આ કર્મ ક્ષય થયા વિના જ્ઞાનાવરણીયાદિ કર્મ સંપૂર્ણપણે ક્ષય થઈ શકતાં નથી.

૧૫૧૭ પ્રશ્ન:—કર્મ ગણીતમાં જ્ઞાનાવરણીયાદિ કર્મો પ્રથમ કહ્યાં છે છતાં મોહનીય કર્મની આટલી મહત્વતા શું?

ઉત્તર:—જો કે ગણીતમાં પ્રથમ જ્ઞાનાવણીયાદિ કર્મો કહ્યાં છે; પણ આ કર્મની ઘણી મહત્વતા છે, કેમકે સંસારના મૂળભૂત, રાગદ્વેષનું આ મૂળ સ્થાન હોવાથી ભવભ્રમણ કરવામાં આ કર્મની મુખ્યતા છે.

૧૫૧૮ પ્રશ્ન:—મોહનીય કર્મ બળવાન કે વેદનીય કર્મ? વેદનીય કર્મની પેઠે મોહનીય કર્મ વેઠવુંજ જોઇએ?

ઉત્તર:—આવું મોહનીય કર્મનું બળવાનપણું છે, છતાં પણ તેનો ક્ષય કરવો સહેલ છે; એટલે કે જેમ વેદનીયકર્મ વેદ્યા વિના નિષ્ફળ થતું નથી તેમ આ કર્મને માટે નથી.

૧૫૧૯ પ્રશ્ન:—ક્રોધાદિ કષાયો નિષ્ફળ થઈ શકે છે? થઈ શકે છે તો કેવા ઉપાયે?

ઉત્તર:—વિપક્ષ ભાવનાથી મોહનીયકર્મની પ્રકૃતિરૂપ, ક્રોધ, માન, માયા, અને લોભાદિ કષાય તથા નોકષાયના અનુક્રમે ક્ષમા, નમ્રતા, નિરાભિમાનપણું, સરળપણું, નિર્દંભતા, અને સંતોષાદિની વિપક્ષ ભાવનાથી એટલે માત્ર વિચાર કરવાથી ઉપર દર્શાવેલા કષાયો નિષ્ફળ કરી શકાય છે. નોકષાય પણ વિચારથી ક્ષય પમાડી શકાય છે. એટલે કે તેને સારૂ બાહ્ય કાંઇ કરવુ પડતું નથી.

૧૫૨૦ પ્રશ્ન:—મુનિપણું-મૌનપણું-કોનુ નામ?

ઉત્તર:—'મુનિ' એ નામ પણ આ પૂર્વોક્ત રીતે વિચારીને વચન બોલવાથી સત્ય છે. ઘણું કરીને પ્રયોજન વિના બોલવુ જ નહીં તેનુ નામ મુનિપણું.

૧૫૨૧ પ્રશ્ન:—બીજી કઈ રીતે મૌનપણું હોઈ શકે છે?

ઉત્તર:—રાગ દ્વેષ ને અજ્ઞાનવિના યથાસ્થિત વસ્તુનુ સ્વરૂપ કહેતાં બોલતા છતાં પણ મુનિપણું-મૌનપણું-જાણવું.

૧૫૨૨ પ્રશ્ન:—પૂર્વના તીર્થંકરોએ આમજ મૌનપણું ધારણ કરેલુ?

ઉત્તર:—પૂર્વ તીર્થંકરાદિ મહાત્માઓએ આમ જ વિચાર કરી મૌનપણું ધારણ કરેલુ.

૧૫૨૩ પ્રશ્ન:—વીરભગવાને કેટલા વર્ષ મૌનપણું ધારણ કરી, કઇ રીતે અને કયા કર્મનો સંબંધ દૂર કરી, કેવલ જ્ઞાન દર્શન પ્રગટ કર્યું હતું?

ઉત્તર:—સાડાબાર વર્ષ લગભગ મૌનપણું ધારણ કરનાર ભગવાન્ વીરપ્રભુએ આવા ઉત્કૃષ્ટ વિચારે કરી આત્મામાથી ફેરવી ફેરવીને મોહનીયકર્મનો સંબંધ કાઢી નાખી કેવલજ્ઞાનદર્શન પ્રગટ કર્યું હતું.

૧૫૨૪ પ્રશ્ન:—આપશ્રી મુંબાઇથી ક્યારે નીકળવાના છો? આપ એક દિવસ અમારી ભૂમિપર પગલા ન કરી શકો? પગલા ન કરી શકો તો શા માટે? કાંઈ બાહ્ય કારણ છે કે આંતર્કારણ?

ઉત્તર:—મહા શુદ એકમ બીજપર વખતે નીકળાય તોપણ ત્રણ દિવસ રસ્તામાં થાય તેમ છે, પણ મહા શુદ બીજપર નીકળાય તેનો

સંભવ નથી. શુદ પાંચમ પર નીકળાય તેવો સંભવ છે. વચ્ચે ત્રણ દિવસ થવાના છે, તે ન ચાલતાં રોકાવાનું કારણ છે. ઘણું કરી શુદ ૯ નાં લગ્ન* છે; તો અત્રેથી મહા શુદ ૫ મે નિવૃત્ત થઇ શુદ ૮ વવાણીઆ પહોંચાઇ શકાય તેમ છે; એટલે બાહ્ય કારણ જોતાં આવવાનું ન બની શકે તેવું છે; તોપણ કદાપિ એક દિવસ વળતાં અવકાશ મેળવ્યો હોય તો મળી શકે, પણ આંતરકારણ જૂદું હોવાથી તેમ કરવાનું હાલ કોઇ પણ પ્રકારે ચિત્તમાં આવતું નથી.

૧૫૨૫ પ્રશ્નઃ—જો આપ એક દિવસ પણ ઉતરી ન શકો તો હું તથા * * * * સ્ટેશને દર્શનાર્થે આવી શકીએ ?

ઉત્તરઃ—સ્ટેશને * * * * ની કે તમારી મને મળવાની ઇચ્છા હોય તે અટકાવતા મન અસંતોષ પામે છે; તોપણ હાલ અટકાવવાનું મારૂં ચિત્ત રહે છે.

૧૫૨૬ પ્રશ્નઃ—શા કારણે સ્ટેશને દર્શને આવીએ તે પણ અટકાવવાનું રહે છે ?

ઉત્તરઃ—ચિત્તની વ્યવસ્થા યથાયોગ્ય નહીં હોવાથી ઉદયપ્રારબ્ધ વિના બીજા સર્વ પ્રકારમા અસંગપણું રાખવું યોગ્ય લાગે છે.

૧૫૨૭ પ્રશ્ન.—આપ એમ કહો છો કે, ઉદયપ્રારબ્ધ વિના બીજા સર્વ પ્રકારમાં અસંગપણું રાખવું યોગ્ય લાગે છે તો કેટલે સુધી ?

ઉત્તર.—તે એટલે સુધી કે જેમનો ઓળખાણ પ્રસંગ છે તેઓ પણ હાલ ભૂલી જાય તો સારૂં. કેમકે સંગથી ઉપાધિ નિષ્કારણ વધ્યા કરે છે, અને તેવી ઉપાધિ સહન કરવા યોગ્ય એવું હાલ મારૂં ચિત્ત નથી.

૧૫૨૮ પ્રશ્નઃ—આપ જે વ્યવહાર કરો છો તે કેવી ચિત્તસ્થિતિપૂર્વક કરો છો ?

ઉત્તરઃ—નિરૂપાયતા સિવાય કંઇ પણ વ્યવહાર કરવાનું હાલ ચિત્ત હોય એમ જણાતું નથી.

૧૫૨૯ પ્રશ્નઃ—વ્યાપાર વ્યવહાર કેમ કરો છો ?

ઉત્તરઃ—વ્યાપાર વ્યવહારની નિરૂપાયતા છે, તેથી પણ નિવૃત્ત થવાની ચિંતના રહ્યા કરે છે.

૧૫૩૦ પ્રશ્નઃ—બીજાને બોધ કરવાની ઇચ્છા હાલમાં આપને વિષે વર્તે છે ?

ઉત્તરઃ—ચિત્તમાં બીજાને બોધ કરવા યોગ્ય એટલી મારી યોગ્યતા હાલ મને લાગતી નથી.

---

* શ્રીમદ્‌ની ચાર બહેનોમા સૌથી નાની બહેનના લગ્નનો આ પ્રસંગ છેઃ-સંશોધક.

૧૫૩૧ પ્રશ્ન:—ક્યાંસુધી યથાર્થ આત્મજ્ઞાન ન કહી શકાય ?

ઉત્તર:—જ્યાં સુધી સર્વ પ્રકારનાં વિષમ સ્થાનકોમાં સમવૃત્તિ ન થાય ત્યા સુધી યથાર્થ આત્મજ્ઞાન કહ્યું જતું નથી.

૧૫૩૨ પ્રશ્ન:—ક્યાં સુધી નિજ અભ્યાસની રક્ષા કરવી ઘટે છે ?

ઉત્તર:—જ્યા સુધી તેમ હોય (ઉપર કહ્યું તેમ) ત્યાં સુધી તો નિજ અભ્યાસની રક્ષા કરવી ઘટે છે.

૧૫૩૩ પ્રશ્ન:—આપની તે પ્રકારની સ્થિતિ છે ? તેથી આપ તેમ વર્તો છો ?

ઉત્તર:—હાલ તે પ્રકારની મારી સ્થિતિ હોવાથી હું આમ વર્તું છું, તે ક્ષમા યોગ્ય છે, કેમકે મારા ચિત્તમા અન્ય કોઈ હેતુ નથી.

૧૫૩૪ પ્રશ્ન:—વ્યાખ્યાનીએથી વળતી વખતે સમાગમનો લાભ આપી શકાશે ?

ઉત્તર.—વળતી વખતે * * * * સમાગમ કરવાનું થઈ શકે તેવું મારાથી બની શકે તેમ હશે, તો આગળથી તમને લખીશ.

૧૫૩૫ પ્રશ્ન:—આપના સમાગમમાં મારૂં આવવું થાય તેની ના આપ શા કારણથી પાડો છો ?

ઉત્તર:—મારા સમાગમમાં તમે આવ્યાથી મારૂં આવવું * * * * થયું હતું એમ બીજાઓના જાણવામા તે પ્રસંગને લઇને આવે, તો તે મને યોગ્ય લાગતું નથી.

૧૫૨૬ પ્રશ્ન:—પારમાર્થિક નહી, પણ વ્યવહારિક કારણથી મે સમાગમ કર્યો છે એમ જણાવું તો ?

ઉત્તર:—વ્યવહારિક કારણથી તમે સમાગમ કર્યો છે એમ જણાવવું તે યથાર્થ છે; જેથી જો સમાગમ થવાનુ લખવાનુ મારાથી બને, તો જેમ વાત અપ્રસિદ્ધ રહે તેમ કરશો એમ વિનંતિ છે.[1]

૧૫૩૭ પ્રશ્ન —સગથી વ્યતિરિક્તપણું કેવું છે ?

ઉત્તર:—વિચારવાનને સગથી વ્યતિરિક્તપણું પરમ શ્રેયરૂપ છે.

૧૫૩૮ પ્રશ્ન:—આપના સત્સમાગમની જિજ્ઞાસા તૃપ્ત કરવા કાં અનુગ્રહ થતો નથી.

ઉત્તર:—તમને તથા બીજા કોઇ સત્સમાગમની નિષ્ઠાવાળા ભાઇઓને અમારા સમાગમ વિષે જિજ્ઞાસા રહે છે તે પ્રકાર જાણ્યામાં રહે છે, પણ તે વિષેનો અમુક કારણો પ્રત્યે વિચાર કરતાં પ્રવૃત્તિ થતી

૧. આ ગૃહસ્થની અપરિપક્વ વયે દીક્ષિત થવાની ઇચ્છા થઈ હતી. શ્રીમદે પરિપક્વ સમજણ ન થાય ત્યાં સુધી તે વિચારને ક્ષોભ આપવાનું જણાવતાં તેણે ક્ષોભ આપ્યો હતો.

નથી;-જે કારણો જણાવતાં પણ ચિત્ત સંક્ષેપ થાય છે. જો કે કંઈ પણ તે વિષે સ્પષ્ટાર્થથી લખવાનું બન્યું હોય તો પત્ર તથા સમાગમાદિની રાહ જોયાં કરાવ્યાનું, અને તેમાં અનિશ્ચિતપણું થતું હોવાથી કંઇ ક્લેશ પ્રાપ્ત થવા દેવાનું જે અમારા પ્રત્યેથી થાય છે તે થવાનો સંભવ ઓછો થાય, પણ તે વિષે સ્પષ્ટાર્થથી લખતાં પણ ચિત્ત ઉપશમ પામ્યા કરે છે એટલે સહજે કાંઈ થાય, તે થવા દેવું યોગ્ય ભાસે છે. વવાણીઆથી વળતી વખત ઘણું કરી સમાગમનો યોગ થશે.

૧૫૩૯ પ્રશ્નઃ—આપ શા કારણે સમાગમનો લાભ આપતા નથી ? આપની તથારૂપ દશા નથી એમ આપ માનો છો ?

ઉત્તર.—ઘણું કરી ચિત્તમા એમ રહ્યા કરે છે કે, હાલ વધારે સમાગમ પણ કરી શકવા યોગ્ય દશા નથી.

૧૫૪૦ પ્રશ્ન—સમાગમ ન કરવા રૂપ દશા છે એમ આપ માનો છો તો તે વિચાર હમણા જ ઉદ્‌ભવ્યો છે કે પ્રથમથી તેવો વિચાર રહ્યા કરતો હતો ?

ઉત્તરઃ—પ્રથમથી આ પ્રકારનો વિચાર રહ્યા કરતો હતો.

૧૫૪૧ પ્રશ્નઃ—જો આ પ્રકારનો વિચાર પ્રથમથી રહ્યા કરતો હતો તે શ્રેયકારક લાગતો હતો ?

ઉત્તર.—( પ્રથમથી આ પ્રકારનો વિચાર રહ્યા કરતો હતો ) અને જે વિચાર વધારે શ્રેયકારક લાગતો હતો.

૧૫૪૨ પ્રશ્નઃ—જ્યારે સમાગમ ન કરવો એ શ્રેયકારક છે એમ આપને પ્રથમથી વિચાર આવ્યો હતો તો પછી લોકોમા આપની પ્રકટતા તો બહુ થવા પામી છે તેનું કેમ ?

ઉત્તરઃ—ઉદયવશાત્ કેટલાક ભાઇઓનો સમાગમ થવાનો પ્રસંગ થયો.

૧૫૪૩:—પ્રશ્નઃ—જ્યારે ઉદયવશાત્ કેટલાક ભાઇઓનો સમાગમ થયો ત્યારે આપને તેમ થવા દેવું યોગ્ય લાગ્યું હતું કે પ્રતિબંધ થશે એમ લાગ્યું હતું ? આપને તે પ્રતિબંધ હાલમાં કંઇ અનુભવવામાં આવે છે ?

ઉત્તરઃ—( પ્રથમથી આ પ્રકારનો વિચાર રહ્યા કરતો હતો, અને જે વિચાર વધારે શ્રેયકારક લાગતો હતો, પણ ઉદયવશાત કેટલાક ભાઇઓનો સમાગમ થવાનો પ્રસંગ થયો ) જે એક પ્રકારે પ્રતિબંધ થવા જેવું જાણ્યું હતું, અને હાલ કંઇ પણ તેવું થયું છે એમ લાગે છે.

૧૫૪૪ પ્રશ્નઃ—શા માટે આપ તેટલો પણ પ્રતિબંધ થવા દેવા માંગતા નથી ? શું આપ એમ માનો છો કે તેમ થવા દેવાનો અધિકાર આપનો નથી ?

ઉત્તરઃ—વર્ત્તમાન આત્મદશા જોતાં તેટલો પ્રતિબંધ થવા દેવા યોગ્ય અધિકાર મને સંભવતો નથી.

૧૫૪૫ પ્રશ્નઃ—આપના પ્રત્યે અમો મુમુક્ષુ ભાઇઓની ભક્તિ વર્ત્તતી હોય છતાં આપ સમાગમનો લાભ કેમ અટકાવો છો ? શું આપ એમ માનો છો કે, આપ પ્રત્યેની અમો મુમુક્ષુ ભાઇઓની ભક્તિના સ્વીકારની યોગ્યતા આપનામાં સંભવતી નથી ?

ઉત્તરઃ—અત્રે કંઇક પ્રસંગથી સ્પષ્ટાર્થ જણાવવા યોગ્ય છે. આ આત્માને વિષે ગુણનું વિશેષ વ્યક્તત્વ જાણી તમ વિગેરે કોઇ મુમુક્ષુ ભાઇઓની ભક્તિ વર્ત્તતી હોય તો પણ તેથી તે ભક્તિની યોગ્યતા મારે વિષે સંભવે છે એમ સમજવાને યોગ્યતા મારી નથી.

૧૫૪૬ પ્રશ્નઃ—શું વર્ત્તમાનમાં પણ તેવો સંભવ છે ?

ઉત્તરઃ—બહુ વિચાર કરતા વર્ત્તમાનમાં તો તેવો સંભવ થાય છે.

૧૫૪૭ પ્રશ્નઃ—આ કારણથી જ સમાગમથી દૂર રહેવાનું ચિત્ત રાખો છો ?

ઉત્તરઃ—અને તે કારણથી સમાગમથી કેટલોક વખત દૂર રહેવાનું ચિત્ત રહ્યા કરે છે.

૧૫૪૮ પ્રશ્નઃ—પત્રાદિદ્વારા સમાગમનો લાભ આપવામાં કાંઇ અડચણ છે ?

ઉત્તરઃ—પત્રાદિદ્વારા પ્રતિબંધની પણ નિરિચ્છા રહ્યા કરે છે. આ વાત પ્રત્યે યથાશક્તિ વિચાર કરવો યોગ્ય છે.

૧૫૪૯ પ્રશ્નઃ—અમોને જૂદા જૂદા વિષયો પરત્વે ઉદ્ભવતા પ્રશ્નોના સમાધાનાદિ તો કૃપા કરી અપાશે ને ?

ઉત્તરઃ—પ્રશ્ન સમાધાનાદિ લખવાનો ઉદય પણ અલ્પ વર્ત્તતો હોવાથી પ્રવૃત્તિ થઇ શકતી નથી.

૧૫૫૦ પ્રશ્નઃ—શા કારણથી આપ આમ સંક્ષેપે વર્ત્તો છો ? વ્યાપારરૂપ ઉદયને વેદવામાં લક્ષ વિશેષ રહે છે ?

ઉત્તરઃ— વ્યાપારરૂપ ઉદયને વેદવામાં લક્ષ વિશેષ રાખ્યાથી પણ તેનો આ કાળમાં ઘણો ભાર ઓછો થઇ શકે; એમ વિચારથી પણ બીજા પ્રકાર તેની સાથે આવતાં જાણીને પણ સંક્ષેપે પ્રવર્ત્તાય છે. આગળ જણાવ્યું તે પ્રમાણે વળતી વખતે ઘણું કરી સમાગમ થવાનો લક્ષ રાખીશ.

૧૫૫૧ પ્રશ્ન:—અમને આપનેવિષે ગુણવ્યક્તત્વ ભાસતું હોય અને તેથી અંતરૂમાં ભક્તિ રહેતી હોય તો શું અમારે ભક્તિ ન કરવી?

ઉત્તર:—એક વિનતિ અત્રે કરવા યોગ્ય છે કે, આ આત્મા વિષે તમને ગુણવ્યક્તત્વ ભાસતું હોય, અને તેથી અંતરમાં ભક્તિ રહેતી હોય તો તે ભક્તિ વિષે યથાયોગ્ય વિચાર કરી જેમ તમને યોગ્ય લાગે તેમ કરવા યોગ્ય છો. પણ બહાર આ આત્માસંબંધી હાલ કાંઈ પ્રસંગ ચર્ચિત થવાદેવા યોગ્ય નથી.

૧૫૫૨ પ્રશ્ન:—શાકારણે આપના સંબંધી પ્રસંગ પ્રસંગ ચર્ચિત થવા દેવા યોગ્ય નથી?

ઉત્તર:—અવિરતિરૂપ ઉદય હોવાથી ગુણવ્યક્તત્વ હોય, તોપણ લોકોને ભાસ્યમાન થવું કઠણ પડે, અને તેથી વિરાધતા થવાનો કંઈ પણ હેતુ થાય.

૧૫૫૩ પ્રશ્ન:—બીજું કાંઈ કારણ?

ઉત્તર:—પૂર્વે મહાપુરુષના અનુક્રમનું ખંડન કરવા જેવું પ્રવર્ત્તન આ આત્માથી કંઈ પણ થયું ગણાય?

૧૫૫૪ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષો કેવા પ્રકારના જીવનપૂર્વક વર્ત્તે છે?

ઉત્તર:—આત્માને વિષે વર્તે છે એવા જ્ઞાની પુરૂષો સહજપ્રાપ્ત પ્રારબ્ધ પ્રમાણે વર્ત્તે છે.

૧૫૫૫ પ્રશ્ન:—જ્ઞાની કયા કાળે મુક્ત થયા ગણાય?

ઉત્તર—વાસ્તવ્ય તો એમ છે કે, જે કાળે જ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થયું તેજ કાળે જ્ઞાની મુક્ત છે."

૧૫૫૬ પ્રશ્ન:—કેવા જ્ઞાનીને આશ્રય કે આલંબનની જરૂર નથી?

ઉત્તર:—દેહાદિને વિષે અપ્રતિબદ્ધ છે, સુખ દુ:ખ, હર્ષ શોકાદિને વિષે અપ્રતિબદ્ધ છે, એવા જે જ્ઞાની તેને આશ્રય કે આલંબન નથી.

૧૫૫૭ પ્રશ્ન:—તેમને ઈશ્વરેચ્છા ભાવના થવાયોગ્ય છે.

ઉત્તર:—ધીરજ પ્રાપ્ત થવા "ઈશ્વરેચ્છાદિ" ભાવના તેને થવા યોગ્ય નથી.

૧૫૫૮ પ્રશ્ન:—ઈશ્વરેચ્છાદિ ભાવના કોઈ પ્રકારે કરવાયોગ્ય છે?

ઉત્તર:—ભક્તિમાનને જે કાંઈ પ્રાપ્ત થાય છે તેમાં કોઈ ક્લેશના પ્રકાર દેખી, તટસ્થ ધીરજ રહેવા તે ભાવના કોઈ પ્રકારે યોગ્ય છે.

૧૫૫૯ પ્રશ્ન:—'પ્રારબ્ધ', 'ઈશ્વરેચ્છાદિ' પ્રકારો જ્ઞાનીને કેવા ભાવે હોય છે?

ઉત્તર:—જ્ઞાનીને "પ્રારબ્ધ," "ઈશ્વરેચ્છાદિ" બધા પ્રકારો એકજ ભાવના સરખા મુખ્યતા (એ) છે.

૧૫૬૦ પ્રશ્નઃ—સાતા, અસાતામાં જ્ઞાનીને કંઈ પણ રાગદ્વેષાદિ કારણ હોય કે ?

ઉત્તરઃ—તેને સાતા અસાતામાં કંઈ કોઈ પ્રકારે રાગદ્વેષાદિ કારણ નથી.

૧૫૬૧ પ્રશ્નઃ—સાતા, અસાતામાં જ્ઞાની કેવા હોય છે ?

ઉત્તરઃ—તે બન્નેમાં ઉદાસીન છે.

૧૫૬૨ પ્રશ્નઃ—ઉદાસીન છે તે મૂળસ્વરૂપે કેવા હોય છે ?

ઉત્તરઃ—જે ઉદાસીન છે તે મૂળ સ્વરૂપે નિરાલંબન છે.

૧૫૬૩ પ્રશ્નઃ—નિરાલંબન ઉદાસીનપણું બળવાન છે કે ઇશ્વરેચ્છા?

ઉત્તરઃ—નિરાલંબન એવું જેનું ઉદાસીનપણું એ ઇશ્વિરેચ્છાથી પણ બળવાન જાણીએ છીએ.

૧૫૬૪ પ્રશ્નઃ—' ઇશ્વિરેચ્છા ' શબ્દ કેવા અર્થપૂર્વક જાણવા યોગ્ય છે ?

ઉત્તરઃ—'ઇશ્વરેચ્છા' એ શબ્દ પણ અર્થાંતરે જાણવાયોગ્ય છે.

૧૫૬૫ પ્રશ્નઃ—ઇશ્વિરેચ્છારૂપ આલંબન કોને માટે યોગ્ય છે ?

ઉત્તરઃ—ઇશ્વરેચ્છારૂપ આલબન એ આશ્રયરૂપ એવી ભક્તિને યોગ્ય છે.

૧૫૬૬ પ્રશ્નઃ—નિરાશ્રય જ્ઞાનીને માટે સ્થિતિ કેવા પ્રકારે છે ?

ઉત્તરઃ—નિરાશ્રય એવા જ્ઞાનીને બધુએ સમ છે, અથવા જ્ઞાની સહજ પરિણામી છે, સહજ સ્વરૂપી છે; સહજપણે સ્થિત છે; સહજપણે પ્રાપ્ત ઉદય ભોગવે છે, સહજપણે જે કઈ થાય તે થાય છે; જે ન થાય તે ન થાય છે.

૧૫૬૭ પ્રશ્નઃ—જ્ઞાનીને કર્ત્તવ્યભાવ ઘટે છે ?

ઉત્તરઃ—તે કર્ત્તવ્ય રહિત છે. કર્ત્તવ્ય ભાવ તેને વિષે વિલય પ્રાપ્ત થાય છે માટે તેમને–તે જ્ઞાનીના સ્વરૂપને–વિષે પ્રારબ્ધનુ ઉદયનું સહજ પ્રાપ્તપણું તે વધારે યોગ્ય છે એમ જાણવું યોગ્ય છે.

૧૫૬૮ પ્રશ્નઃ—ઇશ્વિરને વિષે ઇચ્છા સ્થાપીત કરનારને આપ શુ કહો ?

ઉત્તરઃ—ઇશ્વિરને વિષે કોઇ પ્રકારે ઇચ્છા સ્થાપીત કરી તે ઇચ્છાવાન્ કહેવા યોગ્ય છે.

૧૫૬૯ પ્રશ્નઃ—ઇચ્છારહિત તેજ જ્ઞાની ?

ઉત્તરઃ—જ્ઞાની ઇચ્છારહિત છે. ઇચ્છા સહિત એમ કહેવું બનતું નથી. તે સહજ સ્વરૂપ છે.

૧૫૭૦ પ્રશ્નઃ—'શાન્ત સુધારસ' ગ્રંથને માટે આપનો અભિપ્રાય કેવો છે?

ઉત્તરઃ—વૈરાગ્યભાવનાએ ભૂષીત એવા 'શાન્ત સુધારસાદિ' ગ્રંથો નિરંતર ચિંતવવા યોગ્ય છે.

૧૫૭૧ પ્રશ્નઃ—વૈરાગ્યની તીવ્રતા મંદ થઇ જાય છે તેનું કેમ કરવું?

ઉત્તરઃ—વૈરાગ્યની તીવ્રતા–મુમુક્ષુતા–મંદ કરવા યોગ્ય નથીઃ એ નિશ્ચય રાખવો યોગ્ય છે.

*૧૫૭૨ પ્રશ્નઃ—સામુદાયિક દૃષ્ટિના લોકો મારા સમાગમમાં આવવાનું કરે છે, જે મને રૂચિકર નહિ હોવાથી તેઓનો સમાગમ ન થવા પ્રયત્ન કરૂં?

ઉત્તરઃ—સહજ સમાગમ થઇ આવે અથવા એ લોકો ઇચ્છીને સમાગમ કરવા આવતા હોય તો સમાગમ કરવામાં શું હાનિ છે?

૧૫૭૩ પ્રશ્નઃ—તેઓ વિરોધવૃત્તિથી સમાગમ કરવાનું કરતા હોય તો તેનું કેમ?

ઉત્તરઃ—કદાપિ વિરોધવૃત્તિથી એ લોકો સમાગમ કરવાનું કરતા હોય તો પણ શું હાનિ છે?

૧૫૭૪ પ્રશ્નઃ—તેઓની સાથે સમાગમમાં કેવા પ્રકારે વર્ત્તવું?

ઉત્તરઃ—આપણે તો તેના પ્રત્યે કેવળ હિતકારીવૃત્તિથી–અવિરોધ દૃષ્ટિથી સમાગમમાં પણ વર્ત્તવું છે; ત્યાં શો પરાભવ છે?

૧૫૭૫ પ્રશ્નઃ—ઉદીરણા કરીને સમાગમ કરવાનું આપ કહો છો?

ઉત્તરઃ—માત્ર ઉદીરણા કરીને સમાગમ કરવાનુ હાલ કારણ નથી.

૧૫૭૬ પ્રશ્નઃ—અમો મુમુક્ષુઓના આચાર વિષે તેઓ ખોટી રીતે સમુદાયમાં સંશય ઉત્પન્ન કરે છે તો તેનુ કેમ કરવું?

ઉત્તરઃ—સર્વ મુમુક્ષુઓના આચાર વિષે તેમને કંઇ સંશય હોય, તોપણ વિકલ્પનો અવકાશ નથી.

૧૫૭૭ પ્રશ્નઃ—આપના સમાગમમાં આવવા વિષે મને પ્રશ્નો કરે તો તેને માટે શું ઉત્તર આપવો?

ઉત્તરઃ—(અમારા) સમાગમ આદિનુ પ્રશ્ન કરે તો તેના ઉત્ત-

---

* પ્રશ્ન ૧૫૭૨ થી પ્રશ્ન ૧૫૮૧ સુધીના એક જૈન મુનિના છે

શ્રીમદ્ ગૃહસ્થદશાએ વર્ત્તતા છતાં તેઓને વિષે તે મુનિની શ્રદ્ધા એક જ્ઞાની તરીકેની હોઇ તેઓપ્રત્યે પૂજ્યબુદ્ધિપૂર્વક વર્ત્તતા એક મુનિ એક ગૃહસ્થ પ્રત્યે પૂજ્યબુદ્ધિપૂર્વક ન વર્ત્તી શકે એવા લૌકિક વિચારપૂર્વક વર્ત્તતા મનુષ્યો મુનિને પરિસહ આપ્યા કરતા હોઇ તે મુનિએ શ્રીમદને પત્ર લખી પૂછાવ્યું છે કે તેવા મનુષ્યો સાથે કેમ વર્ત્તવું.—સંશોધક.

રમાં તો એટલુજ કહેવું યોગ્ય છે કે "તમે અમે સૌ આત્મહિતની કામનાએ નીકળ્યા છીએ, અને કરવાયોગ્ય પણ તેજ છે. તે પુરૂષના સમાગમમાં અમે આવ્યા છીએ; તેમના સમાગમમા તમે આવીને પ્રતીતિ કરી જોશો કે તેમના આત્માની દશા કેમ છે? અને તેઓ આપણને કેવા ઉપકારના કર્તા છે.

૧૫૭૮ પ્રશ્નઃ—આપ ગૃહસ્થદશાએ છતાં આપ મને–એક મુનિને–વંદ્ય છો, તો આપને વંદના કરવા આજ્ઞા છે? મુનિપણાનો વ્યવહાર શુ છે? બાહ્ય અવિરતિ પુરૂષ પ્રત્યે તેવા વ્યવહારો ન કરી શકાય?

ઉત્તરઃ—તમારો મુનિપણાનો સામાન્ય વ્યવહાર એવો છે કે, બાહ્ય અવિરતિ પુરૂષ પ્રત્યે વદનાદિ વ્યવહાર કર્ત્તવ્ય નહિ. તે વ્યવહાર તમારે પણ સાચવવો.

૧૫૭૯ પ્રશ્નઃ—હુ આપને વદનાદિ ન કરૂં તે મારો અવિનય નથી? હું આપને વંદનાદિ ન કરૂ તેથી શું પરિણામ છે?

ઉત્તરઃ—તે વ્યવહાર (અવિરતિ પુરૂષપ્રત્યે વદનાદિ ન કરવારૂપ વ્યવહાર) તમે રાખો તેમાં તમારો સ્વછંદ નથી, માટે (તે વ્યવહાર) રાખવા યોગ્ય છે. તેથી ઘણા જીવોને સંશયનો હેતુ નહિ થાય.

૧૫૮૦ પ્રશ્નઃ—વંદનાદિ વિનય હું ન સાચવું તેથી આપને મારો અવિનય ભાવ નહિ લાગે?

ઉત્તરઃ—અમને કાઇ વંદનાદિની અપેક્ષા નથી.

૧૫૮૧ પ્રશ્નઃ—સમુદાયના લોકો સમાગમમાં આવે ત્યારે તેઓની જોડે કાઇ ખુલાસો કરવો? તેઓના પ્રત્યે કેમ વર્ત્તવુ?

ઉત્તરઃ—"બીજું, કઇ સન્માર્ગરૂપ આચાર વિચારમા અમારી શિથિલતા થઈ હોય તો તેમ કહો, કેમકે તેની શિથિલતાને ટાળ્યા વિના હિતકારી માર્ગ પમાય નહિ, એમ અમારી દૃષ્ટિ છે" એ આદિ પ્રસંગે કહેવું ઘટે તો કહેવુ; અને તેમના પ્રત્યે અદ્વેષભાવ છે એવું બધું તેમના ધ્યાનમા આવે તેવી વૃત્તિઓ તથા રીતિએ વર્ત્તવુ તેમા સશય કર્ત્તવ્ય નથી.

૧૫૮૨ પ્રશ્નઃ—રાજકાજમાં સબંધ કરવા વિષેમા આપની સલાહ શુ છે?

ઉત્તરઃ—* * * વગેરેને જે ઉપાધિ કાર્ય કરવા વિષે અધીરજથી આર્ત્ત જેવા પરિણામથી પરની આજીવિકાનો ભંગ થાય છે તે જાણ્યા છતા *રાજકાજમાં અલ્પ કારણમાં વિશેષ સંબંધ કરવાયોગ્ય

* આ ૧૫૮૨ અને ૧૫૮૩ પ્રશ્ન જેના છે તે ગૃહસ્થ પોતાના ઉપજીવનને અર્થે ચોક્કસ રાજસ્થાને રાજકાજમાં ચિત્ત આપતા હતા. દેશી

નથી; તે થાય એવું કારણ છતાં જેમાં તુચ્છ એવા દ્રવ્યાદિનો પણ વિશેષ લાભ નથી, છતાં તે માટે ફરી ફરી લખવાનું થાય છે તે શું યોગ્ય છે ? તેવા વિકલ્પને તમ જેવા પુરૂષ મોળો નહિ પાડી શકે, તો આ દુષમકાળમાં કોણ સમજીને સમાઇ રહેશે ?

૧૫૮૩ પ્રશ્નઃ—આપના સત્સમાગમમાં આવવા માટે ઇચ્છા છે, તો તે માટે આજ્ઞા છે.

ઉત્તરઃ—કેટલીક રીતે નિવૃત્તિને અર્થે અત્ર સત્સમાગમને અર્થે તમે ઇચ્છા રાખો છો તે વાત લક્ષમાં છે; તથાપિ એકલી જ જો તે ઇચ્છા હોય તો આ પ્રકારની (દ્રવ્યાદિની) અધીરજ આદિ હોવા યોગ્ય ન હોય * * * વગેરેને પણ હાલ ઉપાધિ સંબંધમાં લખવું ઘટતું નથી. જેમ થાય તેમ જોયા કરવું એજ યોગ્ય છે. આ વિષે જેટલો ઠપકો લખવો જોઇએ તેટલો લખ્યો નથી, તોપણ તે વિશેષતાથી આ ઠપકો વિચારશો.

૧૫૮૪ પ્રશ્નઃ—અમે કોઇ પણ જાતની આચાર ક્રિયાનો નિષેધ કરતાં નથી છતા અમારા સમુદાયના સાધુઓને તેમ લાગ્યા કરે છે અને તે માટે વિક્ષેપ કર્યા કરે છે તેનુ કેમ કરવુ ?

ઉત્તરઃ—કોઈ જાતની ક્રિયા જો કે ઉત્થાપવામા નહિ આવતી હોય તોપણ તેઓને લાગે છે તેનુ કઇ કારણ હોવું જોઇએ. જે કારણ ટાળવુ એ કલ્યાણરૂપ છે.

૧૫૮૫ પ્રશ્નઃ—તેઓનો પરિચય રાખવો ? તેના સમાગમથી કલ્યાણ થવા સંભવ મને તો લાગતો નથી.

ઉત્તરઃ—પરિણામે 'સત્'ને પ્રાપ્ત કરાવનારી પ્રારંભમાં 'સત્તા'ની હેતુભૂત એવી તેમની રૂચિને પ્રસન્નતા આપનારી વૈરાગ્ય કથાનો પ્રસંગોપાત તેમનાથી પરિચય કરવો, તો તેમના સમાગમથી પણ કલ્યાણજ વૃદ્ધિ પામશે, અને પેલું કારણ પણ ટળશે.

૧૫૮૬ પ્રશ્નઃ—જૂદી જૂદી પૃથ્વ્યાદિના વિચારો જે શાસ્ત્રોમાં કર્યા છે તેનું અધ્યયન કરવા યોગ્ય છે ?

ઉત્તરઃ—જેમાં પૃથ્વ્યાદિકનો વિસ્તારથી વિચાર કર્યો છે એવા વચનો કરતાં "વૈતાલિક અધ્યયન" જેવા વચનો વૈરાગ્યની વૃદ્ધિ કરે છે, અને બીજાં વચનો વૈરાગ્યની વૃદ્ધિ કરે છે, અને બીજાં મત

---

રાજ્યોનાં રાજકાજો એવાં હોય છે કે જેમાં બીજાઓની આજીવિકાને હાનિ પહોંચે છે. આવા કામકાજ પ્રત્યે પ્રશ્ન પૂછનાર ગૃહસ્થ પોતાને આત્માર્થની ઇચ્છા છે એવું માને છે, છતાં રાજકાજમા સંબંધ રાખવાની ઈચ્છા રાખતા હોઈ, શ્રીમદે આ પ્રકારે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે —સંશોધક.

એદવાળાં પ્રાણીઓને પણ તેમાં અરૂચિ થતી નથી.

૧૫૮૭ પ્રશ્નઃ—જે સાધુઓ મને અનુસરતા હોય તેને શું જણાવવું?

ઉત્તરઃ—જે સાધુઓ તમને અનુસરતા હોય તેમને સમયપરત્વે જણાવતાં રહેવું કે, 'ધર્મ' તેનું નામ આપી શકાય કે જે ધર્મ થઇને પરિણમે. 'જ્ઞાન' તેનું નામ આપી શકાય કે, જે જ્ઞાન થઇને પરિણમે. આપણે આ બધી ક્રિયા અને વાંચના ઇત્યાદિક કરીએ છીએ તે મિથ્યા છે; એમ કહેવાનો મારો હેતુ તમે સમજો નહિ, તો હું તમને કંઇ કહેવા ઇચ્છું છું; આમ જણાવી તેમને જણાવવું કે "આ જે કાંઈ આપણે કરીએ છીએ તેમાં કોઇ એવી વાત રહી જાય છે કે જેથી 'ધર્મ' અને 'જ્ઞાન' આપણને પોતાને રૂપે પરિણમતાં નથી, અને કષાય તેમજ મિથ્યાત્વ (સંદેહ)નું મંદત્વ થતું નથી, માટે આપણે જીવના કલ્યાણનો ફરી ફરી વિચાર કરવો યોગ્ય છે, અને તે વિચાર્યે કંઇક આપણે ફળ પામ્યા વિના રહીશું નહીં. આપણે બધું જાણવાનું કરીએ છીએ, પણ આપણો 'સંદેહ' કેમ જાય? તે જાણવાનો પ્રયત્ન કરતાં નથી; એ જ્યાંસુધી નહીં કરીએ ત્યાંસુધી 'સંદેહ' કેમ જાય? અને સંદેહ હોય ત્યાંસુધી જ્ઞાન પણ ન હોય; માટે સંદેહ જવાનો પ્રયત્ન કરવો જોઇએ. સંદેહ એ છે કે આ જીવ ભવ્ય છે કે અભવ્ય? મિથ્યાદષ્ટિ છે કે સમ્યગ્દષ્ટિ? સુલભબોધી છે કે દુર્લભબોધી? તુચ્છસંસારી છે કે અધિક-સંસારી? આ આપણને જણાય તેવો પ્રયત્ન કરવો જોઇએ." આવી જાતની જ્ઞાનકથાનો તેમનાથી પ્રસંગ રાખવો યોગ્ય છે.

૧૫૮૮ પ્રશ્નઃ—આપ કેવા પ્રકારના અસંગપણાને ભાવો છો?

ઉત્તરઃ—પરમ વીતરાગોએ આત્મસ્થ કરેલું યથાખ્યાત ચારિત્રથી પ્રગટેલું એવું પરમ અસંગપણું નિરંતર વ્યક્તાવ્યક્તપણે સંભારૂં છું.

૧૫૮૯ પ્રશ્નઃ—મારા સમુદાયના સાધુઓ, મને-એક જૈન મુનિને-આપના સમાગમમાં આવેલા ગૃહસ્થોનો સમાગમનો પ્રતિબંધ એટલા કારણથી થવાનું અટકાવવા પ્રયત્ન કરે છે કે, ગૃહસ્થને સાધુ કેમ પૂજ્યભાવે શ્રદ્ધે? મેં તને તેવો પ્રતિબંધ ન કરવા ઇચ્છા જણાવી તે યોગ્ય છે?

ઉત્તરઃ—સત્સમાગમનો પ્રતિબંધ કરવાને જણાવે તો તે પ્રતિબંધ ન કરવાની વૃત્તિ જણાવી તે યોગ્ય છે-યથાર્થ છે. તે પ્રમાણે વર્તશો.

૧૫૯૦ પ્રશ્નઃ—તેઓ આવા સત્સમાગમનો પ્રતિબંધ કરે છે તે યોગ્ય છે?

ઉત્તરઃ—સત્સમાગમનો પ્રતિબંધ કરવો યોગ્ય નથી.

૧૫૯૧ પ્રશ્નઃ—તેઓની જોડે કેવું વર્તન રાખવું ?

ઉત્તરઃ—તેમ સામાન્યપણે તેમની સાથે સમાધાન રહે એમ વર્તન થાય તેમ હિતકારી છે.

૧૫૯૨ પ્રશ્નઃ—આ સ્થળેથી વિહાર કર્યા બાદ કેવા ક્ષેત્રે વિચરવું મારે માટે આપ યોગ્ય ગણો છો ?

ઉત્તરઃ—પછી જેમ વિશેષને સંગમાં આવવું ન થાય એવાં ક્ષેત્રે વિચરવું યોગ્ય છે, કે જે ક્ષેત્રે આત્મસાધન સુલભપણે થાય.

૧૫૯૩ પ્રશ્નઃ—કેવી પ્રવૃત્તિ રાખવામાં સ્વરૂપસ્થિરતા અપૂર્વપણે પ્રકટે છે ?

ઉત્તર.—પરમ શાંત શ્રુતના વિચારમાં ઇંદ્રિયનિગ્રહપૂર્વક આત્મપ્રવૃત્તિ રાખવામાં સ્વરૂપસ્થિરતા અપૂર્વપણે પ્રગટે છે.

૧૫૯૪ પ્રશ્નઃ—પ્રાણી માત્રનો રક્ષક, બંધવ, અને હિતકારી એવો કોઈ ઉપાય છે કે ?

ઉત્તરઃ—પ્રાણી માત્રનો રક્ષક, બંધવ અને હિતકારી એવો કોઇ પણ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મજ છે.

૧૫૯૫ પ્રશ્નઃ—થોડાક સત્શ્રુતના નામ સૂચવવા અનુગ્રહ થશે ?

ઉત્તરઃ—શ્રી પાંડવ પુરાણ પ્રદ્યુમ્નચરિત્ર, શ્રી પુરૂષાર્થસિદ્ધિઉપાય, શ્રી પદ્મનંદિ પંચવિંશતિ, શ્રી ગોમટ્ટસાર, શ્રી રત્નકરંડ શ્રાવકાચાર, શ્રી આત્માનુશાસન, શ્રી મોક્ષમાર્ગપ્રકાશ, શ્રી કાર્તિકેયાનુપ્રેક્ષા, શ્રી યોગદ્રષ્ટિસમુચ્ચય આદિ અનેક છે.

૧૫૯૬ પ્રશ્નઃ—આ શાસ્ત્રો માટે આપનો અભિપ્રાય કેવો છે ?

ઉત્તરઃ—ઇંદ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક એ સત્શ્રુત સેવવા યોગ્ય છે. એ ફળ અલૌકિક છે—અમૃત છે.

૧૫૯૭ પ્રશ્નઃ—કલ્યાણ કેમ થઈ થશે ?

ઉત્તરઃ—જ્ઞાનીને ઓળખો; ઓળખી એઓની આજ્ઞા આરાધો. જ્ઞાનીની એક આજ્ઞા આરાધતાં અનેકવિધ કલ્યાણ છે.

૧૫૯૮ પ્રશ્નઃ—જ્ઞાનીના જ્ઞાનનો મહિમા શું સમજવો ?

ઉત્તરઃ—જ્ઞાનીઓ જગતને તૃણવત્ ગણે છે એ તેઓના જ્ઞાનનો મહિમા સમજવો.

૧૫૯૯ પ્રશ્નઃ—કોઈ મિથ્યાભિનિવેષી જ્ઞાનીનો ડોળ કરતા હોય તો ?

ઉત્તરઃ—કોઇ મિથ્યાભિનિવેષી જ્ઞાનનો ડોળ કરી જગતનો ભાર મિથ્યા શીર વહતો હોય તો તે હાસીપાત્ર છે.

૧૬૦૦ પ્રશ્ન:—ક્યાં કર્મ બહુ ક્ષીણ થાય છે?

ઉત્તર:—જે જે બહુ ભોગવાય છે તે તે બહુ ક્ષીણ થાય છે.

૧૬૦૧ પ્રશ્ન:—કર્મ કેવી રીતે નિર્જરે છે?

ઉત્તર:—કર્મ ભોગવતાં ( સમતાએ ) નિર્જરે છે.

૧૬૦૨ પ્રશ્ન:—શારીરિક વિષય ભોગવતાં શું થાય?

ઉત્તર:—શારીરિક વિષય ભોગવતા શારીરિક શક્તિ ક્ષીણ થાય છે.

૧૬૦૩ પ્રશ્ન:—જ્ઞાનીઓનો માર્ગ દુર્લભ છે કે તે પામવો દુર્લભ છે?

ઉત્તર:—જ્ઞાનીઓનો માર્ગ સુલભ છે, પણ તે પામવો દુર્લભ છે.

૧૬૦૪ પ્રશ્ન:—એ માર્ગ વિકટ છે કે સીધો? પામવો સહેલ છે?

ઉત્તર:—એ માર્ગ વિકટ નથી, સીધો છે; પણ તે પામવો વિકટ છે.

૧૬૦૫ પ્રશ્ન:—જ્ઞાનીઓનો માર્ગ સુલભ છે, પણ પામવો દુર્લભ છે તે કેવી રીતે?

ઉત્તર:—( જેમ ) ગીચ ઝાડીમા ભૂલા પડેલા માણસને વનોપકંડે જવાનો માર્ગ કોઇ દેખાડે કે, "જા, નીચે નીચે ચાલ્યો જા. રસ્તો સુલભ છે. આ રસ્તો સુલભ છે," પણ એ ભૂલા પડેલા માણસને જવું વિકટ છે; એ માર્ગે જતા પહોંચશુ કે નહીં એ શંકા નડે છે. શંકા કર્યા વિના જ્ઞાનીઓનો માર્ગ આરાધે તો તે પામવો સુલભ છે.

૧૬૦૬ પ્રશ્ન:—વિશ્વમાં વસ્તુતઃ કેટલા પ્રકારની વસ્તુઓ છે?

ઉત્તર:—વસ્તુતઃ બે વસ્તુઓ છે.

૧૬૦૭ પ્રશ્ન:—કઈ કઈ?

ઉત્તર:—જીવ અને અજીવ.

૧૬૦૮ પ્રશ્ન:—મમતા-મમત્વને કેવા પ્રકારે જન્મ મળે છે તે દૃષ્ટાંતપૂર્વક સમજાવશો?

ઉત્તર:—સુવર્ણનામ લોકોએ કલ્પિત આપ્યું. તેની ભસ્મ થઇને પેટમા ગયું. વિષ્ઠા પરિણમી ખાતર થયું, ક્ષેત્રમાં ઉગ્યું; ધાન્ય થયું; લોકોએ ખાધું; કાલાંતરે લોહું થયું. વસ્તુતઃ એક દ્રવ્યના જૂદા જૂદા પર્યાયોને કલ્પનારૂપે જૂદાં જૂદાં નામ અપાયાં. એક દ્રવ્યના ભિન્ન ભિન્ન પર્યાયો વડે લોક ભ્રાન્તિમા પડી ગયું. એ ભ્રાન્તિએ **મમતાને** જન્મ આપ્યો.

૧૬૦૯ પ્રશ્ન:—જીવ જીવનો અને જડ ચૈતન્યનો ભેદ કેમ પાડી શકાય?

ઉત્તર.—રૂપીઆ વસ્તુતઃ છે, છતાં લેણુદાર દેણુદારને મિથ્યા ઝઘડા થાય છે. લેણુદારની અધીરાઇથી એને "મન" રૂપીઆ ગયા જાણે છે. વસ્તુતઃ રૂપીઆ છે, તેમજ જૂદી જૂદી કલ્પનાએ ભ્રમજાળ પાથરી દીધી છે તેમાંથી જીવ જીવનો, જડ ચૈતન્યનો ભેદ કરવો એ વિકટ થઇ પડયું છે.

૧૬૧૦ પ્રશ્નઃ—જીવ ચૈતન્ય ક્ષીરનીરવત્ સ્પષ્ટ કેમ ભાસે ?

ઉત્તર·—ભ્રમજાળ યથાર્થ લક્ષમા ઉતરે, તો જડ ચૈતન્ય ક્ષીરનીરવત્ ભિન્ન સ્પષ્ટ ભાસે.

૧૬૧૧ પ્રશ્નઃ—ઉચ્ચ ભૂમિકાને પામેલા મુમુક્ષુઓને સત્પુરૂષના યોગ કે સત્સમાગમની જરૂર રહે છે ?

ઉત્તરઃ—ઉંચી ભૂમિકાને પામેલા મુમુક્ષુઓને સત્પુરૂષોનો યોગ અથવા સત્સમાગમ આધારભૂત છે એમાં સશય નથી.

૧૬૧૨ પ્રશ્નઃ—કયા ઉપાયોવડે જીવ ઉત્તરોત્તર ઉંચી ભૂમિકાને પામે ?

ઉત્તરઃ—નિવૃત્તિમાન્ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો યોગ બનવાથી જીવ ઉત્તરોત્તર ઉંચી ભૂમિકાને પામે છે.

૧૬૧૩ પ્રશ્નઃ—નિવૃત્તિમાન ભાવ પરિણામ થવાને જીવે શું કરવું જોઈએ ?

ઉત્તરઃ—નિવૃત્તિમાન ભાવ પરિણામ થવાને નિવૃત્તિમાન દ્રવ્ય, ક્ષેત્ર, અને કાળ જીવે પ્રાપ્ત કરવા યોગ્ય છે.

૧૬૧૪ પ્રશ્નઃ—જીવને પોતાના સ્વરૂપનુ ભાન કઇ રીતે આવવા યોગ્ય છે ?

ઉત્તરઃ—શુદ્ધસાનવગરના આ જીવને કોઈપણ યોગથી શુભેચ્છા—કલ્યાણ કરવાની ઈચ્છા પ્રાપ્ત થાય, અને નિસ્પૃહ પરમ પુરૂષોનો યોગ બને તોજ આ જીવને ભાન આવવુ યોગ્ય છે.

૧૬૧૫ પ્રશ્નઃ—નિસ્પૃહ પુરૂષોના વિયોગમા શુ કરવા યોગ્ય છે ?

ઉત્તરઃ—તે વિયોગમાં સત્શાસ્ત્ર અને સદાચારનો પરિચય કર્ત્તવ્ય છે—અવશ્ય કર્ત્તવ્ય છે.

૧૬૧૬ પ્રશ્નઃ—જીવને પરમાર્થ પામવામા મુસ્કેલી કઈ છે ?

ઉત્તરઃ—જીવને પરમાર્થ પામવામાં અપાર અંતરાય છે તેમાં પણ આવા કાળને વિષે, તો તે અંતરાયનુ અવર્ણનીય બળ હોય છે.

૧૬૧૭ પ્રશ્નઃ—આ અંતરાયો કઇ ભૂમિકાથી કઇ ભૂમિકા સુધી હોય છે ?

ઉત્તરઃ—શુભેચ્છાથી માંડી કેવળ પર્યંતની ભૂમિકાએ પહોંચતાં ઠામઠામ તે અતરાયો જોવામાં આવે છે.

૧૬૧૮ પ્રશ્નઃ—આ અંતરાયો પરમાર્થથી ડગાવે છે ખરા ?

ઉત્તરઃ—જીવને વારંવાર તે અંતરાયો પરમાર્થ પ્રત્યે પાડે છે.

૧૬૧૯ પ્રશ્નઃ—કેવળજ્ઞાન પર્યંતની ભૂમિકાએ નિર્વિકલ્પપણે કેવા સંયોગોપૂર્વક પહોંચી શકાય છે ?

ઉત્તરઃ—જીવને મહત્વપુણ્યના ઉદયથી જો સત્સમાગમનો અપૂર્વ લાભ રહ્યા કરે, તો તે નિર્વિકલ્પપણે કેવળ પર્યંતની ભૂમિકાએ પહોચી જાય છે.

૧૬૨૦ પ્રશ્નઃ—જ્ઞાની પુરૂષના સત્સમાગમના વિયોગે કેમ વર્તવું યોગ્ય છે ?

ઉત્તરઃ—સત્સમાગમના વિયોગમા જીવે આત્મબળને વિશેષ જાગૃત રાખી સત્શાસ્ત્ર અને શુભેચ્છાસંપન્ન પુરૂષોના સમાગમમાં રહેવાયોગ્ય છે.

૧૬૨૧ પ્રશ્નઃ—વિચારવાનને કેવા કેવા પ્રશ્નો હિતકારી છે ?

ઉત્તરઃ—"ક્યા ક્યાગુણો અંગમાં આવવાથી માર્ગાનુસારીપણું તથારૂપે કહેવાય ?", "ક્યા ગુણો અંગમા આવવાથી સમ્યક્દૃષ્ટિપણું તથારૂપે કહેવાય ?", "ક્યા ગુણો અગમા આવવાથી શ્રુતકેવલજ્ઞાન થાય, અને કેવી દશા આવવાથી કેવલજ્ઞાન તથારૂપપણે થાય, અથવા કહી શકાય ?" વિચારવાનને આ પ્રશ્નો હિતકારી છે.

૧૬૨૨ પ્રશ્ન.—પરમપુરૂષની મુખ્ય ભક્તિ કઇ રીતે પ્રાપ્ત થઇ શકે છે ?

ઉત્તરઃ—પરમપુરૂષની મુખ્ય ભક્તિ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થાય એવા સદ્વર્ત્તનથી પ્રાપ્ત થાય છે.

૧૬૨૩ પ્રશ્નઃ—કેવા પ્રકારના સદ્વર્ત્તનની જ્ઞાનીની આજ્ઞા છે ?

ઉત્તરઃ—ચરણપ્રતિપતી શુદ્ધ આચરણની ઉપાસનારૂપ સદ્વર્ત્તન જ્ઞાનીની મુખ્ય આજ્ઞા છે; જે આજ્ઞા પરમ પુરૂષની મુખ્ય આજ્ઞા છે.

૧૬૨૪ પ્રશ્નઃ—ગૃહવાસી જનોએ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થવા માટે કેવા પ્રકારનુ પ્રવર્ત્તન કરવું જોઇએ ?

ઉત્તરઃ—ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થવામા ગૃહવાસી જનોએ સધુ-ધાત્રરૂપ આજીવિકાદિ વ્યવહાર સહિત પ્રવર્ત્તન કરવું યોગ્ય છે.

૧૬૨૫ પ્રશ્નઃ—ઘણા શાસ્ત્રોથી થતું ફળ સહજમાં શી રીતે પ્રાપ્ત થાય ? શાસ્ત્રાભ્યાસથી કે જ્ઞાની પુરૂષની આજ્ઞાથી ?

ઉત્તરઃ—ઘણા શાસ્ત્રો અને વાક્યોના અભ્યાસ કરતાં જો જ્ઞાની

પુરૂષોની એકેક આજ્ઞા જીવ ઉપાસે, તો ઘણાં શાસ્ત્રોથી થતું ફળ સહજમાં પ્રાપ્ત થાય.

૧૬૨૬ પ્રશ્નઃ—આત્માર્થીએ કેવી શ્રેણિપૂર્વક વિચારણા કરવી જોઈએ ?

ઉત્તરઃ—આ જીવને ઉતાપનાનો મૂળ હેતુ શું છે ? તથા તેની કેમ નિવૃત્તિ થાય અને કેમ થતી નથી ? એ પ્રશ્ન વિશેષ કરી વિચારવાયોગ્ય છે. અંતરમાં ઉતારીને વિચારવાયોગ્ય છે.

૧૬૨૭ પ્રશ્નઃ—અબંધપણા માટે આપ આપને માટે શું ઉપાય માનો છો ?

ઉત્તરઃ—મિથ્યા જગત્ વેદાન્ત કહે છે તે ખોટું શું છે? અવિષમભાવ વિના અમને પણ અબંધપણા માટે બીજો કોઈ અધિકાર નથી. મૌનપણું ભજવાયોગ્ય માર્ગ છે.

૧૬૨૮ પ્રશ્નઃ—મને વ્યવહાર સ્થિતિનું બહુ અકળામણ છે. તે માટે આપ કોઈ ઉપાય નહીં સૂચવો ?

ઉત્તરઃ—અનુક્રમે શું થાય છે તે જોવું યોગ્ય છે. "ભગવત્ ભગવત્‌નું સંભાળશે, પણ જીવ જ્યારે પોતાપણું મૂકશે ત્યારે" એવું જે ભદ્રજનોનું વચન તે પણ વિચારતાં હિતકારી છે.

૧૬૨૯ પ્રશ્ન.—આપ આ વિષય પરત્વે—મારી સ્થિતિ પરત્વે—છૂટા મનથી ખુલાસો નહીં આપો ?

ઉત્તરઃ—છૂટા મનથી ખુલાસો આપી શકાય એવી તમારી ઇચ્છા રહે છે, તે ઇચ્છા હોવાને લીધેજ છૂટા મનથી ખુલાસો આપવાનું બન્યું નથી; અને હવે પણ તે ઇચ્છા નિરોધ્યા શિવાય તમને બીજું વિશેષ કર્તવ્ય નથી. અમે છુટાચિત્તથી ખુલાસો આપીશું એમ ગણી તે ઇચ્છા નિરોધવી ઘટે નહિ, પણ સત્પુરૂષોના સંગનું માહાત્મ્ય જળવાય તે ઇચ્છા સમાવવી ઘટે છે; એમ વિચારીને સમાવવી ઘટે છે.

૧૬૩૦ પ્રશ્ન—સત્સંગની ઇચ્છાથીજ સંસાર પ્રતિબંધ ટળવાને મારી વ્યવહાર સ્થિતિ સુધારવાની મને ઇચ્છા રહે છે, તો આપ તે માટે કાંઇ નહીં સૂચવો ?

ઉત્તરઃ—સત્સંગની ઇચ્છાથીજ જો સંસારપ્રતિબંધ ટળવાને સ્થિતિ સુધારવાની ઇચ્છા રહેતી હોય, તોપણ હાલ જતી કરવી યોગ્ય છે.

૧૬૩૧ પ્રશ્નઃ—શામાટે સત્સંગની ઇચ્છાથીજ જો સંસાર પ્રતિબંધ ટળવાને સ્થિતિ સુધારવાની ઇચ્છા હાલ જતી કરવાનું આપ કહો છો ?

ઉત્તરઃ—અમને એમ લાગે છે કે, વારંવાર તમે લખો છો તે

કુટુંબ મોહ છે, સંક્લેશ પરિણામ છે; અને અસાતા નહીં સહન કરવાની કંઇપિણ અંશે બુદ્ધિ છે.

૧૬૩૨ પ્રશ્નઃ—ભક્તજન જ્ઞાનીપુરૂષને આવી વ્યવહારવાત માટે લખી ન શકે ?

ઉત્તરઃ—જો જ્ઞાની પુરૂષને તે વાત ભક્તજને લખી હોય તો તેથી તેનો રસ્તો કરવાને બદલે એમ થાય છે કે, આવી નિદાન બુદ્ધિ ત્યાંસુધી સમ્યક્ત્વનો નિરોધ રહે ખરો; એમ વિચારી ઘણીવાર ખેદ થઇ આવે છે; તેને લખવું તે તમારે યોગ્ય નથી.

૧૬૩૩ પ્રશ્નઃ—જ્ઞાનમાર્ગનું અલ્પ ભાન પણ કેમ થતું નથી ?

ઉત્તરઃ—" અનંતકાળ થયાં જીવને પરિભ્રમણ કરતાં છતાં તેની નિવૃત્તિ કેમ થતી નથી ? " અને " તે શું કરવાથી થાય ? " એ વાક્યમાં અનેક અર્થ સમાયેલા છે. તેને વિચાર્યા વિના કે દૃઢ વિશ્વાસથી ઝુર્યા વિના માર્ગના અંશનું અલ્પભાન થતું નથી. બીજા બધા વિકલ્પો દૂર કરી આ એક ઉપર લખેલું સત્પુરૂષોનુ વચનામૃત વારવાર વિચારી લેશો.

૧૬૩૪ પ્રશ્નઃ—આપનો સ્વાનુભવ શુ કહે છે કે સંસારમાં રહેવુ, અને એક મોક્ષ થવાનું કહેવું એ બનવા યોગ્ય છે ?

ઉત્તરઃ—સંસારમા રહેવું અને એક મોક્ષ થવા કહેવું એ બનવુ અસુલભ છે.

૧૬૩૫ પ્રશ્નઃ—મૈત્રિ, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થતા એની વ્યાખ્યા કૃપા કરી જણાવશો ?

ઉત્તરઃ—મૈત્રિઃ—સર્વ જીવ પ્રત્યે હિત ચિંતવના. પ્રમોદઃ—ગુણજ્ઞ જીવ પ્રત્યે ઉલ્લાસ પરિણામ. કરૂણા'—કોઇ પણ જીવ જન્મ મરણથી મુક્ત થવો (થવાનું કરવુ). મધ્યસ્થતાઃ—નિર્ગુણી જીવ પ્રત્યે ઉદાસીનતા.

૧૬૩૬ પ્રશ્નઃ—આપ ઉપદેશ કાર્ય કરવા પ્રત્યે ક્યારે પ્રવૃત્તિ કરશો ? આપના લક્ષમા ઉપદેશ કાર્ય મહત્ત્વભૂત લાગે છે કે ? જીવોના કલ્યાણ અર્થે જ્ઞાનીઓનો આત્મસ્વભાવ કરૂણામય હોતો નથી ?

ઉત્તરઃ—પ્રારબ્ધયોગથી જે બને તે પણ શુદ્ધ ભાવના અનુસંધાનપૂર્વક થવું ઘટે છે. મહાત્માઓએ નિષ્કારણ કરૂણાથી પરમપદનો ઉપદેશ કર્યો છે તેથી એમ જણાય છે કે, તે ઉપદેશનું કાર્ય પરમ મહત્તાજ છે. સર્વજીવ પ્રત્યે બાહ્ય દયામાં પણ અપ્રમત્ત રહેવાનો જેના યોગનો સ્વભાવ છે તેનો આત્મસ્વભાવ સર્વ જીવને પરમપદના ઉપદેશનો આકર્ષક હોય તેવી નિષ્કારણ કરૂણાવાળો હોય તે યથાર્થ છે.

૧૬૩૭ પ્રશ્નઃ—"મનઃપર્યવજ્ઞાન" કેવી રીતે પ્રગટે ?

ઉત્તરઃ—"મનઃપર્યવજ્ઞાન કેવી રીતે પ્રગટે ?" સાધારણપણે દરેક જીવને મતિજ્ઞાન હોય છે. તેને આશ્રયે રહેલા શ્રુતજ્ઞાનમાં વધારો થવાથી તે મતિજ્ઞાનનું બળ વધારે છે; એમ અનુક્રમે મતિજ્ઞાન નિર્મળ થવાથી આત્માનું અસંયમપણું ટળી સંયમપણું થાય છે, ને તેથી મનઃપર્યવજ્ઞાન પ્રગટે છે.

૧૬૩૮ પ્રશ્ન—મનઃપર્યવજ્ઞાનના યોગે શું જાણી શકાય ?

ઉત્તરઃ—તેને યોગે આત્મા બીજાનો અભિપ્રાય જાણી શકે છે.

૧૬૩૯ પ્રશ્નઃ—લિંગ, દેખાવ ઉપરથી બીજાના ક્રોધ, હર્ષાદિ ભાવ જાણી શકાય છે તે કયા જ્ઞાનનો વિષય છે?

ઉત્તરઃ—લિંગ દેખાવ ઉપરથી બીજાના ક્રોધહર્ષાદિ ભાવ જાણી શકાય છે તે મતિજ્ઞાનનો વિષય છે.

૧૬૪૦ પ્રશ્ન—ત્યારે મનઃપર્યવજ્ઞાનનો વિષય શું છે ?

ઉત્તરઃ—તેવા દેખાવને અભાવે જે ભાવ જાણી શકાય તે મનઃપર્યવજ્ઞાનનો વિષય છે.

૧૬૪૧ પ્રશ્નઃ—મોહનીય કર્મરૂપી કષાયનો ત્યાગ જ્યારે જીવ કરવા ધારે ત્યારે એકદમ થઈ શકશે એવા વિશ્વાસ ઉપર રહેવું યોગ્ય છે ?

ઉત્તરઃ—જે જીવને મોહનીય કર્મરૂપી કષાયનો ત્યાગ કરવો હોય તે તેનો એકદમ ત્યાગ કરવા ધારશે ત્યારે કરી શકાશે તેવા વિશ્વાસ ઉપર રહી તેનો ક્રમે ત્યાગ કરવાનો અભિપ્રાય નથી કરતો તે એકદમ ત્યાગ કરવાનો પ્રસંગ આવ્યે મોહનીય કર્મના બળ આગળ ટકી શકતો નથી.

૧૬૪૨ પ્રશ્નઃ—કારણ શું ?

ઉત્તરઃ—કારણ કર્મરૂપ શત્રુને ધીરે ધીરે નિર્બળ કર્યા વિના કાઢી મૂકવાને એકદમ અસમર્થ બને છે.

૧૬૪૩ પ્રશ્નઃ—શું કારણથી આત્મા ઉપર મોહનું બળવાનપણું છે ?

ઉત્તરઃ—આત્માના નિર્બળપણાને લઇને તેના ઉપર મોહનું બળવાનપણું છે.

૧૬૪૪ પ્રશ્નઃ—મોહનું જોર ઓછું કરવા આત્મા એકદમ પ્રયત્ન કરે તો તેમાં ફાવે છે ?

ઉત્તરઃ—તેનું જોર ઓછું કરવાને આત્મા પ્રયત્ન કરે, તો એકી વખતે તેના ઉપર જય મેળવવાની ધારણામાં તે ઠગાય જ છે.

૧૬૪૫ પ્રશ્નઃ—આત્મા એકદમ મોહવૃત્તિ ત્યાગવા ઇચ્છે તો કેમ ન થઇ શકે ?

ઉત્તરઃ—જ્યાંસુધી મોહવૃત્તિ લડવા સામી નથી આવી ત્યાંસુધી મોહવશ આત્મા પોતાનું બળવાનપણું ધારે છે.

૧૬૪૬ પ્રશ્નઃ—આપ એમ કહો છો કે, જ્યાંસુધી મોહવૃત્તિ લડવા સામી નથી આવી ત્યાં સુધી મોહવશ આત્મા પોતાનુ બળવાનપણું ધારે છે, પરતુ તેવી કસોટીનો પ્રસગ આવ્યે આત્માને પોતાનું કાયરપણું સમજાય છે, ત્યારે શુ કરવુ યોગ્ય છે કે, મોહવૃત્તિ જવા પામે ?

ઉત્તરઃ—તેવી કસોટીનો પ્રસંગ આવ્યે આત્માને પોતાનું કાયરપણું સમજાય છે.

૧૬૪૭ પ્રશ્નઃ—મુખ્યત્વે કઇ ઈંદ્રિય ઉપર જય મેળવવો જોઇએ ?

ઉત્તરઃ—જેમ બને તેમ પાંચ ઇંદ્રિયોના વિષય મોળા કરવા. તેમાં મુખ્યતત્વે ઉપસ્થ ઇંદ્રિય અમલમાં લાવવી; એમ અનુક્રમે બીજી ઈંદ્રિયો.

૧૬૪૮ પ્રશ્નઃ—મને આત્માર્થની ઇચ્છા થયા કરે છે. એ ઇચ્છાની વિશેષ સ્ફુર્ણા કેમ થઇ શકે ?

ઉત્તરઃ—જે જે ઇચ્છાઓ તેમાં જણાવી છે તે કલ્યાણકાર જ છે, પરતુ એ ઇચ્છાની સર્વ પ્રકારની સ્ફુર્ણા તો સાચા પુરૂષના ચરણકમળની સેવામા રહી છે અને ઘણા પ્રકારે સત્સગમા રહી છે. આ નિઃશંક વાક્ય સર્વ અનત જ્ઞાનીઓએ સમ્મત કરેલુ આપને જણાવ્યુ છે.

૧૬૪૯ પ્રશ્નઃ—નિષ્કામ ભક્તિમાન્ પુરૂષોનો સત્સંગ કે દર્શન કેવા ગણુવાયોગ્ય છે ?

ઉત્તરઃ—જેની ભક્તિ નિષ્કામ છે એવા પુરૂષોનો સત્સગ કે દર્શન એ મહત્ પુણ્યરૂપ જાણવા યોગ્ય છે.

૧૬૫૦ પ્રશ્નઃ—કુંભક, રેચક પાંચે વાયુ શુ કરી શકે છે ?

ઉત્તરઃ—કુભક, રેચક પાચે વાયુ આરોગ્યબળ સર્વોત્તમ ગતિ સહિત આપે જ છે.[1]

૧૬૫૧ પ્રશ્નઃ—આ સંસારને વિષે શું અભય છે ?

ઉત્તરઃ—સર્વ પ્રકારના ભયને રહેવાના સ્થાનરૂપ એવા આ સસારને વિષે માત્ર એક વૈરાગ્ય જ અભય છે એ નિશ્ચયમાં ત્રણે કાળને વિષે શંકા થવાયોગ્ય નથી.

---

૧ આ વાક્યમાં કંઈક કિલષ્ટતા અને અસ્પષ્ટતા લાગે છે અમને મૂલપત્ર મળ્યો નથી, બીજાએ કરેલી નકલ ઉપરથી અમે આ ઉતારો કર્યો છે.—સંશોધક.

૧૬૫૨ પ્રશ્ન:—નિજ સ્વરૂપનાં નિદિધ્યાસનમાં સ્થિર થવાને શું આધાર છે? અને તે આધાર ક્યાં સુધી જોઈએ?

ઉત્તર:—જેમ છે તેમ નિજસ્વરૂપ સંપૂર્ણ પ્રકાશે ત્યાંસુધી નિજસ્વરૂપનાં નિદિધ્યાસનમાં સ્થિર રહેવાને જ્ઞાનીપુરૂષનાં વચનો આધારભૂત છે.

૧૬૫૩ પ્રશ્ન:—આપ પોતાના અનુભવ બળવડે કહો છો કે એમ જ છે?

ઉત્તર:—એમ પરમ પુરૂષ શ્રી તીર્થંકરે કહ્યું છે–તે સત્ય છે.

૧૬૫૪ પ્રશ્ન:—શ્રુતજ્ઞાન ક્યાં સુધી આધારભૂત છે?

ઉત્તર:—બારમે ગુણ સ્થાનકે વર્ત્તતા આત્માને નિદિધ્યાસનરૂપ ધ્યાનમાં શ્રુતજ્ઞાન એટલે મુખ્ય એવાં જ્ઞાનીના વચનોનો આશય ત્યાં આધારભૂત છે, એવું પ્રમાણ જિનમાર્ગને વિષે વારંવાર કહ્યું છે.

૧૬૫૫ પ્રશ્ન:—શુ બોધબીજની પ્રાપ્તિ નિર્વાણમાર્ગની યથાર્થ પ્રતીતિ થયા પછી તે માર્ગમાં યથાસ્થિત સ્થિતિ રહેવા માટે મુખ્ય સાધન છે?

ઉત્તર:—બોધબીજની પ્રાપ્તિ થયે–નિર્વાણમાર્ગની યથાર્થ પ્રતીતિ થયે પણ તે માર્ગમાં યથાસ્થિત સ્થિતિ થવાને અર્થે જ્ઞાનીપુરૂષનો આશ્રય મુખ્ય સાધન છે.

૧૬૫૬ પ્રશ્ન:—ક્યાં સુધી તે સાધનરૂપ છે?

ઉત્તર:—તે ઠેઠ પૂર્ણ દશા થતાં સુધી છે; નહીં તો જીવને પતીત થવાનો ભય છે એમ માન્યુ છે.

૧૬૫૭ પ્રશ્ન:—સામાન્યતઃ નિજ સ્વરૂપનું ભાન સદ્ગુરૂના યોગવિના પોતાની મેળે ન થઇ શકે?

ઉત્તર.—(બોધબીજની પ્રાપ્તિ થયે–નિર્વાણ માર્ગની યથાર્થ પ્રતીતિ થયે પણ તે માર્ગમા યથાસ્થિત સ્થિતિ થવાને અર્થે જ્ઞાની પુરૂષનો આશ્રય મુખ્ય સાધન છે, અને તે ઠેઠ પૂર્ણ થતાં સુધી છે; નહીં તો જીવને પતીત થવાનો ભય છે એમ કહ્યું છે) તો પછી પોતાની મેળે અનાદિથી ભ્રાંત એવા જીવને સદ્ગુરૂના યોગવિના નિજસ્વરૂપનુ ભાન થવું અશક્ય છે, એમા સંશય કેમ હોય?

૧૬૫૮ પ્રશ્ન:—જગત્ વ્યવહાર આત્માર્થીને બાધક છે? બાધક હોય તો શા માટે? નિજસ્વરૂપનો દૃઢ નિશ્ચય વર્તે છે એવા પુરૂષને–આપને પણ–તે આત્મલક્ષ ચૂકવી દેનાર છે?

ઉત્તર.—નિજસ્વરૂપનો દૃઢ નિશ્ચય વર્ત્તે છે તેવા પુરૂષને પ્રત્યક્ષ જગત્ વ્યવહાર ચૂકવી દે એવા પ્રસંગ પ્રાપ્ત કરાવે છે, તો પછી તેથી ન્યૂન દશામાં ચૂકી જવાય એમાં આશ્ચર્ય શું છે?

૧૬૫૯ પ્રશ્ન:—જગત્ વ્યવહાર કયાં સંયોગોમાં વિશેષ બળ કરે છે ?

ઉત્તર:—પોતાના વિચારના બળે કરી સત્સંગ, સત્શાસ્ત્રનો આધાર ન હોય તેવા પ્રસંગમાં આ જગત્ વ્યવહાર વિશેષ બળ કરે છે.

૧૬૬૦ પ્રશ્ન:—જ્યારે જગત્ વ્યવહાર વિશેષ બળ કરે છે ત્યારે શું અનુભવ થાય છે ?

ઉત્તર:—ત્યારે વારંવાર શ્રી સદ્ગુરૂનું મહાત્મ્ય અને આશ્ચર્યનુ સ્વરૂપ તથા સાર્થકપણું અત્યંત અપરોક્ષ સત્ય દેખાય છે.

૧૬૬૧ પ્રશ્ન:—આપ શરીર રક્ષા અર્થે કેમ કાળજી રાખતા નથી ?

ઉત્તર:—જે દેહ યુવાવસ્થામાં અને સંપૂર્ણ આરોગ્યતામાં દેખાય છતા પણ ક્ષણભંગુર છે તે દેહમા પ્રીતિ કરીને શુ કરીએ ?

૧૬૬૨ પ્રશ્ન:—આપ જગતનાં સુખોનો ઉપભોગ કા નથી લેતા ?

ઉત્તર:—જગતના સર્વ પદાર્થ કરતાં જે પ્રત્યે સર્વોત્કૃષ્ટ પ્રીતિ છે એવો આ દેહ તે પણ દુઃખનો હેતુ છે; તો બીજા પદાર્થમાં સુખના હેતુની શું કલ્પના કરવી ?

૧૬૬૩ પ્રશ્ન:—કયા પુરૂષોને આપ ધન્ય ગણો છો ?

ઉત્તર:—જે પુરૂષોએ વસ્ત્ર જેમ શરીરથી જુદું છે તેમ આત્માથી શરીર જૂદું છે એમ દીઠું છે તે પુરૂષોને ધન્ય છે.

૧૬૬૪ પ્રશ્ન:—સત્પુરૂષો દેહ કેવા પ્રકારે ત્યાગે છે ?

ઉત્તર:—બીજાની વસ્તુ પોતાથી ગ્રહણ થઈ હોય તે જ્યારે એમ જણાય કે બીજાની છે ત્યારે તે આપી દેવાનુ જ કાર્ય મહાત્મા પુરૂષો કરે છે (તેમ).

૧૬૬૫ પ્રશ્ન:—આ કાળ દુષમ છે એમ તો ખરૂજ ને ?

ઉત્તર:—દુષમકાળ છે એમા સંશય નથી.

૧૬૬૬ પ્રશ્ન:—આપ્ત પુરૂષનો આ કાળે વિરહ છે એમ ખરૂ ?

ઉત્તર:—તથારૂપ પરમજ્ઞાની આપ્ત પુરૂષનો પ્રાયે વિરહ છે.

૧૬૬૭ પ્રશ્ન.—સમ્યગ્દૃષ્ટિપણું પામે એવી તો કાળ સ્થિતિ છે ?

ઉત્તર:—વીરલા જીવો સમ્યગ્દૃષ્ટિપણું પામે એવી કાળ સ્થિતિ થઈ ગઇ છે.

૧૬૬૮ પ્રશ્ન:—આ કાળમાં કેવળજ્ઞાન પામી શકાય છે ?

ઉત્તર:—સહજ સિદ્ધ આત્મચારિત્ર દશા વર્ત્તે છે એવું કેવળજ્ઞાન પામવું કઠણ છે એમા સંશય નથી.

૧૬૬૯ પ્રશ્ન:—આપને પ્રવૃત્તિ હજુ છે ? આપની આત્મસ્થિતિ કેવા પ્રકારે વર્ત્તે છે ?

ઉત્તરઃ—પ્રવૃત્તિ વિરામ પામતી નથી. વિરક્તપણું ઘણું વર્ત્તે છે.

૧૬૭૦ પ્રશ્નઃ—આપની સર્વે ઇચ્છાઓ હાલમાં મુખ્યપણે શામાં રોકાણી છે ?

ઉત્તરઃ—વનને વિષે અથવા એકાંતને વિષે સહજ સ્વરૂપને અનુભવતો એવો આત્મા નિર્વિષય કેવળ પ્રવર્ત્તે એમ કરવામાં સર્વ ઇચ્છા રોકાણી છે.

૧૬૭૧ પ્રશ્નઃ—મારે ધર્મક્રિયાઓ દિનપ્રતિ શું કરવી ?

ઉત્તરઃ—સવારમા ઉઠીઃ—ઇર્યાપથિક પ્રતિક્રમી—રાત્રિ દિવસ જે કંઈ અઢાર પાપસ્થાનકમા પ્રવર્તિ થઇ હોય. સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ મોક્ષમાર્ગ સંબંધી કિંચિત્ પણ જે અપરાધ થયા હોય, તથા પચ પરમપદ સંબંધી જે કંઈ અપરાધ થયા હોય, કોઈ પણ જીવ પ્રત્યે કિંચિત્ માત્ર પણ અપરાધ કર્યા હોય તે જાણતાં અથવા અજાણતાં થયા હોય તે સર્વે ક્ષમાવવા, તે અપરાધને નિંદવા. વિશેષ નિંદવા, આત્મામાંથી તે અપરાધ વિસર્જન કરી નિશલ્ય થવું. ત્યાર પછી અર્ધી ઘડીમા ભક્તિની, વૃત્તિ ઉજમાળ કરનારા એવા પદો ( આજ્ઞાનુસાર ) ઉચ્ચારવા. અર્ધી ઘડીમાં કાર્યોત્સર્ગરૂપે "પરમગુરૂ" શબ્દનું રટણ કરવુ—તથા "સર્વજ્ઞ દેવ" એ નામની પાચમાળા ગણવી. રાત્રીએ શયન કરતી વખતે પણ એજ પ્રમાણે કરવુ. શ્રી સત્પુરૂષના દર્શન કરી ચાર ઘડી માટે સર્વ સાવદ્ય વ્યાપારથી નિવૃત્તિ એક આસનપર સ્થિતિ કરવી. તે સમયમા 'પરમગુરૂ' એ શબ્દની પાચ માળાઓ ગણી સત્શાસ્ત્રનુ બે ઘડી સુધી અધ્યયન કરવુ ત્યાર પછી એક ઘડી કાયોત્સર્ગ કરી શ્રી સત્પુરૂષોના વચનોનું તે કાયોત્સર્ગમાં રટણ કરી સદ્વૃત્તિનુ અનુસંધાન કરવુ. હાલ અધ્યયન કરવા યોગ શાસ્ત્રોઃ—વૈરાગ્યશતક, ઇંદ્રિયપરાજયશતક, શાત સુધારસ, અધ્યાત્મકલ્પદ્રુમ, યોગદષ્ટિસમુચ્ચય, નવતત્વ, મૂળપદ્ધતિ કર્મગ્રંથ, ધર્મબિંદુ, આત્માનુ—શાસન, ભાવનાબોધ, મોક્ષમાર્ગપ્રકાશ, મોક્ષમાળા, ઉપમિતિભવપ્રપંચ, શ્રી આનંદઘનજી ચોવીશીમાંથી નીચે લખેલા સ્તવનોઃ—૧—૩—૫—૭—૮—૯—૧૦—૧૩—૧૫—૧૬—૧૭—૧૯—૨૨.

૧૬૭૨ પ્રશ્નઃ—કયા કયા વ્યસનોનો અને કયા કયા પદાર્થોનો ત્યાગ કરવો ?

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
જૂવા આમિષ મદિરા દારી, આહેટક ચોરી પરનારી;
એહી સપ્ત વ્યસન દુઃખદાઇ, દુરિત મૂલ દુર્ગતિ કે ભાઈ.
એ સપ્ત વ્યસનનો ત્યાગ.

...ત્ર ભોજનનો ત્યાગ. અમુ... ...ક સિવાય સર્વ વનસ્પતીનો ત્યાગ. ...ક મિતિએ અત્યાગ વનસ્પતી... ...ના પણ પ્રતિબંધ, અમુક રસનો ત્યાગ, અબ્રહ્મચર્યનો ત્યાગ; પરિગ્રહ... પ્રમાણ.

૧૬૭૩ પ્રશ્ન—મૂળ... ...ભૂત જ્ઞાન થયા પછી સ્ત્રી, પુત્ર, પરિગ્રહાદિ ભાવો પ્રત્યે જો... એવી ભાવના રહે કે, "જ્યારે ઇચ્છીશ ત્યારે આ સ્ત્રી આદિ... પ્રસંગ ત્યાગી શકીશ," તો તેથી મૂળભૂત જ્ઞાનને કાંઈ બાધક થાય...?

ઉત્તર— સ્ત્રી, પુત્ર, પરિગ્રહાદિ ભાવો પ્રત્યે મૂળ જ્ઞાન થયા પછી જો એવી ભાવના રહે કે, "જ્યારે ઇચ્છીશ ત્યારે આ સ્ત્રીઆદિ પ્રસંગ ત્યા...ગી શકીશ" તો તે મૂળ જ્ઞાનથી વમાવી દેવાની વાત સમજવી.

૧૬૭૪ પ્રશ્ન:—આવી ભાવના રહેવાથી મૂળભૂત જ્ઞાનમાં ભેદ પડે?

ઉત્તર:—મૂળ જ્ઞાનમાં જો કે ભેદ પડે નહીં, પણ આવરણરૂપ થાય.

૧૬૭૫ પ્રશ્ન:—શિષ્યાદિ અથવા ભક્તિના કરનારાઓ, પોતાના માર્ગથી પડશે અથવા અટકી જશે એવી ભાવનાપૂર્વક જ્ઞાની પુરૂષ વર્ત્તે તો જ્ઞાની પુરૂષના નિરાવરણ જ્ઞાનને કાંઈ બાધ આવે ખરો?

ઉત્તર:—શિષ્યાદિ અથવા ભક્તિના કરનારાઓ માર્ગથી પડશે અથવા અટકી જશે એવી ભાવનાથી જ્ઞાનીપુરૂષ પણ વર્ત્તે તો જ્ઞાનીપુરૂષને પણ નિરાવરણજ્ઞાન તે આવરણરૂપ થાય.

૧૬૭૬ પ્રશ્ન:—શ્રી વર્દ્ધમાનાદિ જ્ઞાનીપુરૂષોએ ઉપદેશ કાર્ય કેવી દશામાં મૂકાયા પછી કર્યું હતું? અને શા કારણે?

ઉત્તર:—તેથી જ વર્દ્ધમાનાદિ જ્ઞાનીપુરૂષો અનિદ્રાપણે સાડાબાર વર્ષ સુધી રહ્યા; સર્વથા અસંગપણું જ શ્રેયસ્કાર દીઠું, એક શબ્દનો ઉચ્ચાર કરવાનું પણ યથાર્થ દીઠું નહીં; સાવ નિરાવરણ, વિજોગી અને નિર્ભયી જ્ઞાન થાય પછી ઉપદેશકાર્ય કર્યું.

૧૬૭૭ પ્રશ્ન:—સાધુ મુનિરાજોએ કેવા વિકલ્પો ન કરવા?

ઉત્તર:—"આને આમ કહીશું તો ઠીક, અથવા આજે આમ નહીં કહેવાય તો ખોટું" એ વગેરે વિકલ્પો સાધુ મુનિઓએ ન કરવા.*

૧૬૭૮ પ્રશ્ન:—હાલના વખતમાં મનુષ્ય આયુષ્ય કેવી રીતે વ્યતીત થાય છે?

* આ વચનોનો સમુચ્ચયાશય એમ છે કે, જે ઉપદેષ્ટા છે તેણે સર્વ શ્રોતાને સમજાવે સ્વાતંત્ર્યસહિત નિસ્પૃહપણે જોવા—સંશોધક.

ઉત્તરઃ—હાલના વખતમાં મનુષ્યોનું કેટલુંક આયુષ્ સ્ત્રી પાસે જાય, કેટલુંક નિદ્રામાં જાય, કેટલુંક ધંધામાં જાય, અને સહેજ રહે તે કુગુરુ લૂંટી લે.

૧૫૭૯ પ્રશ્નઃ—આનુ પરિણામ શું?

ઉત્તરઃ—મનુષ્યભવ નિરર્થક ચાલ્યો જાય.

૧૫૮૦ પ્રશ્નઃ—કેવળ જ્ઞાનીએ સિદ્ધાંતો (તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો અથવા તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોની રચનાઓ, જેમાં આવે તેવા શાસ્ત્રો) પ્રરૂપ્યાં તે 'પરઉપયોગ' કે 'સ્વઉપયોગ'? શાસ્ત્રમાં કહ્યું છે કે, કેવળ જ્ઞાની સ્વઉપયોગમાજ વર્ત્તે?

ઉત્તરઃ—તીર્થંકર કોઇને ઉપદેશ દે તેથી કરી 'પરઉપયોગ' કહેવાય નહીં

૧૫૮૧ પ્રશ્નઃ—'પરઉપયોગ' કોને કહેવાય?

ઉત્તરઃ—રતિ, અરતિ થાય તે 'પરઉપયોગ' કહેવાય.

૧૫૮૨ પ્રશ્નઃ—'પરઉપયોગ' કોને કહેવાય?

ઉત્તરઃ—'પરઉપયોગ' તેને કહેવાય કે જે ઉપદેશ દેતાં રતિ, અરતિ, હર્ષ, અહંકાર થતાં હોય.

૧૫૮૩ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષને ઉપદેશ દેતાં રતિ, અરતિ થાય? ના થાય તો શા કારણે?

ઉત્તરઃ—જ્ઞાનીપુરૂષને તો તાદાત્મ્યસંબંધ હોતો નથી જેથી ઉપદેશ દેતાં રતિ, અરતિ ન થાય.

૧૫૮૪ પ્રશ્નઃ—જો એમ જ માનીએ કે, તે પરઉપયોગ કહેવાય, તો કોઇ બીજા સિદ્ધાતને હાનિ પહોંચે છે?

ઉત્તરઃ—જો એમ હોય તો કેવળી લોકાલોક જાણે છે–દેખે છે તે પણ 'પરઉપયોગ' કહેવાય. પણ તેમ નથી, કારણ તેને વિષે રતિપણું, અરતિપણું નથી.

૧૫૮૫ પ્રશ્નઃ—જિન સિદ્ધાંતના બાધા વિષે શુ સમજવું? કેટલેક સ્થળે સિદ્ધાંતોમાં પરસ્પર વિરોધાભાસ દેતાં વિચારો છે એમ શ્રી યશોવિજયજીએ બનાવ્યું છે?

ઉત્તરઃ—સિદ્ધાંતના બાંધાવિષે એમ સમજવું કે, આપણી બુદ્ધિ ન પહોંચે તેથી તે વચનો અસત્ય છે એમ ન કહેવું.

૧૫૮૬ પ્રશ્નઃ—શા કારણે?

ઉત્તર—કારણ કે જેને તમે અસત્ય કહો છો, તે શાસ્ત્રથી જ પ્રથમ તો તમે જીવ, અજીવ એવું કહેતા શીખ્યા છો, અર્થાત્ તે જ શાસ્ત્રોને આધારે જ તમે જે કાંઈ જાણો છો તે જાણ્યું છે; તો

પછી તેને અસત્ય કહેવા તે ઉપકારને બદલે દોષ કરવા બરાબર ગણાય. વળી શાસ્ત્રના લખનારાઓ પણ વિચારવાન હતા. તેથી તે (સિદ્ધાંત) વિષે જાણતા હતા.

૧૬૮૭ પ્રશ્ન:—મહાવીર સ્વામી પછી ઘણા વર્ષે તે લખાયા છે તેથી એમ ન કહેવાય ?

ઉત્તર:—મહાવીરસ્વામી પછી ઘણે વર્ષે લખાણું છે માટે અસત્ય કહેવાં તે દોષ ગણાય.

૧૬૮૮ પ્રશ્ન:—જૈન સિદ્ધાંતોનો બાંધો હાલ જે અક્ષરોમાં જોવામા આવે છે તેજ અક્ષરોમાં અનુક્રમે તીર્થંકરે કહેલ હશે ?

ઉત્તર:—હાલ સિદ્ધાંતોનો બાંધો (જે અક્ષરોમાં) જોવામા આવે છે તે જ અક્ષરોમાં અનુક્રમે તીર્થંકરે કહેલ હોય એમ કંઇ નથી. પણ જેમ કોઇ વખતે કોઇએ વાચના, પ્રચ્છણા, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા સંબંધી પૂછયું તો તે વખતે તે સંબંધી વાત કહી. વળી કોઈએ પૂછયું કે, ધર્મકથા કેટલા પ્રકારે ? તો કહ્યું (હોય) કે ચાર પ્રકારે:—અક્ષેપણી, વિક્ષેપણી, નિર્વેગણી, સંવેગણી. આવા આવા પ્રકારની વાત થતી હોય તે તેમની પાસે જે ગણધરો હોય તે ધ્યાનમા રાખી લે, અને અનુક્રમે તેનો બાંધો બાંધે. જેમ અહીં કોઈ વાત કરવાથી કોઈ ધ્યાનમાં રાખી અનુક્રમે તેનો બાંધો બાંધે તેમ. બાકી તીર્થંકર જેટલું કહે તેટલું કાંઈ ધ્યાનમાં ન રહે, અભિપ્રાય ધ્યાનમા રહે. વળી ગણધરો પણ બુદ્ધિમાન હતા એટલે તે (તીર્થંકરે કહેલા) વાક્યો કાંઇ તેમા આવ્યા નથી, એમ પણ નથી.

૧૬૮૯ પ્રશ્ન:—શુ સિદ્ધાંતોના બંધારણમાં કાંઇ એવો અવકાશ રહી જવા પામ્યો છે કે, ત્યાગીઓ શિથિલતાવશ વારવાર થયા છે અને તેથી વારંવાર ક્રિયાઉદ્ધારો થયા છે ?

ઉત્તર:—સિદ્ધાંતોનો બાંધો એટલો બધો સખત છે છતાં યતિલોકોને તેથી વિરૂદ્ધ આચરણ કરતા દેખીએ છીએ. દાખલા તરીકે, કહ્યું છે કે, સાધુઓએ ધુપેલ નાંખવું નહીં, છતા તે લોકો નાંખે છે. આથી કાંઇ જ્ઞાનીની વાણીનો દોષ નથી. પણ જીવની સમજણશક્તિનો દોષ છે. જીવમાં સદ્‌બુદ્ધિ ન હોય તો પ્રત્યક્ષયોગે પણ તેને અવળું જ પરિણમે છે, અને જીવમાં સદ્‌બુદ્ધિ હોય તો સવળું ભાસે છે.

૧૬૯૦ પ્રશ્ન:—જ્ઞાનીની આજ્ઞાએ વર્તતા એવા ભદ્રિક મુમુક્ષુ જીવ બ્રહ્મચર્યાદિ વિશેષ દઢપણે સેવી શકે છે કે, જેઓએ માત્ર આધ્યાત્મિક શાસ્ત્રાદિક વાંચી મુમુક્ષુતા થઈ હોય તે જીવો સેવી શકે છે ?

ઉત્તરઃ—જ્ઞાનીની આજ્ઞાએ વર્ત્તતા એવા ભદ્રિક મુમુક્ષુ જીવને "બ્રહ્મચર્ય પાળવું એટલે સ્ત્રિયાદિકના પ્રસંગમાં ન જવું" એવી આજ્ઞા ગુરૂએ કરી હોય તો તે વચનપર દૃઢ વિશ્વાસ કરી તે તે સ્થાનકે ન જાય; જ્યારે જેને માત્ર આધ્યાત્મિક શાસ્ત્રાદિક વાચી મુમુક્ષુતા થઈ હોય, તેને એમ અહંકાર રહ્યા કરે કે, "એમાં તે શું જીતવું છે?" આવી ઘેલછાના કારણથી તે તેવા (સ્ત્રિયાદિકના) પ્રસંગમાં જાય. કદાચ્ તે પ્રસંગથી એકવાર બેવાર બચે, પણ પછી તે પદાર્થપ્રત્યે દૃષ્ટિ દેતાં 'આ ઠીક છે' એમ કરતાં તેને તેમાં આનંદ થાય, અને તેથી સ્ત્રિયો સેવે.

૧૬૯૧ પ્રશ્નઃ—ખરા જ્ઞાની શિવાય બીજાથી અબ્રહ્મચર્ય વશ ન થવાય એમ આપ કહો છો?

ઉત્તરઃ—ખરા જ્ઞાની છે તે શિવાયને તો અબ્રહ્મચર્યવશ ન થવાય એમ કહેવામાત્ર છે.

૧૬૯૨ પ્રશ્નઃ—શુષ્કજ્ઞાની કેવી રીતે આ દોષમાં સપડાઈ જાય છે?

ઉત્તરઃ—શુષ્કજ્ઞાનીઓને પ્રથમ તો એમ અભિમાન રહ્યા કરે કે, એમા શુ જીતવું છે? પણ પછી ધીમે ધીમે સ્ત્રિયાદિ પદાર્થોમાં સપડાઈ જાય છે; જ્યારે ખરા જ્ઞાનીને તેમ થતુ નથી.

૧૬૯૩ પ્રશ્નઃ—'એમાં તે શું જીતવું છે?" એવી માન્યતાને લઇને શુ પરિણામ આવે છે?

ઉત્તરઃ—આવી માન્યતાને લઈને આ જીવ પડી જાય છે.

૧૬૯૪ પ્રશ્નઃ—બીજું શું પરિણામ આવે છે?

ઉત્તરઃ—આગળ વધી શકે નહીં.

૧૬૯૫ પ્રશ્નઃ—નિવૃત્તિવાળું ક્ષેત્ર કોને નિવૃત્તિના કારણભૂત થાય છે?

ઉત્તરઃ—(કેટલાક એમ કહે છે કે,) આ ક્ષેત્ર છે તે નિવૃત્તિવાળુ છે, પણ જેને નિવૃત્તિ થઇ હોય તેને તેમ છે.

૧૬૯૬ પ્રશ્નઃ—નિવૃત્તિવાળા ક્ષેત્રો, જેને નિવૃત્તિ થઇ નથી તેને કેવા આકારે પરિણમે છે?

ઉત્તરઃ—જેને નિવૃત્તિ થઇ નથી તેને પ્રથમ તો એમ થાય છે કે "આ ક્ષેત્ર સારૂ છે. અહીં રહેવા જેવું છે," પણ પછી એમ એમ કરતાં વિશેષ પ્રેરણા થવાથી ક્ષેત્રાકારવૃત્તિ થઈ જાય.

૧૬૯૭ પ્રશ્નઃ—જ્ઞાનીની વૃત્તિ ક્ષેત્રાકાર ન થાય? ન થાય તો શુ કારણથી?

ઉત્તરઃ—જ્ઞાનીની વૃત્તિ ક્ષેત્રાકાર ન થાય, કારણ કે, ક્ષેત્ર નિવૃત્તિવાળું છે, અને પોતે પણ નિવૃત્તિભાવ પામેલા છે એટલે બન્ને યોગ અનુકૂળ છે.

૧૬૯૮ પ્રશ્નઃ—પ્રાપ્ત અને આપ્ત પુરૂષ એ બેના અર્થમાં ભેદ બતાવશો ?

ઉત્તર —પ્રાપ્ત=જ્ઞાન પામેલો પુરૂષ આપ્ત=વિશ્વાસ કરવાયોગ્ય પુરૂષ.

૧૬૯૯ પ્રશ્નઃ—મુમુક્ષુ એટલે સમ્યગ્દૃષ્ટિ ?

ઉત્તરઃ—મુમુક્ષુ એટલે સમ્યગ્દૃષ્ટિ જીવ સમજવા નહીં.

૧૭૦૦ પ્રશ્નઃ—આપે કહ્યું છે કે, જીવને ભૂલવણીનાં સ્થાનક ઘણા છે તો શુ કરવુ જોઈએ ?

ઉત્તરઃ—જીવને ભૂલવણીનાં સ્થાનક ઘણાં છે માટે વિશેષ વિશેષ જાગ્રતિ રાખવી. મુઝાવું નહીં, મદતા ન કરવી, પુરૂષાર્થધર્મ વર્દ્ધમાન કરવો. જીવને સત્પુરૂષનો યોગ મળવો દુર્લભ છે.

૧૭૦૧ પ્રશ્નઃ—અપારમાર્થિક ગુરૂને પોતાનો શિષ્ય બીજા ધર્મમાં જાય તો તેની સ્થિતિ કેવી થાય છે તે આપના ધ્યાનમાં છે ?

ઉત્તરઃ—અપારમાર્થિક ગુરૂને જો પોતાનો શિષ્ય બીજા ધર્મમાં જાય તો તાવ ચડે છે.

૧૭૦૨ પ્રશ્નઃ—પારમાર્થિક ગુરૂને માટે કેમ ?

ઉત્તરઃ—પારમાર્થિક ગુરૂને "આ મારો શિષ્ય છે" એવો ભાવ હોતો નથી.

૧૭૦૩ પ્રશ્નઃ—જો કોઇ કુગુરૂઆશ્રીત જીવ બોધશ્રવણ અર્થે સદ્ગુરૂ પાસે ગયો હોય અને જ્યારે તે પાછો તેના કુગુરૂ પાસે જાય ત્યારે તે કુગુરૂઓ તેને—તે જીવને કેવી રીતે ભમાવે છે તે આપના ધ્યાનમા છે ?

ઉત્તર.—કોઇ કુગુરૂઆશ્રિત જીવ બોધશ્રવણઅર્થે સદ્ગુરૂપાસે એક વખત ગયો હોય, અને પછી તે તેના તે કુગુરૂપાસે જાય, તો તે કુગુરૂ તે જીવને અનેક વિચિત્ર વિકલ્પો બેસાડી દે છે, કે જેથી તે જીવ ફરી સદ્ગુરૂપાસે જાય નહીં.

૧૭૦૪ પ્રશ્નઃ—સદ્ગુરૂ પાસે ફરી ન જાય તેનુ કારણ ?

ઉત્તરઃ—તે જીવને બિચારાને તો સત્ય, અસત્ય વાણીની પરીક્ષા નથી એટલે ભોળવાઈ જાય છે, અને સાચા માર્ગેથી પડી જાય છે.

૧૭૦૫ પ્રશ્નઃ—ભક્તિ એ કેવો માર્ગ છે ?

ઉત્તરઃ—ભક્તિ એ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. ભક્તિથી અહંકાર મટે, સ્વચ્છંદ ટળે, અને સીધા માર્ગે ચાલ્યું જવાય. અન્ય વિકલ્પો મટે, આવો એ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે.

૧૭૦૬ પ્રશ્ન:—આત્મા કોણે અનુભવ્યો કહેવાય?

ઉત્તર:—તલવાર મ્યાનમાંથી કાઢવાથી જેમ જૂદી માલમ પડે છે, તેમ દેહથી આત્મા સ્પષ્ટ જૂદો બતાવે છે તેણે આત્મા અનુભવ્યો કહેવાય.

૧૭૦૭ પ્રશ્ન:—આત્મા અને દેહ કેવી રીતે રહેલાં છે?

ઉત્તર:—દૂધ ને પાણી ભેળા છે તેવી રીતે આત્મા અને દેહ રહેલા છે.

૧૭૦૮ પ્રશ્ન:—કેવી રીતે આત્મા અને દેહ જૂદા કહેવાય?

ઉત્તર:—દૂધ અને પાણી ક્રિયા કરવાથી જૂદાં પડે ત્યારે જૂદાં કહેવાય, તેવી રીતે આત્મા અને દેહ ક્રિયાથી જૂદા પડે ત્યારે જૂદા કહેવાય.

૧૭૦૯ પ્રશ્ન:—ક્યા સુધી ક્રિયા કહેવી?

ઉત્તર:—દૂધ દૂધના અને પાણી પાણીના પરિણામ પામે ત્યાંસુધી ક્રિયા કહેવી.

૧૭૧૦ પ્રશ્ન:—એક પર્યાયથી માંડી આખા સ્વરૂપ સુધીની ભ્રાંતિ કેમ ન થાય?

ઉત્તર:—આત્મા જાણ્યો હોય તો પછી એક પર્યાયથી માંડી આખા સ્વરૂપસુધીની ભ્રાંતિ થાય નહિ.

૧૭૧૧ પ્રશ્ન.—જ્ઞાનીના વચનો સાચાં છે એમ શી રીતે જાણવુ?

ઉત્તર:—પોતાના દોષ ઘટે, આવરણ ટળે તો જ જાણવુ કે જ્ઞાનીના વચનો સાચા છે.

૧૭૧૨ પ્રશ્ન.—શાસ્ત્રોમા ભવ્ય–અભવ્ય સંબંધી વિચારો છે તેને માટે ચર્ચા કરવા યોગ્ય છે?

ઉત્તર:—આપણે ભવ્ય અભવ્યની ચિંતા ન રાખતા, હાલ તો ઉપકાર થાય તેવો લાભનો ધર્મવ્યાપાર કરવો.

૧૭૧૩ પ્રશ્ન:—'જ્ઞાન' કોનું નામ?

ઉત્તર:—જ્ઞાન તેનું નામ કે જે હર્ષ શોક વખતે હાજર થાય; અર્થાત્ હર્ષ શોક થાય નહીં.

૧૭૧૪ પ્રશ્ન:—સમ્યગ્દષ્ટિ કેવા ચિન્હોથી અંકિત હોય?

ઉત્તર:—સમ્યગ્દષ્ટિ હર્ષ શોકાદિ પ્રસંગમાં એકાકાર થાય નહીં. તેમનાં નિર્ધ્વંસ પરિણામ થાય નહીં. અજ્ઞાન ઉભું થાય કે જાણવામાં આવ્યે તરત જ દાબી દે, બહુ જ જાગૃતિ હોય.

૧૭૧૫ પ્રશ્ન:—પૌદ્ગલિક ભય શાનો છે?

ઉત્તર:—( પૌદ્ગલિક ભય ) ભય અજ્ઞાનને છે.

૧૭૧૬ પ્રશ્ન:—જ્ઞાનીને પૌદ્ગલિક સંયોગને ભય હોય છે ?

ઉત્તર:—જેમ સિંહણુને સિંહ ચાલ્યો આવતો હોય અને ભય લાગતો નથી; પણ તેને ( સિંહણને ) જાણે તે કૂતરો ચાલ્યો આવતો હોય તેમ લાગે છે; તેવી રીતે જ્ઞાની પૌદ્ગલિક સયોગ સમજે છે. અજ્ઞાની પૌદ્ગલિક સંયોગના હર્ષને પત્ર વાંચે તો તેનું મોઢું ખુશીમાં દેખાય, અને ભયને કાગળ આવે તો તે ઉદાસ થઇ જાય.

૧૭૧૭ પ્રશ્ન:—જ્ઞાનીને રાજ મળ્યે આનંદ થાય તો તે જ્ઞાન હોય ?

ઉત્તર.—રાજ મળ્યે આનંદ થાય તો તે અજ્ઞાન.

૧૭૧૮ પ્રશ્ન:—યથાતથ્ય કલ્યાણ સમજાયું નથી તેનું શુ કારણ ?

ઉત્તર:—યથાતથ્ય કલ્યાણ સમજાયું નથી તેનું કારણ વચનને આવરણ કરનાર દુરાગ્રહભાવ–કષાય–રહ્યા છે.

૧૭૧૯ પ્રશ્ન:—મિથ્યાત્વ એટલે શુ ?

ઉત્તર:—કલ્યાણને અકલ્યાણ અને અકલ્યાણને કલ્યાણ સમજે તે મિથ્યાત્વ.

૧૭૨૦ પ્રશ્ન:—મિથ્યાત્વ શુ છે તે શા કારણે સમજાય નહી ?

ઉત્તર:—દુરાગ્રહભાવને લીધે મિથ્યાત્વ શુ છે તે સમજાય નહીં.

૧૭૨૧ પ્રશ્ન:—મિથ્યાત્વ દૂર શી રીતે થઇ શકે ?

ઉત્તર:—દુરાગ્રહને મૂકે તો મિથ્યાત્વ દૂર ખસવા માડે

૧૭૨૨ પ્રશ્ન:—જ્ઞાનીએ કલ્યાણનુ સ્વરૂપ સમજાવ્યા છતા શા કારણે સમજાય નહિ ?

ઉત્તર:—દુરાગ્રહ ભાવને લીધે ( જ્ઞાનીએ ) જીવને કલ્યાણનુ સ્વરૂપ બતાવ્યા છતા સમજાય નહિ

૧૭૨૩ પ્રશ્ન:—કષાય વિશેષ પ્રકારે ક્યારે પીડે છે ?

ઉત્તર:—કષાય દુરાગ્રહાદિ મૂકાય નહીં તો પછી તે વિશેષ પ્રકારે પીડે છે.

૧૭૨૪ પ્રશ્ન:—કષાય કેવા પ્રકારે રહેલ છે ?

ઉત્તર:—કષાય સત્તાપણે છે.

૧૭૨૫ પ્રશ્ન:—કષાય ક્યારે ઉભા થાય છે ?

ઉત્તર:—નિમિત્ત આવે ત્યારે ઉભા થાય છે. ત્યાંસુધી ઉભા થાય નહીં.

૧૭૨૬ પ્રશ્ન:—વિચારવાનને પુદ્ગલ સુખમા કેવો ભાવ હોય છે ?

ઉત્તર:—વિચારવાનને પુદ્ગલમાં તન્મયપણું-તાદાત્મ્યપણું-થતું નથી.

૧૭૨૭ પ્રશ્ન:—દેહને વિષે તાદાત્મ્યપણુ કેમ હોય તેનું દૃષ્ટાંત આપશો ?

ઉત્તરઃ—સર્પ દેખી આત્મવૃત્તિમાં ભયનો હેતુ થાય ત્યારે તાદાત્મ્યપણું કહેવાય.

૧૭૨૮ પ્રશ્નઃ—હર્ષશોક કોને હોય છે ?

ઉત્તરઃ—(જેને) તન્મયપણું થાય તેને જ હર્ષ, શોક થાય છે.

૧૭૨૯ પ્રશ્નઃ—નિમિત નિષ્ક્રિય હોય ?

ઉત્તરઃ—નિમિત્ત છે તે તેનું કાર્ય કર્યાવગર રહે નહીં.

૧૭૩૦ પ્રશ્નઃ—મિથ્યાદૃષ્ટિ અને જ્ઞાનીની વચમાં ભેદ શું છે ?

ઉત્તરઃ—મિથ્યાદૃષ્ટિને વચમાં સાક્ષી નથી. જ્ઞાનીને વચમાં સાક્ષી છે.

૧૭૩૧ પ્રશ્નઃ—જ્ઞાન નિમિત્તને પાછું વાળી શકે ?

ઉત્તરઃ—જ્ઞાન, જાગૃતિ હોય તો જ્ઞાનના વેગે કરી, જે જે નિમિત્તો મળે તેને પાછું વાળી શકે.

૧૭૩૨ પ્રશ્નઃ—દેહ અને આત્માનો ભેદ જ્ઞાનીને કેવા પ્રકારે હોય ?

ઉત્તરઃ—દેહને આત્મા બન્ને જૂદા છે એવો જ્ઞાનીને ભેદ પડયો છે.

૧૭૩૩ પ્રશ્નઃ—કેવાં પરિણામમાં વર્ત્યે જીવ કર્મ બાંધે ?

ઉત્તરઃ—જીવ વિભાવ પરિણામમાં વર્તે તે વખતે કર્મ બાંધે.

૧૭૩૪ પ્રશ્નઃ—જીવ કયારે કર્મ બાંધે નહીં ?

ઉત્તરઃ—સ્વભાવ પરિણામમા વર્ત્તે તે વખતે કર્મ બાંધે નહીં.

૧૭૩૫ પ્રશ્ન—શુ ટળ્યે મુમુક્ષુને મોક્ષ થાય ?

ઉત્તરઃ—સ્વછંદ ટળે તો જ મોક્ષ થાય.

૧૭૩૬ પ્રશ્નઃ—આત્માર્થી જીવ જ્ઞાનીની આજ્ઞામાં કેવા પ્રકારે વર્ત્તે ?

ઉત્તરઃ—સદ્‌ગુરૂની આજ્ઞાવિના આત્માર્થી જીવના શ્વાસોચ્છ્વાસ સિવાય બીજું ન ચાલે એવી જિનની આજ્ઞા છે.

૧૭૩૭ પ્રશ્નઃ—પાંચે ઇંદ્રિયો શી રીતે વશ થાય ?

ઉત્તરઃ—વસ્તુઓ ઉપર તુચ્છભાવ લાવવાથી.

૧૭૩૮ પ્રશ્નઃ—ઇંદ્રિયોના વિષયોમાં શુ કરવાથી લુબ્ધતા થતી નથી?

ઉત્તરઃ—ફૂલ સુકાવાથી તેની સુગંધી થોડીવાર રહી નાશ પામે છે, ફૂલ કરમાઈ જાય છે, અને તેથી કાંઈ સંતોષ થતો નથી તેની પેઠે તુચ્છ ભાવ આવવાથી ઇંદ્રિયોના વિષયોમાં લુબ્ધતા થતી નથી.

૧૭૩૯ પ્રશ્નઃ—પાંચે ઇંદ્રિયોમાં પ્રથમ કઈ ઇંદ્રિય વશ કરવાથી બીજી ઇંદ્રિયો વશ થાય છે ?

ઉત્તરઃ—પાંચ ઇંદ્રિયોમાં જિવ્હાઇંદ્રિય વશ કરવાથી બાકીની ચાર ઇંદ્રિયો વશ થાય છે.

૧૭૪૦ પ્રશ્નઃ—બાર ઉપાંગ તો બહુ ગહન છે, અને તેથી મારાથી સમજી શકાય તેમ નથી, માટે ઉપાંગનો જે સારજ બતાવો કે

જે પ્રમાણે વર્તુ તો મારૂં કલ્યાણ થાય ?

ઉત્તરઃ—બાર ઉપાંગનો સાર તમને કહીએ છીએ કે વૃત્તિઓને ક્ષય કરવી.

૧૭૪૧ પ્રશ્નઃ—વૃત્તિઓ કેટલા પ્રકારની કહી છે ?

ઉત્તરઃ—આ વૃત્તિઓ બે પ્રકારની કહી છે.

૧૭૪૨ પ્રશ્નઃ—કઈ કઈ ?

ઉત્તરઃ—એક બાહ્ય અને બીજી આંતર.

૧૭૪૩ પ્રશ્ન.—બાહ્યવૃત્તિ એટલે શું ?

ઉત્તરઃ—બાહ્યવૃત્તિ એટલે આત્માથી બહાર વર્તવું તે.

૧૭૪૪ પ્રશ્નઃ—અંતર્ વૃતિ કોનુ નામ ?

ઉત્તરઃ—આત્માની અંદર પરિણમવું-તેમાં સમાવું-તે અંતર્વૃત્તિ.

૧૭૪૫ પ્રશ્નઃ—શું થયુ હોય તો અંતર્વૃત્તિ રહે ?

ઉત્તરઃ—પદાર્થનુ તુચ્છપણું ભાસ્યમાન થયું હોય તો અંતર્વૃત્તિ રહે. જેમ અલ્પ કિંમતનો એવો જે માટીનો ઘડો તે ફુટી ગયો અને પછી તેનો ત્યાગ કરતાં આત્માની વૃત્તિ ક્ષોભ પામતી નથી, કારણ કે તેમાં તુચ્છપણું સમજાયું છે.

૧૭૪૬ પ્રશ્નઃ—જ્ઞાનીને જગતના સર્વ પદાર્થ કેવા જણાય છે ?

ઉત્તરઃ—જ્ઞાનીને જગતના સર્વ પદાર્થ તુચ્છભાસ્યમાન છે. જ્ઞાનીને એક રૂપિયાથી માંડી સુવર્ણ ઇત્યાદિક પદાર્થમાં સાવ માટીપણું જ ભાસે છે.

૧૭૪૭ પ્રશ્નઃ—વિચારવાનની સ્વદેહ પ્રત્યે શા કારણે વૃત્તિ ક્ષોભ પામતી નથી

ઉત્તરઃ—સ્ત્રી એ હાડમાંસનું પૂતળું છે એમ સ્પષ્ટ જાણ્યું છે તેથી વિચારવાનની વૃત્તિ ત્યાં ક્ષોભ પામતી નથી.

૧૭૪૮ પ્રશ્નઃ—શાસ્ત્રોને વિષે સાધુને એવી આજ્ઞા કરેલી સાંભળી છે કે, હજારો દેવાંગનાથી ન ચળી શકે તેવા મુનિએ પણ નાક કાન છેદેલી એવી સો વર્ષની વૃદ્ધ સ્ત્રીની સમીપમાં રહેવું નહીં. આમ કહેવાનું કારણ શું ?

ઉત્તરઃ—સાધુને એવી આજ્ઞા કરી છે કે, હજારો દેવાંગનાથી ન ચળી શકે તેવા મુનિએ પણ નાક કાન છેદેલી એવી જે સો વરસની વૃદ્ધ સ્ત્રી તેની સમીપ પણ રહેવું નહીં; કારણ કે તે વૃત્તિને ક્ષોભ પમાડે જ એવું જ્ઞાનીએ જાણ્યું છે. સાધુને તેટલું જ્ઞાન નથી કે તેનાથી ન જ ચળી શકે એમ ધારી તેની સમીપ રહેવાની આજ્ઞા કરી નથી. એ વચન ઉપર જ્ઞાનીએ પોતે વિશેષ ભાર મૂક્યો છે.

૧૭૪૯ પ્રશ્ન:—જો વૃત્તિઓ જગતના પદાર્થોમાં ક્ષોભ પામે તો શું કરવું ?

ઉત્તર:—જો વૃત્તિઓ પદાર્થોમાં ક્ષોભ પામે તો તરત ખેંચી લઈ તેવી બાહ્યવૃત્તિઓ ક્ષય કરવી.

૧૭૫૦ પ્રશ્ન:—નિર્ગ્રંથશાસ્ત્રોમાં જે ચૌદ ગુણુ સ્થાનકો બતાવ્યા છે તે શું છે ?

ઉત્તર:—ચૌદ ગુણુસ્થાનક છે તે આત્માના અંશે-અંશે ગુણુ બતાવ્યા છે, અને છેવટે તે કેવા છે તે જણાવ્યું છે. જેમ એક હીરો છે તેને એક એક કરતાં ચૌદ પેહેલ પાડો તો અનુક્રમે વિશેષ વિશેષ કાન્તિ પ્રગટે, અને ચૌદે પહેલ પાડતાં છેવટે હીરાની સપૂર્ણ સ્પષ્ટ કાન્તિ પ્રગટે. આ જ રીતે સપૂર્ણ ગુણુ પ્રગટવાથી આત્મા સપૂર્ણપણે પ્રગટે.

૧૭૫૧ પ્રશ્ન:—શાસ્ત્રોમાં એમ કહેલુ સાંભળ્યુ છે કે ચૌદપૂર્વધારી પણ પાછો પડે છે તેનુ કારણુ શું ? ચૌદપૂર્વધારી પાછો પડી કયા ગુણુસ્થાનક સુધી પાછો આવી જાય છે ?

ઉત્તર:—ચૌદપૂર્વધારી પાછો પડે છે તેનું કારણુ પ્રમાદ છે. પ્રમાદના કારણુથી તે એમ જાણે કે " હવે મને ગુણુ પ્રગટ્યો. " આવા અભિમાનથી પહેલે ગુણુસ્થાનકે જઈ પડે છે, અને અનંત કાળનું ભ્રમણુ કરવું પડે છે.

૧૭૫૨ પ્રશ્ન:—ચૌદપૂર્વધારીની આ પ્રકારની સ્થિતિ ઉપરથી બીજાઓએ કેમ વર્તવું યોગ્ય છે ?

ઉત્તર:—જીવે અવશ્ય જાગ્રત રહેવુ, કારણુ કે વૃત્તિઓનુ પ્રાબલ્ય એવું છે કે, તે હરેક પ્રકારે છેતરે છે.

૧૭૫૩ પ્રશ્ન.—જીવ અગીઆરમા ગુણુસ્થાનકેથી પડે છે તેનું કારણુ શું ?

ઉત્તર:—અગીઆરમા ગુણુસ્થાનકેથી જીવ પડે છે તેનું કારણુ એ કે, વૃત્તિઓ પ્રથમ જાણે છે કે " હમણા આ શૂરાતનમાં છે એટલે આપણું બળ ચલવાનું નથી; " અને તેથી ચુપ થઇ બધી દબાઇ રહે છે. " ક્રોધથી છેતરાશે નહીં, માનથી પણુ છેતરાશે નહીં; તેમ માયાનું બળ ચાલે તેવું નથી " એમ વૃત્તિએ જાણ્યું કે તરત ત્યાં લોભ ઉદયમાન થાય છે. " મારામાં કેવાં રિદ્ધિ, સિદ્ધિ, અને ઐશ્વર્ય પ્રગટ થયાં " એવી વૃત્તિ ત્યાં આગળ થતાં તેનો લોભ થવાથી ત્યાંથી જીવ પડે છે, અને પહેલે ગુણુસ્થાનકે આવે છે.

૧૭૫૪ પ્રશ્ન:—આ કારણુથી વૃત્તિઓને માટે શું કરવું ?

ઉત્તરઃ—આ કારણથી વૃત્તિઓને ઉપશમ કરવા કરતાં ક્ષય કરવી, એટલે ફરીથી ઉદ્ભવે નહીં.

૧૭૫૫ પ્રશ્નઃ—વૃત્તિઓ કેવી રીતે છેતરે છે તે સમજપૂર્વક સમજાવશો ?

ઉત્તરઃ—જ્યારે જ્ઞાનીપુરૂષ ત્યાગ કરાવવાને માટે કહે કે, આ પદાર્થ ત્યાગી દે ત્યારે વૃત્તિ ભૂલવે છે કે, ઠીક છે, હું બે દિવસ પછી ત્યાગીશ. આવા ભૂલાવામાં પડે છે કે, વૃત્તિ જાણે છે કે, ઠીક થયું, અણીનો ચૂક્યો સો વર્ષ જીવે. એટલામાં શિથિલપણાનાં કારણો મળે કે " આ ત્યાગવાથી રોગના કારણો થશે, માટે હમણા નહીં પણ આગળ ત્યાગીશ." આ રીતે વૃત્તિઓ છેતરે છે. આ પ્રકારે અનાદિકાળથી જીવ છેતરાય છે.

૧૭૫૬ પ્રશ્ન—વૃત્તિ કેમ છેતરે છે તે ઉદાહરણપૂર્વક સમજાવશો?

ઉત્તરઃ—કોઈનો વીશ વર્ષનો પુત્ર મરી ગયો હોય, તે વખતે તે જીવને એવી કડવાસ લાગે કે, આ સસાર ખોટો છે, પણ બીજેજ દિવસે એ વિચાર બાહ્યવૃત્તિ વિસ્મરણ કરાવે છે કે, " એનો છોકરો કાલ સવારે મોટો થઈ રહેશે, એમ થતુંજ આવે છે; શુ કરીએ ? " આમ થાય છે; પણ એમ નથી થતું કે, તે પુત્ર જેમ મરી ગયો, તેમ હું પણ મરી જઈશ, માટે સમજીને વૈરાગ્ય પામી ચાલ્યો જાઉં તો સારૂ. આમ વૃત્તિ થતી નથી. ત્યાં વૃત્તિ છેતરે છે.

૧૭૫૭ પ્રશ્ન—પડિતાદિને પણ તુચ્છ પદાર્થોનો સયોગ થતાં તેઓની વૃત્તિ ખેચાય છે ?

ઉત્તર—( કોઈ અભિમાની ) જીવ એમ માની બેસે છે કે, "હુ પંડિત છુ, શાસ્ત્રવેત્તા છુ. ડાહ્યો છું, ગુણવાન છું, લોક મને ગુણવાન કહે છે, " પણ તેને જ્યારે તુચ્છ પદાર્થનો સયોગ થાય છે ત્યારે તરતજ તેની વૃત્તિ ખેચાય છે. આવા જીવને જ્ઞાની કહે છે કે, તું વિચાર તો ખરો કે તે તુચ્છ પદાર્થની કિંમત કરતા તારી કિંમત તુચ્છ છે.

૧૭૫૮ પ્રશ્નઃ—જ્ઞાની અને અજ્ઞાનીના અભિપ્રાય વચ્ચે કેવા પ્રકારે ભેદ હોય છે ?

ઉત્તરઃ—અનાથદાસજીએ કહ્યું છે કે, " એક અજ્ઞાનીના કોટિ અભિપ્રાયો છે, અને કોટિ જ્ઞાનીનો એક અભિપ્રાય છે."

૧૭૫૯ પ્રશ્નઃ—કયા સાધનોદ્વારાએ આત્મગુણ પ્રકટ થાય છે ?

ઉત્તરઃ—ઉત્તમ જાતિ, આર્ય ક્ષેત્ર ઉત્તમ કૂળ, અને સત્સંગ એ, આદિ પ્રકારથી આત્મગુણ પ્રકટ થાય છે.

૧૭૬૦ પ્રશ્નઃ—આત્માને કર્મે આવરી નાંખેલ નથી કે જેથી તે પુરૂષાર્થ ન કરી શકે ?

ઉત્તરઃ—આત્માને કર્મે કાંઇ સાવ આવરી નાખ્યો નથી. આત્માના પુરૂષાર્થધર્મનો માર્ગ સાવ ખુલ્લો છે.

૧૭૬૧ પ્રશ્નઃ—કયા સાધનોનો યોગ ન મળે તો આત્મગુણ પ્રગટ થતો નથી ?

ઉત્તરઃ—બાજરા અથવા ઘઉનો એક દાણો લાખ વર્ષ સુધી રાખી મૂકો હોય ( સડી જાય તે વાત અમારા ધ્યાનમાં છે ) પણ જો તેને પાણી, માટી આદિનો સંયોગ ન મળે તો, ઉગવાનો સંભવ નથી, તેમ સત્સંગ અને વિચારનો યોગ ન મળે તો આત્મગુણ પ્રગટ થતો નથી.

૧૭૬૨ પ્રશ્નઃ—શું શ્રેણિકરાજા નરકમાં છે ? તેને ત્યાં દુઃખ હશે ?

ઉત્તરઃ—શ્રેણિકરાજા નરકમાં છે, પણ સમભાવે છે. સમકિતિ છે માટે તેને દુઃખ નથી.

૧૭૬૩ પ્રશ્નઃ—જ્ઞાનીપુરૂષનુ ઓળખાણ થયે જીવનુ કલ્યાણ થાયજ ?

ઉત્તરઃ—એક વન છે. તેમાં મહાત્મ્યવાળા પદાર્થો છે. તેનુ જે પ્રકારે ઓળખાણ થાય તેટલુ મહાત્મ્ય લાગે, અને તે પ્રમાણમાં તે ગ્રહે. આ રીતે જ્ઞાનીપુરૂષરૂપી વન છે. તે જ્ઞાની પુરૂષનું અગમ્ય અગોચર મહાત્મ્ય છે. તેનું જેટલું ઓળખાણ થાય તેટલુ મહાત્મ્ય લાગે; અને તે તે પ્રમાણમા તેનુ કલ્યાણ થાય.

૧૭૬૪ પ્રશ્નઃ—વૈરાગ્ય પ્રતિ જીવની કેવી પ્રવૃત્તિ છે ?

ઉત્તરઃ—સાંસારિક ખેદનાં કારણો જોઈ, જીવને કડવાસ લાગતાં છતાં તે વૈરાગ્ય ઉપર પગ દઈ ચાલ્યો જાય છે, પણ વૈરાગ્યમાં પ્રવૃત્તિ કરતો નથી.

૧૭૬૫ પ્રશ્નઃ—લોકો જ્ઞાનીને શા કારણે ઓળખે નહિ ?

ઉત્તરઃ—લોકો જ્ઞાનીને લોકદ્રષ્ટિએ દેખે તો ઓળખે નહિ.

૧૭૬૬ પ્રશ્નઃ—વૃત્તિઓના સંબંધમાં જ્ઞાનીની શી આજ્ઞા છે ?

ઉત્તરઃ—દૃઢ નિશ્ચય કરવો કે, વૃત્તિઓ બહાર જતી ક્ષય કરવી; એ જ જ્ઞાનીની આજ્ઞા છે.

૧૭૬૭ પ્રશ્નઃ—જીવને જ્ઞાની પુરૂષનો પરિચય થયા બાદ સંસાર કરવાની ઇચ્છા હોય ? તેવી ઇચ્છા થતી હોય તો શુ સમજવું ?

ઉત્તરઃ—સ્પષ્ટ પ્રીતિથી સંસાર કરવાની ઇચ્છા થતી હોય તો સમજવું કે, જ્ઞાનીપુરૂષને જોયા નથી.

૧૭૬૮ પ્રશ્ન:—જ્ઞાનીના યોગનું સ્વરૂપ શું ?

ઉત્તર:—જે પ્રકારે પ્રથમ સંસારમા રસસહિત વર્ત્તતો હોય તે પ્રકારે, જ્ઞાનીનો યોગ થયા પછી વર્ત્તે નહીં એ જ જ્ઞાનીના ખરૂં સ્વરૂપ.*

૧૭૬૯ પ્રશ્ન:—જ્ઞાનીને જ્ઞાનદષ્ટિથી જોયા પછી સ્ત્રી જોઇને વિષયમૂલક રાગ ઉત્પન્ન થાય ?

ઉત્તર.—જ્ઞાનીને જ્ઞાનદષ્ટિ–અંતરદૃષ્ટિ–થી જોયા પછી સ્ત્રી જોઇને (વિષયમૂલક) રાગ ઉત્પન્ન થાય નહિ.

૧૭૭૦ પ્રશ્ન:—કારણ શું ?

ઉત્તર:—કારણ કે, જ્ઞાનીનું સ્વરૂપ વિષયસુખકલ્પનાથી જૂદું છે.

૧૭૭૧ પ્રશ્ન—વિષયમૂલક રાગ કોને ન થાય ?

ઉત્તર:—અનંત સુખ જાણ્યું હોય તેને (વિષયમૂલક) રાગ થાય નહિ.

૧૭૭૨ પ્રશ્ન:—જ્ઞાનીને કોણે જોયા ?

ઉત્તર:—જેને (વિષયમૂલક) રાગ થાય નહિ તેણે જ જ્ઞાનીને જોયા.

૧૭૭૩ પ્રશ્ન:—જ્ઞાની પુરૂષનાં દર્શન કર્યા પછી સ્ત્રીનું સજીવન શરીર વિકારપરત્વે અજીવનપણે ભાસે ?

ઉત્તર:—જ્ઞાનીપુરૂષનાં દર્શન કર્યા પછી સ્ત્રીનું સજીવન શરીર અજીવનપણે ભાસ્યાવિના રહે નહિ.

૧૭૭૪ પ્રશ્ન:—કારણ શું ?

ઉત્તર:—જ્ઞાનીનાં વચનો યથાર્થ રીતે સાચાં જાણ્યાં છે.

૧૭૭૫ પ્રશ્ન—સ્ત્રીના આત્મા અને દેહ કોને અને શા કારણે ભિન્ન ભિન્ન ભાસે ?

ઉત્તર:—જ્ઞાનીની સમીપ દેહ અને આત્મા જૂદો–પૃથક્ પૃથક્–જાણ્યો છે તેને દેહ બાદ કરી આત્મા ભિન્ન ભાસે; અને તેથી સ્ત્રીનાં શરીર અને આત્મા જૂદાં ભાસે છે.

૧૭૭૬ પ્રશ્ન:—જેને આત્મા અને દેહ ભિન્ન જાણ્યા છે તેને સ્ત્રીશરીર પરત્વે વિષયમૂલક રાગ શા માટે ઉત્પન્ન થતો નથી ?

ઉત્તર:—તેણે સ્ત્રીનું શરીર માંસ, માટી, હાડકાં આદિનું પૂતળું જાણ્યું છે એટલે રાગ ઉત્પન્ન થતો નથી.

૧૭૭૭ પ્રશ્ન:—સંસારરૂપી શરીરનું બળ કોના ઉપર છે ? તેનો ભંગ કેમ થાય ?

---

* જ્ઞાનીનું ખરૂં સ્વરૂપ એ જ કે તેઓનો યોગ થયા પછી સામા જીવની દશા અપૂર્વપણું પામે એવો આ ઠેકાણે કહેવાનો અભિપ્રાય છે —સંશોધક.

ઉત્તરઃ—આખા શરીરનું બળ–ઉપર નીચેનું બન્ને–કમર ઉપર છે. જેની કમર ભાંગી ગઇ છે તેનું બધું બળ ગયું. વિષયાદિ જીવની તૃષ્ણા છે. સંસારરૂપી શરીરનું બળ આ વિષયાદિરૂપ કેડ–કમર–ઉપર છે. જ્ઞાનીપુરૂષોનો બોધ લાગવાથી વિષયાદિરૂપ કેડનો ભંગ થાય છે.

૧૭૭૮ પ્રશ્ન.—જ્ઞાનીપુરૂષના બોધમાં કેવા પ્રકારનું સામર્થ્ય છે?

ઉત્તરઃ—વિષયાદિનું તુચ્છપણું લાગે છે, અને તે પ્રકારે સંસારનુ બળ ઘટે છે; જ્ઞાનીપુરૂષના બોધમાં આવું સામર્થ્ય છે.

૧૭૭૯ પ્રશ્નઃ—શ્રી મહાવીર સ્વામીને સંગમ નામે દેવતાએ પરિષહો દીધા ત્યારે મહાવીર સ્વામીએ શું કર્યું હતું?

ઉત્તરઃ—શ્રી મહાવીર સ્વામીને સંગમ નામે દેવતાએ બહુ જ (પ્રાણત્યાગ થતાં વાર ન લાગે તેવા) પરિષહ દીધા ત્યારે તેઓએ વિચાર્યું કે જેનાં દર્શન કરવાથી કલ્યાણ થાય, નામ સ્મરવાથી કલ્યાણ થાય તેના સંગમાં આવીને અનંત સંસાર વધવાનું આ જીવને કારણ થાય છે. આવી અનુકંપા આવવાથી આંખમાં આંસુ આવી ગયાં. કેવી અદ્ભુત સમતા! પારકી દયા કેવી રીતે ઉગી નીકળી હતી!

૧૭૮૦ પ્રશ્નઃ—આ વખતે તેઓને શરીરનો મોહ થયો હોત તો શું પરિણામ આવત?

ઉત્તરઃ—તે વખતે જો મોહરાજાએ જરા ધક્કો માર્યો હોત તો તરત જ તીર્થંકરપણું સંભવત નહિ, જો કે તે દેવતા તો ભાગી જાત.

૧૭૮૧ પ્રશ્નઃ—તેઓએ શરીરપર કેમ મોહ ન કર્યો?

ઉત્તરઃ—મોહનીયના બળને મૂળથી નાશ કર્યો છે—અર્થાત્ મોહને જીત્યો છે તે મોહ કેમ કરે?

૧૭૮૨ પ્રશ્નઃ—ગોશાલાએ શ્રી મહાવીરસ્વામીની સમીપે આવીને સાધુને બાળી નાખ્યા ત્યારે (તેઓએ) જો ઐશ્વર્યપણું કર્યું હોત તો તેઓ પોતાને આંગત ફળ શું મળત?

ઉત્તરઃ—શ્રી મહાવીરસ્વામી સમીપે આવીને ગોશાલાએ સાધુને બાળી નાંખ્યા ત્યારે (તેઓએ) જો જરા ઐશ્વર્યપણું કરીને સાધુની રક્ષા કરી હોત તો તીર્થંકરપણું ફરી કરવું પડત.

૧૭૮૩ પ્રશ્નઃ—શ્રી મહાવીર સ્વામીએ ઐશ્વર્યપણું કેમ ન કર્યું?

ઉત્તરઃ—જેને "હું ગુરૂ છું, મારા શિષ્ય છે" એવી ભાવના નથી તેને તેવો કોઇ પ્રકાર કરવો પડતો નથી. તીર્થંકર એમ (મારાપણું) કરે જ નહિ.

૧૭૮૪ પ્રશ્નઃ—તેઓએ આ વેળાએ શું વિચાર્યું?

ઉત્તરઃ—"શરીરરક્ષણનો દાતાર નથી, ફક્ત ભાવઉપદેશનો દાતાર છું; જો હું રક્ષા કરૂં તો મારે ગોશાલાની રક્ષા કરવી જોઇએ અથવા આખા જગતની રક્ષા કરવી ઘટે" એમ વિચાર્યું.

૧૭૮૫ પ્રશ્નઃ—આ કાળમા ચરમશરીરિ હોય? વેદાંતનો શું અભિપ્રાય છે?

ઉત્તરઃ—વેદાંતવિષે આ કાળમાં ચરમશરીરિ કહ્યા છે.

૧૭૮૬ પ્રશ્નઃ—જિનનો શું અભિપ્રાય છે?

ઉત્તર.—જિનના અભિપ્રાયપ્રમાણે આ કાળમા એકાવતારી જીવ થાય છે.

૧૭૮૭ પ્રશ્નઃ—એકાવતારીપણું પ્રાપ્ત થવું એ મોટી વાત છે? એ કાંઇ મોક્ષ નથી?

ઉત્તર·—આ કાંઇ થોડી વાત નથી, કેમકે આ પછી કાંઇ મોક્ષ થવાને વધારે વાર નથી. સહેજ કાઇ બાકી રહ્યુ હોય–રહ્યું છે–તે પછી સહજમાં ચાલ્યુ જાય છે.

૧૭૮૮ પ્રશ્નઃ—આવા એકાવતારી પુરૂષની વૃત્તિઓ અને દશા કેવી હોય છે?

ઉત્તર·—(તેઓની) અનાદિની ઘણી જ વૃત્તિઓ સમાઇ ગઇ હોય છે; એટલી બધી શાન્તિ થઇ ગઇ હોય છે કે, રાગદ્વેષ બધા નાશ પામવા યોગ્ય થયા (હોય) છે–ઉપશાત થયા (હોય) છે.

૧૭૮૯ પ્રશ્ન·—કોઈ જ્ઞાની સદ્વૃત્તિઓનાં સાધનો નહિ કરવાનું કહે ખરા?

ઉત્તરઃ—જ્ઞાની સદ્વૃત્તિઓ થવા માટે જે જે કારણો (સાધનો) બતાવેલા હોય છે તે નહિ કરવાનું કહેતા જ નથી.

૧૭૯૦ પ્રશ્ન.—રાત્રિભોજનની આજ્ઞા છે?

ઉત્તરઃ—રાત્રે ખાવાથી હિંસાનું કારણ દેખાય છે, એટલે જ્ઞાની આજ્ઞા કરે જ નહિ કે તું રાત્રે ખા.

૧૭૯૧ પ્રશ્નઃ—શા કારણે જ્ઞાનીપુરૂષ જ્ઞાનીપુરૂષની આજ્ઞાએ રાત્રિ ભોજન ત્યાગાદિ કરવાનું કહે છે?

ઉત્તરઃ—અહંભાવે જે જે આચારણ કર્યા હોય, અને રાત્રિભોજનથી જ, અથવા "આ ફલાણાથી જ મોક્ષ થાય, અથવા આમાં જ મોક્ષ છે," એમ દુરાગ્રહથી માન્યું હોય તો તેવો દુરાગ્રહ મૂકાવવાને માટે "જ્ઞાની પુરૂષોની આજ્ઞાએ તેમ (રાત્રિભોજનત્યાગાદિ) કરવાનું" જ્ઞાનીપુરૂષો કહે અને તેમ કરે તો કલ્યાણ થાય.

૧૭૫૨ પ્રશ્ન:—આ કાળમાં આરાધકપણાના કે વિરાધકપણાના કારણો છે?

ઉત્તર:—આ કાળમાં આરાધકપણાના કારણો ઘટતાં જાય છે, અને વિરાધકપણાનાં લક્ષણો વર્દ્ધમાનતા પામતા જાય છે.

૧૭૫૩ પ્રશ્ન:—કોઇ સાધુ જેણે પ્રથમ આચાર્યપણે અજ્ઞાન અવસ્થાએ ઉપદેશ કર્યો હોય અને પછી તેને જ્ઞાનીપુરૂષનો સમાગમ થતાં જો તે જ્ઞાનીપુરૂષ આજ્ઞા કરે કે, જે સ્થળે આચાર્યપણે ઉપદેશ કર્યો હોય ત્યાં જઇ એક ખુણે છેવાડે બેસી બધા લોકોને એમ કહે કે, 'મેં અજ્ઞાનપણે ઉપદેશ આપ્યો છે માટે તમે ભૂલ ખાશો નહિ' તો તેણે તે પ્રમાણે કરવું જ જોઇએ?

ઉત્તર:—તે પ્રમાણે સાધુને કર્યા વિના છૂટકો નહિ.

૧૭૫૪ પ્રશ્ન:—જો તે સાધુ એમ કહે કે, 'મારાથી એમ નહિ થાય. એને બદલે આપ કહો તો પહાડ ઉપરથી પડતું મૂકુ અથવા બીજું ગમે તે કહો તે ખરૂ, પણ મારાથી ત્યાં નહિ જવાય' તો તેને જ્ઞાની શું કહે?

ઉત્તર:—જ્ઞાની કહે કે "કદાપિ તું લાખ વાર પર્વતથી પડે તોપણ કામનુ નથી. તેમ કરશે તો જ મોક્ષ મળશે. તેમ કર્યા વિના મોક્ષ નથી, (આટલા) માટે જઇને ક્ષમાપના માગે તો જ કલ્યાણ થાય."

૧૭૫૫ પ્રશ્ન:—ગૌતમસ્વામી કેટલા જ્ઞાનના ધર્ત્તા હતા?

ઉત્તર:—ગૌતમસ્વામી ચાર [1]જ્ઞાનના ધર્ત્તા હતા.

૧૭૫૬ પ્રશ્ન:—ગૌતમ ચાર જ્ઞાનના ધર્ત્તા હતા, છતાં તેઓ શ્રાવક એવા **આનંદ** પાસે ગયા હતા?

ઉત્તર:—શ્રાવક એવા આનંદ પાસે ગયા હતા.

૧૭૫૭ પ્રશ્ન:—ગૌતમસ્વામીએ જ્યારે એવી લોકવાયકા સાંભળી કે આનંદ શ્રાવકને કેવલજ્ઞાન ઉપજ્યુ છે ત્યારે તેઓ આનંદ શ્રાવક પાસે ગયાની શાસ્ત્રોમાં બીના આવે છે. આ વેળાએ આનદ શ્રાવકે તેઓને શુ કહ્યુ?

ઉત્તર:—આનદશ્રાવકે કહ્યુ કે "મને જ્ઞાન ઉપજ્યુ છે."

૧૭૫૮ પ્રશ્ન:—જ્યારે આનદ શ્રાવકે કહ્યુ કે, મને જ્ઞાન ઉપજ્યું છે ત્યારે ગૌતમસ્વામીએ શું કહ્યું?

ઉત્તર:—ગૌતમસ્વામીએ કહ્યું "ના, એટલું બધુ હોય નહિ, માટે તમે ક્ષમાપના લ્યો."

---

૧ મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવજ્ઞાનઃ—સંશોધક.

૧૭૯૯ પ્રશ્ન:—આનંદશ્રાવકે જ્ઞાન ઉત્પન્ન થઇ ચૂક્યું હતું, છતાં જેને હજુ સંપૂર્ણ જ્ઞાન ઉત્પન્ન થયું નહોતું એવા ગૌતમસ્વામી પ્રત્યે આ વેળાએ કેવા વિનયપૂર્વક કામ લીધું હતું?

ઉત્તર:—આનંદશ્રાવકે વિચાર્યું કે, (સ્વામીજી) મારા ગુરૂ છે, કદાચ્ આ વખતે ભૂલ ખાય છે, તોપણ ભૂલ ખાઓ છો એમ કહેવું યોગ્ય નથી.

૧૮૦૦ પ્રશ્ન:—ગૌતમ અને આનંદની વચ્ચેના વાર્ત્તાલાપ શા પ્રમાણે છે?

ઉત્તર:—(કદાચ આ વખતે ભૂલ ખાય છે, પણ ગુરૂ છે માટે શાન્તિથી કહેવું યોગ્ય છે, એમ ધારી)

આનંદ—'મહારાજ, સદ્‌ભૂત વચનનો 'મિચ્છામિ દુક્કડં' કે અસદ્‌ભૂત વચનનો 'મિચ્છામિ દુક્કડ?'

ગૌતમ.—અસદ્‌ભૂત વચનનો મિચ્છામિ દુક્કડ.

આનંદ:—હું મિચ્છામિ દુક્કડ' લેવાને લાયક નથી.

૧૮૦૧ પ્રશ્ન:—આ ઉપરથી ગૌતમ સ્વામીએ શું કર્યું?

ઉત્તર:—ગૌતમસ્વામી ચાલ્યા ગયા અને જઇને મહાવીર સ્વામીને (આ સબંધમાં) પૂછ્યું (ગૌતમસ્વામી તેનું સમાધાન કરે તેવા હતા, પણ છતે ગુરૂએ તેમ કરે નહિ જેથી મહાવીરસ્વામીપાસે જઇ હકીકત કહી).

૧૮૦૨ પ્રશ્ન:—મહાવીરસ્વામીએ શું કહ્યું?

ઉત્તર:—મહાવીરસ્વામીએ કહ્યું કે "હે ગૌતમ! હા, આનંદ દેખે છે એમ જ છે, અને તમારી ભૂલ છે, માટે તમે આનંદપાસે જઇ ક્ષપાપના લ્યો."

૧૮૦૩ પ્રશ્ન:—ગૌતમસ્વામી મહાવીરસ્વામીની આજ્ઞા પ્રમાણે ક્ષમાવવા ગયા?

ઉત્તર:—'તહત્' કહી ગૌતમસ્વામી ક્ષમાવવા ગયા.

૧૮૦૪ પ્રશ્ન:—આ પ્રસંગથી આપ શું બતાવવા માંગો છો?

ઉત્તર:—જો ગૌતમસ્વામીમાં મોહ નામનો મહા સુભટ પરાભવ પામ્યો ન હોત તો ત્યાં જાત નહિ, અને કદાપિ ગૌતમસ્વામી એમ કહેત કે, મહારાજ! આપના આટલા બધા શિષ્ય છે તેમની હું ચાકરી કરૂં, પણ ત્યાં તો નહિ જાઉં (તો) તે વાત કબૂલ થાત નહિ.

૧૮૦૫ પ્રશ્ન:—ગૌતમની આ વાત મહાવીરસ્વામીથી કબૂલ થાત?

ઉત્તર:—તે વાત કબૂલ થાત નહિ.

૧૮૦૬ પ્રશ્ન:—કેશીસ્વામી પ્રથમ કોના શિષ્ય હતા?

ઉત્તર:—કેશીસ્વામી પાર્શ્વનાથસ્વામીના શિષ્ય હતા.

૧૮૦૭ પ્રશ્ન:—પાર્શ્વનાથસ્વામીના સમયમાં ચાર મહાવ્રત અંગીકાર કરવાની પ્રણાલિકા હતી તે પ્રણાલિકા, જ્યારે તેઓ મહાવીર સ્વામીના તીર્થમાં દાખલ થયા તે વેળાએ, બદલી ચારને સ્થળે પાંચ મહાવ્રતો ગૌતમ પાસે પુનઃ દીક્ષા લઇ અંગીકાર કર્યાં હતાં ?

ઉત્તર:—પાંચ મહાવ્રત ( ગૌતમ પાસે પુનઃ દીક્ષા લઇ ) અંગીકાર કર્યા હતાં.

૧૮૦૮ પ્રશ્ન:—કેશીસ્વામી ગૌતમ કરતાં મોટા હતા, વળી તેઓ પાર્શ્વનાથ સ્વામીના શિષ્ય હતા. છતાં તેણે ગૌતમ સ્વામી પાસે પુનઃ ચારિત્ર લીધું ત્યારે તેઓએ ગૌતમને એમ ન કહ્યું કે, દીક્ષાએ હું મોટો છું માટે તમે મારી પાસે ચારિત્ર લ્યો ?

ઉત્તર.—વિચારવાન અને સરળ જીવ જેને તરત કલ્યાણયુક્ત થઇ જવું છે તેને આવી વાતનો આગ્રહ હોય નહીં.

૧૮૦૯ પ્રશ્ન:—એમ સાંભળ્યું છે કે, કૂળધર્મમાં રૂઢિદ્વારાએ આગ્રહ કદાગ્રહ આવ્યા હોય છે તેથી તે-કૂળધર્મ-ફળદાયક થવો સંભવીત નથી હોતો. કૂળધર્મ કોઈ પ્રયોગે શુદ્ધતા ન પામી શકે ?

ઉત્તર:—સમુદ્ર છે તે ખારો છે. એકદમ તો તેની ખારાશ નીકળે નહીં. તેને માટે આ પ્રકારે ઉપાય છે કે, તે સમુદ્રમાંથી એકેક વહેળો લેવો, તે વહેળામાં જેથી તે પાણીની ખારાશ મટે, અને મીઠાશ થાય એવો ખાર નાખવો; તે પાણી સોશવાના બે પ્રકાર છે: એક તો સૂર્યનો તાપ, અને બીજી જમીન. માટે પ્રથમ જમીન તૈયાર કરવી, પછી નીકોદ્વારાએ પાણી લઈ જવું; પછી તે ખાર નાંખવો તેથી ખારાશ મટી જશે. આ જ રીતે મિથ્યાત્વરૂપી સમુદ્ર છે, તેમાં કદાગ્રહાદિકરૂપ ખારાશ છે; કૂળધર્મરૂપી વહેળાને યોગ્યતારૂપ જમીનમાં લઇ સદ્બોધરૂપી ખાર નાખવો એટલે સત્પુરૂષરૂપી તાપથી ખારાશ મટી જશે.

૧૮૧૦ પ્રશ્ન:—જીવને સૌથી મોટો રોગ કયો ?

ઉત્તર:—સૌથી મોટો રોગ મિથ્યાત્વ.

૧૮૧૧ પ્રશ્ન:—તપશ્ચર્યા કરવી તે કેવા ભાવથી ન કરવી ?

ઉત્તર:—જે જે વખતે તપશ્ચર્યા કરવી, તે તે વખતે સ્વછંદથી ન કરવી; અહંકારથી ન કરવી; લોકોને લીધે ન કરવી; જીવે જે કાંઇ કરવું તે સ્વછંદે ન કરવું.

૧૮૧૨ પ્રશ્ન:—જીવના કલ્યાણ આડે મુખ્યમાં મુખ્ય વિઘ્ન કયું છે?

ઉત્તર:—મુખ્યમાં મુખ્ય વિઘ્ન સ્વછંદ છે.

૧૮૧૩ પ્રશ્ન:—મોક્ષે કોણ ગયા છે ?

ઉત્તર:—"હું ડાહ્યો નથી" એવું સમજ્યા તે મોક્ષે ગયા છે.

૧૮૧૪ પ્રશ્ન:—શું કર્યું હોય તો આત્મકલ્યાણ સંબંધી બધાં ફળ સંભવે છે ?

ઉત્તર:—કદાગ્રહ મૂકાયાથી બધાં ફળ થવા સંભવે છે.

૧૮૧૫ પ્રશ્ન:—ગૌતમસ્વામીએ મહાવીરસ્વામીને વેદ સંબંધીના પ્રશ્નો પૂછ્યાં હતાં તેનું સમાધાન તેઓએ કેવા પ્રકારે કરી આપ્યું ?

ઉત્તર:—ગૌતમસ્વામીએ મહાવીરસ્વામીને વેદનાં પ્રશ્નો પૂછયાં તેનું, સર્વ દોષનો ક્ષય કર્યો છે એવા મહાવીરસ્વામીએ વેદના દાખલા દઈ સમાધાન કરી આપ્યું.

૧૮૧૬ પ્રશ્ન:—કેવી દષ્ટિએ રાગદ્વેષ ઘટયાં હોય તો તે ફળીભૂત થાય ?

ઉત્તર:—પરમાર્થદષ્ટિએ રાગદ્વેષ ઘટયા હોય તો તે ફળીભૂત થાય.

૧૮૧૭ પ્રશ્ન:—પરમાર્થદષ્ટિએ રાગદ્વેષ ઘટયાં હોય તો તે ફળીભૂત થાય એમ કહેવાનું કારણ શું ?

ઉત્તર:—વ્યવહારથી તો ભોળા જીવોને પણ રાગદ્વેષ ઘટયા હોય; (એટલા માટે) પરમાર્થથી રાગદ્વેષ મોળા પડે, તો કલ્યાણનો હેતુ છે.

૧૮૧૮ પ્રશ્ન:—સઘળાં દર્શન સરખાં છે ?

ઉત્તર:—મોટા પુરૂષોની દષ્ટિએ જોતાં સઘળાં દર્શ સરખાં છે. જ્ઞાનીની દષ્ટિએ ભેદાભેદ હોય નહીં.

૧૮૧૯ પ્રશ્ન:—મતમતાંતર સંબંધમાં જૈન પ્રજાની સ્થિતિ કેવી આપ માનો છો ?

ઉત્તર:—જૈનમા વીશલાખ જીવો મતમતાંતરમાં પડયા છે.

૧૮૨૦ પ્રશ્ન:—ચોકસ જીવને અનંતાનુબંધીય કષાયનો ઉદય એ શા ઉપરથી જણાય ?

ઉત્તર:—જે જીવને અનંતાનુબંધીયનો ઉદય છે તેને સાચા પુરૂષની વાત પણ ગમે નહીં, અથવા સાચા પુરૂષની વાત સાંભળવી ગમે નહીં.

૧૮૨૧ પ્રશ્ન:—મિથ્યાત્વની ગ્રંથિ છે ? મિથ્યાત્વની કેટલીક પ્રકૃતિ છે ? તેમાં કઇ પ્રકૃતિઓ ચક્રવર્ત્તિ સમાન છે ?

ઉત્તર:—મિથ્યાત્વની ગ્રંથિ છે અને સાત પ્રકૃતિ છે. તેમાં અનંતાનુબંધીયની ચાર પ્રકૃતિ ચક્રવર્ત્તિ સમાન છે.

૧૮૨૨ પ્રશ્ન:—આ પ્રકૃતિ શું કામ કરે છે ?

ઉત્તર—તે કોઇ રીતે ગ્રંથીમાંથી નીકળવા નહીં.